આપણી
અર્વાચીન શોધદૃષ્ટિના
પાશ્ચાત્ય પ્રણેતાઓને

આ પત્ર
પુષ્પ
ફળ
તોયલવો
સમર્પિત

Language is the most significant and colossal work that the human spirit has evolved—nothing short of a finished form of expression for all communicable experience.

This form may be endlessly varied by the individual without thereby losing its distinctive contours; and it is constantly reshaping itself as is all art.

Language is the most massive and inclusive art we know, a mountainous and anonymous work of unconscious generations.

SAPIR

# પ્રાસ્તાવિક

પ્રસ્તુત લેખસંગ્રહમાં મારા 'વાગ્વ્યાપાર' (૧૯૫૪)માંથી હજી કાંઈક ઉપયોગી લાગી તેની કેટલીક સામગ્રીનો એમ કે બીજે રૂપે સમાવેશ કરી લીધો છે

'બોલચાલની ભાષાના સ્ખલનો' (વાગ્૦, ૧–૧૦)
'સંક્ષેપની પ્રક્રિયા' ( „ ૧૧–૧૭)
પ્રત્યયવિચાર વિભાગના લેખો ( „ ૨૨૧–૨૪૧)

એટલું સહેજસાજ ફેરફાર સાથે અહીં આપ્યું છે

'હેમચંદ્રીય અપભ્રંશનું સ્વરૂપ' (વાગ્૦ ૧૩૫–૧૪૮)
'અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી' ( „ ૧૪૯–૧૬૧)
'ગુજરાતી ભાષાનો ઉદ્ગમ' ( „ ૧૬૨–૧૭૪)
'સંયુક્ત વ્યંજનનો ઋજુભાવ' ( ૧૭૫–૧૭૭)

એ લેખોની સામગ્રી પછીથી મેં કરેલા સવિસ્તર કે વધુ વ્યવસ્થિત પ્રયાસોમાં સમાવી લીધી છે બાકીનામાંથી 'રકાર-પ્રક્ષેપ' (વાગ્૦, ૨૧૧–૨૧૫), 'અણોજે' (વાગ્૦, ૩૩૮–૩૩૯), 'ઈજાણ' (વાગ્૦, ૩૪૧–૩૪૨) જેવી નોંધોને વ્યાપક સંદર્ભમાં મૂકી છે આ રીતે 'અનુશીલનો'માં 'વાગ્વ્યાપાર'ના એંશી–નેવું પૃષ્ઠ સમાવિષ્ટ ગણાય બાકીનું લખાણ નવું છે તેમાં '૫૪ થી' ૪ના ગાળામાં 'બુદ્ધિપ્રકાશ' 'મનીષા' 'પ્રસ્થાન', 'પરબ', 'સ્વાધ્યાય' વગેરેમાં પ્રકાશિત લેખો (આવશ્યક શુદ્ધિવૃદ્ધિ સાથે) છે, એકાદ મારા અંગ્રેજી લેખનો અનુવાદ છે, તો કેટલુંક અહીં પહેલી જ વાર પ્રકાશિત થાય છે એ રીતે 'અનુશીલનો'ને 'વાગ્વ્યાપાર'ની ગુજરાતી–અપભ્રંશ સામગ્રીનું શોધિત–સંવર્ધિત સ્વરૂપ પણ ગણી શકાય

*

સંગ્રહીત લેખોની ભાવના તથા મુખ્ય ઐતિહાસિક છે ગુજરાતીના ઇતિહાસ અને સ્વરૂપવિકાસ સાથે પ્રત્યક્ષપરોક્ષ સંબંધ ધરાવતી, મધ્યકાલીન કે અર્વાચીન, ધ્વનિરૂપ કે શબ્દને લગતી કેટલીક સામગ્રીને અનુલક્ષીને વર્ણન, પૃથક્કરણ કે ચર્ચાવિચારણા કરી છે બહુ તો એકાદ પગલું આગળ જવાનો, નવી સંહીની વ્યવસ્થા કે વ્યાપક નિયમ પ્રસ્તુત કરવાનો પ્રયાસ રહ્યો છે લેખોમાં અપભ્રંશ ઓતપ્રોત છે કારણ કે અપભ્રંશ ગુજરાતીની માતા છે આપણાં પાંચેક વિશ્વવિદ્યાલયોમાંથી એકાદને યે અપભ્રંશને અનુસ્નાતક અધ્યયનસંશોધનના ક્ષેત્રે સ્વતંત્ર વિષય લેખે સ્થાન આપવાનું કોને ખબર ક્યારે સૂઝશે

*

અહીં પ્રસ્તુત હેમચંદ્રીય અપભ્રંશનું પૃથક્કરણ કેટલાંક ગુજરાતી ધ્વનિવલણોની તારવણી અને થોડુંક ગુજરાતી વ્યાકરણવિષયક પૃથક્કરણ તે તે નિયમમાં થયેલા

પ્રથમ પ્રયાસ છે. સેંકડો પ્રાચીન ગુજરાતી અને અપભ્રંશ કૃતિઓમાં ગુજરાતીના ઇતિહાસની સામગ્રી ભરી પડી છે. એ કૃતિઓનું સૂક્ષ્મ શાસ્ત્રીય અધ્યયન અનેક સંશોધકોની પ્રતીક્ષા કરતું કુમારી ધરતીની જેમ પડયું છે. અવારનવાર જોવા-વાંચવામા આવેલી સો-સવા સો જેટલી કૃતિઓમાથી ગોચરીવૃત્તિએ એકઠું કરેલું થોડુંક અહીં રજૂ કર્યું છે ગુજરાતી ભાષા અને ગુજરાતી સંસ્કૃતિ વિશેના, ઊર્મિઘેલછાએ પ્રેરેલા (કે પછી લઘુતાગ્રંથિજન્ય પ્રાચીનભક્તિએ પ્રેરેલા) હવાઈ અને રંગીન ખ્યાલોથી જેને મુક્ત થવું છે અને તટસ્થભાવે નક્કર તથ્યો અને સત્યો જેને જાણવાં છે, તેને માટે ઝીણીઝીણી લાખો વિગતોના પુંજને ધીરજપૂર્વક તપાસીને એમાથી પ્રાપ્ત થતા પુરાવાઓ ઉપરથી ક્રમેક્રમે વ્યાપક અને વધુ વ્યાપક નિર્ણયો તારવા એ જ એક માત્ર માર્ગ છે. મોટે ભાગે ઉત્સવસંમેલનો, લોકશિક્ષણ, પક્ષાપક્ષી કે સ્થિતિજડતાને વરેલી આપણી વિદ્યાસંસ્થાઓ અને સાહિત્યસંસ્થાઓને અપભ્રંશના કે પ્રાચીન ગુજરાતીના શાસ્ત્રીય શબ્દકોશનું નિર્માણ કે એવાં કોઈ કાર્યો માથે લેવાનું અને એમ પોતાના સાચા અસ્તિત્વની પ્રતીતિ પામવાનું ન સૂઝે એ સમજી શકાય તેમ છે.

પ્રસ્તુત પુસ્તક પ્રકાશિત કરવાનું જોખમ સદ્ભાવપૂર્વક ઉઠાવવા માટે હું ભાઈશ્રી નટવરલાલ ગાંધીનો આભારી છું. તેમણે પુસ્તકના સ્વરૂપ વગેરે વિશેના મારા આગ્રહને દરેક રીતે અનુકૂળ થવાની સૌજન્યભરી તત્પરતા દાખવી છે.

ભાષાશાસ્ત્રીય અને પ્રાચીન ભાષાસામગ્રીથી ઉભરાતા માથાકૂટિયા લખાણને બને તેટલી ઓછી અશુદ્ધિઓ સાથે રજૂ કરવાનું કામ મુદ્રણાલયનો સારો સહકાર માગી લે છે. આ પ્રકારનો પૂરતો સહકાર 'જૈનાનંદ' પ્રિન્ટિંગ પ્રેસે આપ્યો છે તે બદલ હું તેનો ઋણી છું. પરિણામ થોડુંક અસંતોષકર આવ્યું હોય તો તે માટે અંતર, અને મારી કાર્યવ્યસ્તતા જવાબદાર છે.

સંશોધનઅધ્યયનને લગતી અનેકવિધ અનુકૂળતા જ્યાં મને વર્ષોથી મળતી રહી છે તે ભારતીય વિદ્યા ભવન પ્રત્યે અને તેના કુલપતિ શ્રી. મુનશીજી પ્રત્યે પણ હું મારી આભારની લાગણી વ્યક્ત કરું છું.

'વાગ્વ્યાપાર'ની ઘણી ખુલ્લી મર્યાદાઓ હતી છતાં તેના ઉપયોગી અંશને લક્ષમાં રાખીને ઘણા અભ્યાસીઓએ અને અધ્યાપકોએ તેને ઉદારભાવે આવકાર્યું હતું. 'અનુશીલનો'માં ઉપયોગી અંશનું પ્રમાણ એ ઉદારતાનું થોડુંક ઋણ ચૂકવી શકે એટલુ ગણાશે તોયે હું ધન્યતા અનુભવીશ.

જાન્યુઆરી ૧, ૧૯૬૫
૮૧ બી/૧૨, સરસ્વતી રસ્તો
સાન્તાક્રુઝ, મુંબઈ ૫૪

હરિવલ્લભ ભાયાણી

# અનુક્રમ

# શુદ્ધિ

પૃષ્ઠ અને પંક્તિ અનુસાર નિર્દિષ્ટ સ્થાને પ્રસ્તુત હોય તે અંશ નીચે પ્રમાણે સુધારવો. (અનુસ્વાર, વિરામચિહ્ન વગેરેની ઝીણી અશુદ્ધિઓ નોંધી નથી)

| | | |
|---|---|---|
| ૨ | ૨૪ | જોડકણા |
| ૬ | ૫ | ચિહ્ન |
| ૬ | ૧૩ | અંગત |
| ૮ | ૮ | ઢાળાના |
| ૧૦ | ૫ | ગભરાટ ને |
| ૧૯ | ૧૭ | મધ્યકાલીન |
| ૨૦ | ૧૬ | વાક્યાર્થ સાથે કામ |
| ૨૦ | ૨૨ | વણપુરાયેલી |
| ૨૧ | ૩ | પ્રસંગે |
| ૨૮ | ૧૭ | સંજ્ઞાઓ ચોક્કસ |
| ૩૨ | ૬ | 'અપશબ્દો |
| ૩૨ | ૬ | (જ્યારે) |
| ૩૨ | ૮ | ગોપોતલિકા |
| ૩૨ | ૧૬ | મરકૃતથી |
| ૩૨ | ૨૮ | પ્રતીરિતા |
| ૩૩ | ૧ | અવહટ્ઠ |
| ૩૬ | ૨૨ | સ્વરૂપ |
| ૩૭ | ૨૯ | ઉચ્ચારણાદિમાં |
| ૪૨ | ૬ | રહમાણ |
| ૪૬ | ૨૧ | 'ય' > એનડો તાલવ્ય; |
| ૫૪ | ૨૦ | પ્રત્યય |
| ૫૫ | ૨૮ | હેત્વર્થના 'પ્રતુમ' ઉપરથી 'ન ઉ' તથા વૈદિક |
| ૫૬ | ૨૭ | ૩. શબ્દસિદ્ધિ |
| ૫૯ | ૧૨ | ૪. લિંગપરિવર્તન |
| ૫૯ | ૨૬ | ૫. નામિક રૂપતંત્ર |

| | | |
|---|---|---|
| ૬૫ | ૨ | વિભક્તિપ્રત્યયોથી |
| ૬૬ | ૩ | ૬. પ્રયોગો |
| ૬૬ | ૨૧ | 'પ્રિયતમ આખથી |
| ૬૮ | ૭ | જાઇફિઓ |
| ૭૦ | ૮ | પિશેલ (અન્યત્ર પણ એમ વાચવું) |
| ૭૨ | ૧૪ | શકે એવી |
| ૭૪ | ૧૮ | લેવાને |
| ૭૫ | ૧ | પિશેલ, વૈદ્ય |
| ૭૫ | ૧૨ | આહારથી |
| ૮૩ | ૩ | આપણા મનમાં બીજી |
| ૮૭ | ૧૪ | ઉદ્ધૃત |
| ૮૮ | ૧૨ | મધ્યમ |
| ૮૮ | ૨૮ | જણાતા |
| ૯૧ | ૫ | શબ્દો |
| ૯૩ | ૨૨ | ૧૬૨૫નો |
| ૯૪ | ૨૮ | પ્રસ્તુત ગ્રંથ |
| ૯૫ | ૨૨ | અઉગ્ગઓ |
| ૧૦૭ | ૨૬ | મ. ઊરિયમ્ |
| ૧૦૮ | ૨૬ | મહમહઇ |
| ૧૧૨ | ૬ | સુપાસનાહચરિયના |
| ૧૧૮ | ૧૦ | ગુજરાતીમાં |
| ૧૨૦ | ૮ | સમરારાસુ |
| ૧૨૪ | ૧૫ | ધાવતા |
| ૧૨૫ | ૬ | વુત્ત |
| ૧૩૧ | ૧૮ | ત્રિષષ્ટિશલાકા |
| ૧૩૪ | ૧૯ | 'અનુભવ'નું |

૧૪૧ ૫ ચત્વાગ્શિત્
૧૪૧ ૫ કૈશુક
૧૪૧ ૨૭ સંયોગપર
૧૪૫ ૧૦ મધ્યમ
૧૪૬ ૪ અભિવન
૧૪૬ ૪ ચોક્કું
૧૪૬ ૪ ચોડાઈ
૧૪૬ ૭ '-ઉવઁ-', '-ઊવઁ-'
૧૪૬ ૧૫ મઉઓવય-
૧૪૮ ૧ સોંપે
૧૪૮ ૧૧ પ્રા. ◦ વેત્ત-
૧૫૭ ૧ '-ઇત્ર-'
૧૬૦ ૭ ઉચ્છૃખલતા
૧૬૪ ૩ ધ્વનિપરિવર્તનમા
૧૬૫ ૧૮ ૬. પ્રાકૃત-
૧૬૫ ૨૩ ૭. પ્રુદ્દ્ના

૧૬૬ ૧૩ ૮. નેપાળી
૧૭૦ ૧૬ બકુલ+શ્રી
૧૭૧ ૧૦ 'ર્ / ણ્' નો
૧૮૯ ૪ નદ્દા
૧૯૩ ૨૦ 'ત્વ્'
૧૯૪ ૧૮ પણમેવી
૧૯૯ ૧૦ સેલિંધ
૨૦૦ ૮ રાસ
૨૦૦ ૨૦ કાવ્યત્રયી
૨૦૦ ૨૫ માણિક્યપ્રભસૂરિ અમ્મીણ્ણા
૨૦૪ છેલ્લી: ગ્રન્થમાલા
૨૦૫ ૧૦ સબદ્ધ
૨૦૫ ૨૩ 'ણાણપંચમીકહાઓ'
૨૦૭ ૭ ફળદ્રૂપતા
૨૦૮ ૫ 'વાછડ' જેવા કેટલાંક

## બોલચાલની ભાષાનાં સ્ખલનો

આપણી હંમેશની વાતચીતમા કેટલીયે વાર 'ચામડાની જીભ'થી કોઈને બદલે કોઈ બોનાઈ જવાની ભૂલ થતી હોય છે એ તદ્દન જાણીતું છે બોલતા બોલતા એક ઉક્તિપ્રકારને બદને બીજો જ ઉક્તિપ્રકાર, એક શબ્દને બદલે ભળતો જ શબ્દ, એક ધ્વનિને બદલે મળતો ધ્વનિ વપરાઈ જાય છે, અથવા તો એક સાથે બીજુ ભળી જઈ સંકરરચના ઊપજે છે અને ઘણીવાર આ રીતે થયેલી શબ્દની કઢગી કાયાપલટ કે રમૂજી અર્થગરબડ આપણી પ્રવાહપતિત વાતચીતમા પણ હાસ્યવિનોદના રગ પૂરે છે

આવી ભૂલો કેમ થતી હશે? એ શેની સૂચક છે? દરેકથી, ગમે તે વખતે, અને તરેહતરેહની ભૂલો થાય છે તો આની પાછળ કોઈ નિયમ કે વ્યવસ્થા જેવુ હશે ખરુ? આવા પ્રશ્નો સ્વાભાવિક રીતે જ ઊઠે આ પ્રશ્નોના સમાધાન માટે માનસિક વિભાવો વાણીરૂપે સાકાર કેવી રીતે બને છે તે જરા જોવુ જોઈશે

આપણે જ્યારે વાત કરતા હોઈએ છીએ ત્યારે આપણા વક્તવ્યનો જે અમુક ભાગ બોલાતો હોય છે તેની સાથેસાથ જ આપણું મન, તરત જ બોલવાની વસ્તુ તૈયાર કરવામા અને તે વસ્તુની અભિવ્યક્તિ માટે સ્મૃતિગત ભાષાકીય બીબાઓની ઘટતી પસદગી કરવામા રોકાયેલું રહેતું હોય છે આમા એક જ વિચારની અભિવ્યક્તિ માટે સરખા સમર્થ બે ઉક્તિ-પ્રકારો એક સાથે જ હોડે ચડી જતા, ભળતો જ શબ્દ સાહચર્યાદિને લીધે મૂળ શબ્દનુ સ્થાન લઈ લેતા, અથવા તો અમુક શબ્દના ઘટક ધ્વનિઓના ઉત્પાદન માટે મગજમાથી ઉચ્ચારણ–અવયવો તરફ જે અનેક અટપટા આદેશો છૂટે છે તેમા કોઈ વાર બે આદેશો એકબીજા સાથે અટવાઈ જતા, કે કોઈ જરૂર કરતા

વહેલામોડા છૂટતાં, ઉક્તિપ્રકારોમાં, શબ્દોમાં કે શબ્દધ્વનિઓના સ્વરૂપમાં અથવા તેમના પૂર્વાપર ક્રમમાં ગરબડ ઊભી થાય છે.

ભળતા શબ્દો કે પ્રયોગો બોલાઈ જવાનું બીજું પણ કારણ છે. પૂર્વના અનુભવને પરિણામે ચિત્તમાં સંઘરાયેલા વાચાસંસ્કારો પરથી ઘડાઈને ઘટતી શબ્દાકૃતિઓ વ્યક્ત થવાની અણી પર હોય છે, તે ક્ષણે બેદરકારી કે ચલિત ધ્યાન હોય તો એકને બદલે બીજો કે એકની સાથે સંકીર્ણ સ્વરૂપમાં બીજો પ્રયોગ થવા સંભવ રહે છે ચિત્તનો એક કરતાં વધારે વિચારકણો સાથેનો એકકાલીન સંપર્ક અને એ ભિન્ન વિચારકણો પ્રત્યેની વધતીઓછી એકાગ્રતા વક્તવ્યના ઇષ્ટ સ્વરૂપ અને મૂર્ત થયેલા સ્વરૂપ વચ્ચેના વિસંવાદનુ કારણ છે.

વધારેમાં, સામ્ય ધરાવતા ધ્વનિઓની એક જ શબ્દમાં કે વાક્યના પાસેપાસેના શબ્દોમાં સહસ્થિતિ, અથવા અર્થસામ્ય ધરાવતા બે પર્યાયશબ્દોનુ સ્મૃતિમાં એકસાથે થતું સ્ફુરણ વાચિક સ્ખલનો નિપજાવવામાં ખૂબ જ સહાયક બને છે.[1].

આમ વાણીના પ્રયોજનવ્યાપારમાં જ સ્ખલનો કરવાની જાણે કે પૂરતી સગવડ છે.

બોલાતી ભાષામાં સમયના વહન સાથે સતત પરિવર્તન થતુ રહે છે એ સુવિદિત છે. તો આ વાચિક સ્ખલનોનું ભાષાકીય પરિવર્તનની દૃષ્ટિએ શું મહત્ત્વ?

નિત્યની વાતચીતમાં થતાં સ્ખલનોની તપાસ બે વસ્તુ તરફ આપણું લક્ષ ખેંચે છે. એક તો એ કે દેખીતી રીતે અતંત્રપણે થતી લાગતી આ ભૂલો વાસ્તવિક રીતે જોતા અમુક ચોક્કસ નિયમોને વશ વર્તીને જ થાય છે. બીજું એ કે વ્યત્યય વગેરે વિકારોનુ આવું દેખાતું બાહુલ્ય આપણને વ્યત્યયમૂલક વગેરે શબ્દોનું ઘડતર સમજાવી શકે છે. જુદાજુદા લોકોથી વારંવાર કોઈ શબ્દના ઉચ્ચારણની બાબતમાં એની એ ભૂલ થતાં, તે અશુદ્ધ રૂપ કે અપ-શબ્દ જ

---

૧. અંશતઃ સરખા ધ્વનિ ધરાવતાં ઉચ્ચારવાં અટપટાં કે ભુલામણાં '[illegible]' આ નિયમને અનુસરીને જ રચાયેલાં છે. ગુજરાતી 'પાંચ પાપડ પાકા કાકા, પાંચ પાપડ કાચા કાકા, પાકા પાકા ખાઓ કાકા, કાચા કાકા, મૂકો પાછા' અથવા તો અંગ્રેજી She sells seashells on the seashore; The shells she sells are seashells I'm sure. For if she sells seashells on the seashore; Then I'm sure she sells seashore shells—આનાં સારાં ઉદાહરણ છે.

સમય જતાં શુદ્ધ તરીકે ચાલુ થઈ જાય છે. એ રીતે પરિવર્તનનાં વ્યક્તિગત અને પ્રયોગગત બીજોની ઝાંખી કરાવી તેની પ્રક્રિયા સમજવામાં ઉપયોગી બને છે.

નીચે આપેલાં ઉદાહરણો નિત્યની બોલચાલની ભાષામાંથી વીણીવીણીને એકઠાં કરેલાં છે, અને તેમાં સુશિક્ષિત, અર્ધશિક્ષિત અને અશિક્ષિત, તેમ જ કિશોર, યુવાન ને વૃદ્ધ એમ શિક્ષણભેદ અને વયભેદનું પ્રતિનિધિત્વ ધરાવતી વ્યક્તિઓનો ફાળો છે એ વાત ઉદાહરણોનાં બહુરૂપી વિષયો પરથી પણ કેટલેક અંશે કળી શકાય તેમ છે. આવી ભૂલો અતિ સાધારણપણે દરરોજ થતી જોવામાં આવે છે. ઘણીવાર એમ પણ બને છે કે શબ્દ કે ઉક્તિનો અમુક ભાગ ખોટી રીતે વ્યક્ત થઈ ગયા પછી તરત જ, બોલનાર વ્યક્તિને ભાન થાય કે પોતે બોલવામાં ભૂલ કરી છે, અને પરિણામે તે એ આખોયે શબ્દ કે ઉક્તિ સુધારી લે છે—અધબોલેલું છોડી દઈ વક્તવ્યને ફરીથી તે અભિપ્રેત રૂપે રજૂ કરે છે. આવું હોય ત્યારે નીચેનાં ઉદાહરણોમાં એ અર્ધોક્તિનો બાકીનો અંશ ત્રૂટક રેખાથી દર્શાવાયો છે. પહેલાં અભિપ્રેત પ્રયોગ અને પછી વાસ્તવિક પ્રયોગ મૂક્યો છે. અભિપ્રેત પ્રયોગની જોડણી વાપરનાર સામાન્ય રીતે કરતો હોય તે રાખી છે, માન્ય નહીં.

(૧) વ્ય ત્ય ય (metathesis)

અ. ધ્વનિવ્યત્યય.

કપડું > પકડું
ટીકા > કીટા
દાલદા > લાદદા
ધમ્માચકડી મચી > ધમ્માકચડી મચી
ધરપકડ > ધરકપડ
પંકજ મલીક > પંજક મલીક
રાધાકુમુદ મુકર્જી > રાધામુકુદ મુકર્જી
ફરજ > ફજર
મોરલી > મોલરી
રિયાસતી > રિસાયતી
લાભુ > ભાલુ
ગામદેવી > માગદેવી
વાતચીત > વાચ......

✓ સરજુગ (લૌકિક; = 'સનજુગ') > ફરગુજ
'આસ્ક' (ask) > આક્સ
વત્સ > વસ્ત
✓ 'એક્સ્પેક્ટ' (expect) > એક્સેપ્ટ
✓ 'ગ્રાસ્પ' (grasp) > ગ્રાપ્સ
'જનરલ' (general) > જર્નલ
✓ 'વાસ્પ' (wasp) > વાપ્સ
લિયાકતઅલી > લિકાયતઅલી
✓ વિક્રમોર્વશીય > વિક્મોત્રર્શીય
ન્યગ્રોધ > ન્યગોધ્ર

આ જ પ્રકારનો વૃંદાવન> બ્રંદાવન> વંદ્રાવન ચાલુ વપરાય છે.

आ શબ્દાંશ-વ્યત્યય.

(૧) એક-શબ્દ-નિષ્ઠ
✓ બાધાઆખડી > આધાબાખડી
✓ ગોપગોવાળ > ગોળ......
'ચ્યાંગ-કાઈ-શેક' < ચ્યાંગ-શાઈ......
'ટિમોશેન્કો' > શિમોટેન્કો
✓ 'બૉલ-બૅટ' (ball-bat) > બૅટબૉલ
'બ્રેસ્ટ-ક્લોથ' (breast cloth) > બ્રેથક્લોસ્ટ
✓ 'લિનલિથગો' > લિથલિનગો

(૨) અનેક-શબ્દ-નિષ્ઠ (spoonerisms)
અન્તુ પટો આપી ગયો > પતુ અંટો......
✓ કામ શું છે કાયાના ખાટલાનું ? > કામ શું છે ખાટાના કાયલાનું ?
✓ ગોરા વાજ્યો > ગોજો વાટયો
છાશ ખાટી < ખાશ......
✓ ટાંગો ભાંગી ગયો > ભાગો ટાંગી ગયો
✓ તરભાણું ને પંચપાતર > પંચભાણું ને તરપાતર

દવે, શરબત લેશો ? > શવે, દરબત લેશો ?

નરીમાન સોરાબજી > સરીમાન......

પાછળનું કાઢો > કાછળ......

પાછો હઠી ગયો > પાઠો......

ભીંડા ને ટિંડોરા > ટીંડા ને ભિંડોરા

દારૂનાં માટલાં > મારૂનાં દાટલાં

गर्जन्ति केचिद् वृथा > वर्जन्ति के ......

सूत्रे मणिगणा इव > सूत्रे गणिमणा इव

Down with the war-dogs > down with the wag...

इ શબ્દ-વ્યત્યય.

કપડાંને સાબુ દેવો છે > સાબુને કપડાં દેવાં છે

કેસ કોર્ટે જશે > કોર્ટ કેસે જશે

થોડી ગાંસડી આ વાડીએ ને થોડી ગાંસડી પેલી વાડીએ > થોડી ગાંસડી આ વાડીએ ને થોડી વાડી પેલી ગાંસડીએ

ભુરાભાઈને સોજા ચડ્યા છે > સોજાભાઈને ભુરા ચડ્યા છે

મોતીબાઈ, મેથી છે કે ? > મેથીબાઈ, મોતી છે કે ?

હું પગ પર માથું રાખીને બેઠી હતી > હું માથા પર પગ રાખીને બેઠી હતી

[ ૨ ] સા રૂ પ્ય (assimilation)

अ પૂર્વાપેક્ષાજન્ય

કોશા વેશ્યા > કોસ્યા વેશ્યા

ક્ષીણે પુણ્યે મર્ત્યલોકે વિશન્તિ > ક્ષીણ્યે પુણ્યે૦...

દૂધ કે છાશ ? > દુશ કે છાશ ?

પાન ખાવું નથી ('વરિયાળી ખાવી છે' ની અસર નીચે) > પાન ખાવી નથી.

'બૂક-પોસ્ટ' (book-post)નું 'રિસ્ક' (risk) શું કામ લેવું ? > બિક-પોસ્ટનું રિસ્ક શું કામ લેવું ? ('રિસ્ક'ના 'રિ'ની અસર નીચે 'બૂ'નું 'બિ.')

**આ પરાપેક્ષાજન્ય**

બોલવામાં એવી ઘણી ભૂલ થાય છે > બોલવામાં એવી ઘણી ભીલ
('એવી'ને 'ઘણી'ના ઈકારની અસરથી 'ભૂ૦'નું 'ભી૦')
રાજાજીની આજ્ઞા > રાજાજીની આજ્ઞજી
વીંટીનું ચિટ્ઠી એવું કેમ બોલાયું ? > વીંટીનું ચિઠ્ઠું એવું કેમ બોલાયું ?
('૦નું'ને '૦નું'ની અસર નીચે '૦ઠ્ઠી'નું '૦ઠ્ઠું')
પ્રાકૃતોમાં વ્યંજનસારૂપ્યનો નિયમ વગેરે આ વલણનું પરિણામ છે.

[૩] **સવર્ણ-લોપ** ('હેપ્લોલોજી,' haplology)

આ ઘટના પણ સામાન્ય છે.
'વિસિસિટ્યુડ' (vicissitude)ને બદલે 'વિસિટ્યુડ'
'વ્યાખ્યાન'ને બદલે 'વાખ્યાન'

માઉસ્સસિઆનું માઉસ્સિઆ દ્વારા માસી, દીન ના નાથ> દીનાનાથ, અંગગતનું અંગત,, આ વલણ બે ધ્વનિઓમાંથી એકના લોપથી સધાયું છે.

[૪] **સંકર** (blends)[1]

अ **શાબ્દિક**

ફરીથી × ફરી વાર = ફરીથી વાર[2]
ગાંધીજી × (રાજાજી) = ગાધાજી
(વાત-સંદર્ભ રાજાજીનો હતો)
ઝગી ઊઠે × સળગી ઊઠે = ઝળગી ઊઠે
શેણે ? × કેમ ? = શેમ ?
(સળગાવતા) બે મિનિટનો 'પિરિયડ' (period) લાગશે>બે સ્પિરિટ...
('મિનિટ'ને બદલે, મનમાં રહેલા 'સળગાવતાં'નો સકાર ને પાછળના 'પિરિયડ'નો 'પિરિ' ગૂંચવાઈ જઈ 'સ્પિરિટ' બોલાઈ ગયું.)

---

૧. મેલવું × મૂકવું = મેકવું, પાંચીકા × ફૂકા = પાંચીફૂકા, ચપ્પુ × ચાકુ = ચકુ, એ આ જ વ્યાપારના ફળરૂપ પ્રયોગો કેટલાક જૂથોમાં પ્રચલિત થઈ ગયા છે.
૨. blunt = blind × stunt, slide = slip × glide, slender = slight × tender, twirl = twist × whirl વગેરે સંકરમૂલક શબ્દો અંગ્રેજીમાંથી યેસ્પર્સને (લેંગ્વેજ, ૩૧૨-૧૩) નોંધ્યા છે.

'સેલર' (sailor) × ખારવો = સેરવો

wish you best luck × wish you good luck = wish you bad luck.

(પહેલું કહેવાનો અરધો નિર્ણય કરતાંમાં જ, બીજી ઉક્તિ વધારે ઉચિત લાગી ને એનો સંકર પરિણમ્યો.)

આ વાક્યરચનામૂલક

......આ વસ્તુ પ્રતિપાદિત થાય છે × આ વસ્તુનું પ્રતિપાદન થાય છે = આ વસ્તુ પ્રતિપાદન થાય છે.

ઉક્ત નવલકથામાં પાટણના દરવાજાનાં જે નામ આપ્યાં છે × ઉક્ત નવલકથામાં પાટણના દરવાજાનાં જે નામ આવે છે = ઉક્ત નવલકથામાં પાટણના દરવાજાનાં જે નામ આવ્યાં છે.

તેમનું શ્રી. સોમદેવ નામ હતું × તેમને શ્રી. સોમદેવ નામ આપ્યું = તેમનું શ્રી. સોમદેવ નામ આપ્યું.

અમે બે પૈસાની શીંગ 'ખાયા' વિના રહેતા નથી × અમે બે પૈસાની શીંગ ખાવાનું ચૂકતા નથી = અમે બે પૈસાની શીંગ ખાયા વિના ચૂકતા નથી.

દષ્ટિપાત કર્યો × દષ્ટિ નાખી = દષ્ટિપાત નાખ્યો.

મેં કીધું × હું બોલ્યો = મેં બોલ્યો.

લાંબો વખત કરવું × લાંબા વખત સુધી કરવું = લાંબો વખત સુધી કરવું.

વરમાળા આરોપી × વરમાળાનું આરોપણ કર્યું = વરમાળા આરોપણ કરી.

[૫] અર્ધદગ્ધતા–મૂલક અપપ્રયોગો (Malapropisms).

'તેમની વચ્ચે હમણાં ખટરાગ થયો છે,' ને બદલે, 'તેમની વચ્ચે હમણાં અનુરાગ થયો છે.'

'તેઓ છેડાછેડી છોડવા ગયા છે,' ને બદલે, 'તેઓ છૂટાછેડા કરવા ગયા છે.'

'એક્સ્કેવેશન' (excavation) ને બદલે 'એક્સ્કેવેગેશન.'

'આર્ટિસ્ટિક'(artistic)ને બદલે 'આર્ટિફિશલ' (artificial)

'પોટેન્શલિ' (potentially)ને બદલે 'પોટન્ટલી' (potently)

[ ૬ ] સબદ્ધ શબ્દનો પ્રભાવ

અ ધ્વનિસંસ્કારનો પ્રભાવ

ગર્દભ>ગદર્ભ ( જેમ વિદર્ભ, ગંદર્ભ )
ન્યગ્રોધ>ન્યગોધ ( 'ગોધરા'ની અસર )
આતંક>આતક ( ' અતક ', ' કટક ', જેવાની અસર )
શકુંતલા>શકુંતના ( ' શકુ ', ' શકા ', જેવાની અસર )
અંત્યજ>અત્યજ ( ' અત્યતની 'ની અસર )
પ્રિયંવદા>પ્રિયવદા ( ' પ્રિયતમ'ની ને ' ધનવતો ', ' બળવતા ' જેવા ઢાળાના શબ્દોની અસર )
વાચનમા { માતલિ>માલતી / મેકડફ>મેડકફ } (અજાણ્યાને સ્થાને નજીકનો જાણીતો)

આ અર્થસાહચર્યનો પ્રભાવ

' કાનમા આગળી નાખી ' ને બદલે ' આખમા આગળી નાખી,'

' એ તો મહાભારતમા કથા આવે છે,' ને બદલે, ' એ તો ભાગવતમા કથા આવે છે' ( વાતમદર્ભ ભાગવતનો )

' દુલા કાગના કાવ્યો 'ને બદલે ' દુલા કાગના નાટકો.'

' વીંટીમા નામ લખાવ્યુ 'ને બદલે ' ચિઠ્ઠીમા નામ લખાવ્યુ.'

' અનતરાય મજામા છે ને ?' ને બદલે ( અ૦ ના પિતા ) ચપકલાલ મજામા છે ને ?

( પુત્રને બદલે પિતાનુ નામ બોલાઈ ગયાના બીજા પણ ઉદાહરણો )
પૂર્વ૦ પાચમી ' કેસ ' ( case ) લે છે કે ત્રીજી ?'ને બદલે
' પૂર્વ૦ પાચમી ' જેન્ડર ' ( gender ) લે છે કે ત્રીજી ?'
" તાકાત છે ? ' કેસ 'મા જવુ પડશે " ( ' કોર્ટ'મા 'ને બદલે )

શરૂઆતમાં આપણે જોયુ કે આ સ્ખલનોના માનસિક કારણ તરીકે ચલિત ધ્યાન, દુર્નિરીક્ષણ અથવા તો મનનો એક કરતા વધારે વિચારકણો સાથે સમકાલીન સપર્ક છે પણ અર્વાચીન મનોવિશ્લેષણ-શાસ્ત્ર આ વાત સ્વીકારવા તૈયાર નથી તે તો આમા ઘણો ઊંડો અર્થ ભાળે છે સિગ્મુટ ફ્રૉઇટ તેમના "મનોવિશ્લેષણ પર પ્રાવેશિક વ્યાખ્યાનો" ( Introductory Lectures to Psychoanalysis, અગ્રેજી ભાષાતર, ૧૯૩૬નુ મુદ્રણ) એ પ્રથમા ' સ્ખલનોનુ માનસશાસ્ત્ર ' એ વિષયથી જ પોતાના પ્રતિપાદનો

આરંભ કરી ખાસ્સાં ત્રણ પ્રકરણ સુધી એ ચર્ચે છે. તેમનું વક્તવ્ય આ છે: વાતચીત, શ્રવણ, વાચન, લેખન, મુદ્રણ, સ્મરણ અને લેવા-મૂકવામાં થતી ભૂલોની બાબતમાં થાક, આવેશમયતા કે ધ્યાનાભાવ એ કારણો દેખાવપૂરતાં જ કારણો છે; ઊંડી તપાસ કરતાં જણાશે કે દરેક નહી, તો ઘણીખરી ભૂલો પાછળ અમુક પ્રચ્છન્ન અર્થ રહેલો જ હોય છે. વાસ્તવમાં ભૂલો એ બે જુદાજુદા આશયોની અથડામણમાંથી જનમતી માનસિક ઘટનાઓ છે. અમુક વસ્તુ કહેવાના આશયને દબાવી દેવાને કારણે જ વાચિક ભૂલો કે જિહ્વાદોષો થતા હોય છે. જે આશય વ્યક્ત કરવો ઇષ્ટ ન લાગવાથી તેની અભિવ્યક્તિ ન થવા દેવાનો આપણે-આપણા સંપ્રજ્ઞાત મને નિર્ણય કર્યો હોય, તે આશય સંપ્રજ્ઞાત ઇચ્છાની ઉપરવટ થઈ, બીજો કોઈ આશય વ્યક્ત થતો હોય ત્યારે તેમાં ફેરબદલો કરાવીને તેની સાથે મિશ્રિત થઈ જઈને, કે તેનુ સ્થાન પોતે પચાવી પાડીને વ્યક્ત થઈ જાય છે. જિહ્વાદોષ વગેરે પાછળ આ પ્રકારની તંત્રરચના છે એમ ફ્રૉઇટનું મંતવ્ય છે. અને તેણે આ વિચારો ચૂંટેલાં, સમુચિત ઉદાહરણોના સમર્થન અને તર્કબળના પરિપોષ સાથે રજૂ કરી તેમને બને તેટલા સ્વીકાર્ય બનાવવા પ્રયાસ કર્યો છે.

પણ ફ્રૉઇટનાં બધાં મંતવ્યો ગળે ઊતરે તેવાં નથી. આપણે ઉપર ભૂલોના જે વર્ગ પાડ્યા છે તેમાંથી પહેલા પાંચ તે ચોખ્ખેચોખ્ખા ધ્વનિમૂલક કે ક્રમમૂલક પરિવર્તનો જ રજૂ કરે છે, અને ભાષામાત્રનો ઇતિહાસ આવાં ઉદાહરણોથી ભર્યો હોવાથી તેમાં આશય-આરોપણ કરવું યુક્તિયુક્ત લાગતું નથી. ધ્વનિપરિવર્તન થવાનું એક મોટું કારણ શ્રમની કરકસર છે, અને થાક કે અસ્વાસ્થ્યની સ્થિતિમાં આપણે વધારે સ્ખલનપ્રવણ હોઈએ છીએ એ હકીકત, તે સ્થિતિમાં ઓછો શ્રમ પડે તેવી રીતે બોલવાના સ્વાભાવિક વલણથી પણ સમજાવી શકાય તેમ છે. તેવી જ રીતે ઉશ્કેરાટભરી મનોદશામાં ધ્યાનની અસ્થિરતાને જ લીધે ભૂલો થવાનો સંભવ વધી પડે છે. એટલે સ્ખલનોના મૂળમાં રહેલાં કારણો વિશેનું ફ્રૉઇટનું મંતવ્ય છેલ્લા છઠ્ઠા વર્ગ પૂરતું જ સ્વીકારવાલાયક લાગે છે. બાકીના વર્ગ નીચે આવતી ભૂલોમાંથી કોઈ કદીકને ઊંડા આશયને અવલંબીને ઉદ્ભવે, પણ ઘણુંખરું તો તેમને અર્થહીન સ્ખલનો ગણવાં વધુ ઉચિત જણાય છે.

★

# ભણેલાંની ભૂલ*

ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓના ઉત્તરપત્રોમાંથી વીણીને એકઠી કરેલી કેટલીક ભાષાવિષયક ભૂલોના સ્વરૂપને લગતી નીચેની નોંધ શિક્ષણની ને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી જણાશે

પ્રસ્તુત સામગ્રી પર પરીક્ષાખંડના ચિંતા, ગભરાટ ને ઉતાવળની મુદ્રા અંકિત થયેલી છે અધૂરા પરિચયે અને સમજણે સાહિત્યિક ભાષાનું અનુકરણ કરવાના પ્રયાસમાં આમાંની મોટા ભાગની ભૂલોનો ખુલાસો છે નિરાંતે પુનરવલોકન કરવાનો અવકાશ હોત તો કેટલીક ભૂલો સુધારી લેવાઈ પણ હોત. સામાન્ય મંડળોમાં (ને શિષ્ટોના પણ) કનમને પહેલે લસરકે થતા લખાણોમાં ઘણીવાર આવી ભૂલો થતી હોય છે

| 'ખોટા' કે અનપેક્ષિત પ્રયોગ | સંદર્ભ | 'સાચો' કે અપેક્ષિત પ્રયોગ |
|---|---|---|
| ૧ અનાવદ્યતા | | અનવદ્યતા |
| ૨ પૂર્નાગ્રહ | | પૂર્વગ્રહ |
| ૩ નિષ્કૃષ્ટ | 'નિષ્કૃષ્ટમાં નિષ્કૃષ્ટ કોટિનું' | નિકૃષ્ટ |
| ૪ ગુણાનિધાન | | ગુણાધાન |
| ૫ દોષોપનયન | | દોષાપનયન |
| ૬ દોષાનયન | | ,, |

[* આ જ શીર્ષક, વિષયને નિરૂપણરીતિવાળો લેખ 'મનીષા', ૨, ૧૯૫૮, ૨૦–૨૩ પર પ્રકાશિત તેનો ઉપયોગી અંશ અને ઉદાહરણો આ લેખમાં વણી લીધા છે ભૂલોનું વર્ગીકરણ પણ અમુક અંશે જુદી રીતે કરેલું જણાશે ]

| | | |
|---|---|---|
| ૭ અશ્લિષ્ટતા | ‘ભવાઈમા અશ્નિષ્ટતા’ | અશ્લીલતા × અશિષ્ટતા |
| ૮. નિરંતન | | નિરતર × ચિરતન |
| ૯ અવલૌકીક | | અલૌકિક × અવલોકન |
| ૧૦. પૂર્વેગામી | | પૂર્વગામી × પુરોગામી |
| ૧૧. ગળપચી | | ગળચી × હડપચી |
| ૧૨. મઘર્ષણ | | મઘર્ષ × ઘર્ષણ |
| ૧૩. કોતરણીકામ | ‘ત્યાની સીલીંગનું કોતરણી-કામ આપણને હેરત પમાડે છે’ | કોતરણી × કોતરકામ |
| ૧૪. મદોમસ્ત | | મદોન્મત્ત × મદમસ્ત |
| ૧૪ક કાવ્યત્વશક્તિ | | કાવ્યશક્તિ × કાવ્યત્વ |
| ૧૫. મનોરમ્ય | ‘કલામય, ચારુમય ને મનોરમ્ય’ | મનોરમ × રમ્ય |
| ૧૬. પાડિત્યભોગ્ય | | પાડિત્યભર્યું × પડિતભોગ્ય |
| ૧૭ અભિનેયક્ષમતા | | અભિનેયતા × અભિનયક્ષમતા |
| ૧૮ વર્ણઝમક | | વર્ણાનુપ્રાસ–વર્ણસગીત × ઝડઝમક |
| ૧૯. પ્રાસાનુરગી | | પ્રાસરગી×રવાનુકારી |
| ૨૦. રશ્રિઓ | ‘ગળાની રશ્રિઓ’ | ગળાની તત્રીઓ × ગળાનુ રધ્ર |
| ૨૧ ક્ષોભીલી | | છોભીની × ક્ષોભ |
| ૨૨. પાદોજળ | | પાદોદક × જળ |
| ૨૩ હોષ્ટ | | ઓષ્ટ (ઓષ્ઠ) × હોઠ |
| ૨૪. રોદકણા | | રોદણા × રડકણા |
| ૨૫ યૌવનજ્ઞાતા | | જ્ઞાતયૌવના |
| ૨૫ક. હસ્તસિદ્ધ | | સિદ્ધહસ્ત |
| ૨૬. સારાનુમૂલી | ‘સારાનુમૂલી અનુનાદ’ | મૂલાનુસારી |
| ૨૭. ચકમી | | ચમકી |
| ૨૮. પદડો | | પડદો |

| | | |
|---|---|---|
| ૨૯. માલતોપ | | માપતોલ |
| ૩૦. સાધિન્ય | | સાન્નિધ્ય |
| ૩૧. અનુગામી | 'ભાલણ પહેલાં એના અનુગામીઓએ જેવાં કે નરસિંહ, માંડણ વગેરેએ થોડું થોડું લખેલું' | પુરોગામી |
| ૩૧ક. અનુચિત | 'તે ઢાળ અને દેશીઓ રસને અનુચિત યોજે છે' | અનુરૂપ |
| ૩૧ખ. અસંદિગ્ધ | 'પ્રેમાનંદની પ્રતિભાથી આકર્ષાઈ એમનાં નામે આમ અસંદિગ્ધ કૃતિઓ ચડી ગઈ છે' | સંદિગ્ધ |
| | 'સુભદ્રાહરણની પણ અસંદિગ્ધ કૃતિમાં જ ગણના થાય છે' | |
| | 'એને નામે પોતાની કૃતિઓ ચડાવવાની પાછળ કયો હેતુ કામ કરી રહ્યો છે તે આજ પણ એની કૃતિઓની જેમ અસંદિગ્ધ જ રહ્યું છે' | |
| ૩૨. ઉદ્વેગ | 'લાગણીનો ભવ્ય ઉદ્વેગ' | ઉદ્રેક |
| | 'મુનશીની વસ્તુ પ્રચંડ ઉદ્વેગવાળી છે' | વેગ |
| ૩૩. ઉપસર્ગ | 'એ નરસિંહરાવે ભાષાશાસ્ત્રમાં આપેલા ઉપસર્ગો પરથી સમજી શકાય છે' | ઉત્સર્ગ |
| ૩૪. ઉપોદ્‌ઘાત | 'અને છેલ્લે ઉપોદ્‌ઘાત રૂપે કડવાની સમાપ્તિ' | ઉપસંહાર |
| ૩૫. એકધાર્યું | 'વર્ણન એકધાર્યું છે' | એકધારું |
| ૩૬. મતાંતરક્ષમા | | મતાંતરક્ષમતા |
| ૩૭. જડમૂળ | 'આજે તેમાંના કેટલાક શબ્દો જડમૂળ ઘાલી ગયા છે' | મૂળ |
| ૩૮. જુગુપ્સા | 'ભાલણે એમાં ઉત્તમ દૃષ્ટાંતો, વર્ણનો, જુગુપ્સા જગાડે એવાં ચિત્રો ખડાં | (કોઈ સારા પ્રતિભાવનો |

| | | |
|---|---|---|
| | કર્યાં છે. એનાં વર્ણનો વાચકને મુગ્ધ બનાવે છે' | વાચક શબ્દ) |
| ૩૯. અભિનય | 'મહેરબાન ડાકટર સાહેબ, અભિનય સાથ લખવાનું કે' | વિનય |
| ૪૦. ટિપ્પણ | 'વળી તેમાં વનવર્ણન પણ આવે છે. તે જરા દીર્ઘ છે. અને પરંપરાથી ચાલ્યુ આવતું લાગે. જંગલખાતાની ટિપ્પણ જેવું લાગે છે. છતાં મધુર છે' | ટીપ |
| ૪૧. પરિણામ | 'સ્થળપરિણામ ને કાળપરિણામ' | પરિમાણ |
| ૪૨. પરિણિત | 'તે (= કાદંબરી) તેની પરિણિત પ્રતિભા તથા ઓજસનું ફળ છે'<br>'આ ગ્રંથ( = દશમસ્કંધ )ની ભાષા પરિણિત પ્રજ્ઞાનું ફળ છે' | પરિણત |
| ૪૩. ઉત્કીર્ણ | 'તે કોમને લગતી કેટલીક ઉત્કીર્ણ બાબતો પણ તેમાં નોધાઈ છે' | પ્રકીર્ણ |
| ૪૪. પાર્થિવ | 'પાર્થિવ ધ્વનિ' | પાર્શ્વિક |
| ૪૫. પ્રતિફલિત | 'સંશોધનોથી પ્રતિફલિત થયું છે કે ગુજરાતમાં પાષાણયુગથી માનવવસવાટ હતો' | ફલિત |
| ૪૬. પ્રથમ | 'પરંતુ આ પ્રથમ પણ ગુજરાત પાટનગરનું માનવંતું બિરુદ પામેલુ હતું' | પહેલાં |
| ૪૭. પ્રત્યાખ્યાનો | 'મહાભારત પુરાણ વગેરેમાંથી પ્રત્યાખ્યાનો લઈ' | ઉપાખ્યાનો |
| ૪૮. બૌદ્ધ | 'બૌદ્ધ ભગવાન' | બુદ્ધ |
| ૪૯. અદોષરમણી | 'દમયંતી અદોષરમણી હતી' | અદોષરમણીય |
| ૫૦. રાજ્યકારણ | | રાજકરણ |
| ૫૧. લોકભોગ્ય | 'તેનાં ( = પ્રેમાનંદનાં) આખ્યાનો<br>'વિષ્ણુદાસ, ભાલણ, નાકર વગેરેનાં આખ્યાનો કરતાં વધારે લોકભોગ્ય છે' | લોકપ્રિય |

૫૨. વસ્તુ (= ચીજ) 'જૂની વસ્તુઓ' વસ્તુ (= નિરૂપ્ય વિષય)
૫૩. શાંતિરસ 'કરુણામાંથી અદ્દ્ભુતતામાં અને શાંતિરસમાં' શાંતરસ
૫૪. શિસ્ત 'શિસ્ત ભાષા' શિષ્ટ
૫૫. શ્લીષ્ટ 'શ્લીષ્ટ ભાષા' "
૫૬. સમાપનવૃત્તિ 'ગુજરાતીઓમાં સમાપનવૃત્તિ છે' સમાધાનવૃત્તિ
૫૭. સામ્રાજ્ય 'તે સમયે મોગલો જ સામ્રાજ્ય કરતા હતા' રાજ્ય
૫૮–૬૨ ઉપરાંત 'ભાવ', 'કલ્પનામય,' 'ગ્રામીણ,' 'રસનિષ્પત્તિ', 'ભાવ, વિભાવ'ને સ્થાને 'ભાવના', 'કાલ્પનિક', 'ગ્રામ્ય', 'રસસંક્રાતિ', ને 'ભાવ', આવિર્ભાવ'નો પ્રયોગ.

૬૩–૮૧ અતિરેકતા, અનૌચિત્યપણું, ઔચિત્યતા, ઐક્યતા, કવિત્વપણું, કૌશલ્યતા, જરૂરતા, પૌષ્યતા, તાદાત્મ્યતા, પૌરુષત્વ, પ્રાધાન્યપણે, મહત્ત્વતા, લાઘવતા, વકીલાતપણું, વાત્સલ્યતા, વૈવિધ્યતા, સામ્યતા, બાહ્યિક ('બાહ્યિક આનંદ'), મંલગ્નિત.

૮૨–૮૬. ચારુમય ('કલામય, ચારુમય અને મનોરમ્ય'), કટાક્ષપણે, અતિશયોક્તિપણું; રંજનતા; લાસ્યતા.

૮૭–૯૩. દંતવ્ય, ઓષ્ઠવ્ય, મૂર્ધવ્ય; પ્રેમધા ભક્તિ; ('નવધા ભક્તિ કહેવાય છે, પણ દશમી પ્રેમધા ભક્તિ જ સર્વોપરી છે') પારલૌકિત, વાચિત ધ્વનિ, મૌખિત.

૯૪. 'ગરબાની ઉત્પત્તી 'ગર્ભદીપ' ઉપરથી આવી હોય' (= ઉત્પત્તિ થઈ હોય × ઉપરથી આવ્યો હોય)

૯૫. 'નર્મદે સમાજને જે આંચકા માર્યા તેમાંથી નવસમાજનું સર્જન થયું.' (= આંચકા આપ્યા × ચાબખા માર્યા)

૯૬. 'એક લેખકે અમદાવાદની વ્યુત્પત્તિ આ રીતે છૂટી પાડી છે; અ + મદ + અ + વાદ' (= વ્યુત્પત્તિ આપી છે × શબ્દ છૂટો પાડ્યો છે)

૯૭. 'શો લિસાત?' (શો હિસાબ × શી વિસાત)

૯૮. 'મોહક પમાડે છે' (= મોહક છે × મોહ પમાડે છે)

૯૯. 'દેવકીનું આક્રંદ ભેદક છે' (= હૃદયભેદક × વેધક)

૯૯ક. 'એ શબ્દ ધીમે ધીમે ભાષામાંથી નષ્ટ પામે છે' (= નષ્ટ થાય છે × નાશ પામે છે)

૧૦૦. 'વચ્ચમાં વચ્ચમાં' (= વચમાં વચમાં × વચ્ચે વચ્ચે)

૧૦૧. 'પંચદંડની વાર્તા સાથે એ ઘણી રીતે સરખી આવે છે' (વાર્તા સાથે મળતી આવે છે × વાર્તાની...સરખી છે)

૧૦૨. 'તેણે લોકોને રસભોગ્ય બને, તેઓ સમજી શકે એવી રીતે આખ્યાન રજૂ કર્યાં છે' (= લોકોને રસ પડે × લોકભોગ્ય બને).

૧૦૩. 'બીજારોપણ વવાઈ ચૂકયાં હતાં' (= બીજ વવાઈ ચૂકયાં હતા × બીજારોપણ થઈ ચૂકયું હતું).

૧૦૪. 'સ્વરોનું વર્ગીકરણ પાડીએ તો...' (= વર્ગીકરણ કરીએ × ...ના વર્ગ પાડીએ).

૧૦૫. તે બાબતમાં બે મતભેદ નથી' (= બે મત નથી × મતભેદ નથી).

૧૦૬. તેમની વિચારસરણી હંસક્ષીરન્યાય વ્યક્ત કરે છે' (= નીરક્ષીરન્યાય × હંસવૃત્તિ).

૧૦૭. 'પદનો ઉદ્ભવ આપણે ત્યાં નરસિંહ મહેતાથી શરૂ થયેલો માનવામા આવે છે' ('ઉદ્ભવ થયેલો' કે 'પદ આપણે ત્યાં શરૂ થયેલા')

૧૦૮. 'દયારામ પુષ્ટિમાર્ગીય પંથનો હતો' ('પુષ્ટિમાર્ગીય' કે 'પુષ્ટિપંથનો')

૧૦૯. 'હૃદયકપાટનાં દ્વાર ખુલ્યા' ('હૃદયકપાટ' કે 'હૃદયનાં દ્વાર')

૧૧૦. 'મધ્યકાલીન યુગ' ('મધ્યકાલ' કે 'મધ્યયુગ')

૧૧૧. 'પ્રજાનું જનમનરંજન' ('પ્રજાનું મનરંજન' કે 'જનમનરંજન')

૧૧૨. 'મતદાન આપવું' ('મતદાન કરવું' કે 'મત આપવો')

૧૧૩. 'દયારામની ગરબીઓનું પદલાલિત્ય પણ સુંદર છે' ('ગરબીઓમાં પદલાલિત્ય પણ છે' કે 'ગરબીઓમાં પદો સુંદર છે')

૧૧૪. 'ભાવસજ્જતા તૈયાર હોય છે' ('ભાવસજ્જતા હોય છે' કે 'ભાવ તૈયાર હોય છે')

૧૧૫. 'સુંદર આકારસૌષ્ઠવ' ('સુંદર આકાર' કે 'આકારસૌષ્ઠવ')

૧૧૬. 'વસ્તુસિદ્ધિની પ્રાપ્તિ' ('વસ્તુસિદ્ધિ' કે 'વસ્તુની પ્રાપ્તિ')

૧૧૭. 'જુવાન યુવતી' ('જુવાન સ્ત્રી' કે 'યુવતી')

૧૧૮. 'રસપ્રભુત્વ પર તેણે સારો કાબુ જમાવેલો છે' ('રસ પર કાબૂ જમાવેલો છે' કે 'રસપ્રભુત્વ છે')

૧૧૯. 'લોકરુચિને વધુ રુચિકર નીવડશે' ('લોકોને વધુ રુચિકર નીવડશે' કે 'લોકરુચિને વધુ અનુકૂળ નીવડશે')

૧૨૦. 'ઈશ્વરશ્રદ્ધામાં માનતા' ('ઈશ્વરમાં માનતા' કે 'ઈશ્વરશ્રદ્ધા')

૧૨૧. 'દમયંતીનું પાત્ર એ પ્રેમાનંદની એક વિજયસિદ્ધિ છે' ('સિદ્ધિ છે' કે '...નો વિજય છે')

૧૨૨. 'આવા મોટા સાહિત્યપટ વિસ્તારનું જેણે સર્જન કર્યું' ('સાહિત્યપટનું' કે 'સાહિત્યવિસ્તારનું')

૧૨૩. 'આખ્યાનમાં વિવિધ રસોનું વૈવિધ્ય હોય છે' ('વિવિધ રસો હોય છે' કે 'રસોનું વૈવિધ્ય હોય છે')

૧૨૪. 'ત્રણ નવલત્રયી' ('ત્રણ નવલ' કે 'નવલત્રયી').

૧૨૫. 'પ્રમાણભાનનો વિવેક' ('પ્રમાણભાન' કે 'પ્રમાણનો વિવેક')

૧૨૬. 'આપણા નાટકોનો અંત સુખાંત રહેતો' ('નાટકો સુખાંત રહેતાં' કે 'અંત સુખદ રહેતો')

૧૨૭. 'મનનાં મનોમંથનો' ('મનનાં મંથનો' કે 'મનોમંથનો')

૧૨૮. 'પાત્રાલેખનો પૂરા સંયમથી આલેખાયાં છે' ('થયાં છે' કે 'પાત્રો...... આલેખાયાં છે')

૧૨૯. 'યથાશક્તિ પ્રમાણે', 'યથાશક્તિમતિ પ્રમાણે' (કાં તો માત્ર 'યથા' જોઈએ, કાં તો માત્ર 'પ્રમાણે').

૧૩૦. 'દૃષ્ટિપાત નાખવો' ('દૃષ્ટિપાત કરવો' કે 'દૃષ્ટિ નાખવી')

૧૩૧. 'તેમાં પોતાના જમાનાનાં લોહીમાંસ ને રુધિર પૂરીને' ('લોહીમાંસ પૂરીને' કે 'માંસ ને રુધિર પૂરીને')

૧૩૨. 'પ્રેમાનંદ પાત્રવરણીની પસંદગી સમાજમાંથી જ ઉપાડી લે છે' ('પાત્રવરણી' કે 'પાત્રની પસંદગી' સમાજમાંથી કરે છે—અથવા પાત્રો સમાજમાંથી ઉપાડી લે છે)

૧૩૩. 'દેવતાઓના ગૌરવની માનહાનિ નથી થવા દીધી' ('ગૌરવની હાનિ' અથવા માત્ર 'માનહાનિ')

૧૩૪. 'તેણે એમાં જીવંત પ્રાણ પૂર્યાં' ('એ જીવંત કર્યાં' કે 'એમાં પ્રાણ પૂર્યાં.')

૧૩૫. 'શેત્રુંજયડુંગર ઉપર પણ જૈનમંદિરોના દેવળો બંધાવેલા છે ('જૈન મંદિરો બંધાવેલાં છે' કે 'જૈનોનાં દેવળો બંધાવેલાં છે.')

૧૩૬. 'તેની અસરનો પ્રભાવ પડ્યો' ('અસર પડી' કે 'પ્રભાવ પડ્યો')

૧૩૭. 'આપણી સમક્ષ મોજુદ પડી છે' ('સમક્ષ પડી છે' કે 'પાસે મોજુદ છે')

૧૩૮. 'શબ્દોનો અર્થ પરંપરાગત પ્રાપ્ત હોય છે' ('પરંપરાગત' કે 'પરંપરાપ્રાપ્ત')

અમુક શબ્દો કે પ્રયોગોનું તેમના સ્વરૂપ તેમ જ અર્થની દૃષ્ટિએ અધકચરું જ્ઞાન—તેમનો ઉપરછલ્લો પરિચય ને ધૂંધળો ખ્યાલ, તથા સાથે સાહિત્યશાઈ ભાષા લખવાનો પ્રયાસ–આવી પરિસ્થિતિમાંથી ઉપરની ભૂલો જન્મી હોવાનું દેખીતું છે.

૧ થી ૬ ઉદાહરણો (અનાવદ્યતા, પૂર્વાગ્રહ, નિષ્કૃષ્ટ, ગુણાનિધાન, દોષોપનયન, દોષાનયન) સંકુલ શબ્દના ઘટકોમાંથી એકને સ્થાને મૂળમાં હોય તે કરતાં કોઈ જુદો—પણ મૂળને મળતો—ઘટક હોવાના ખ્યાલનું પરિણામ છે. 'અનાવદ્યતા'ની પાછળ 'અનાર્યતા', 'અનાસ્થા' જેવાનું ને 'નિષ્કૃષ્ટ'ની પાછળ 'નિષ્ફળ', 'નિષ્કામ', 'નિષ્કર્ષ' જેવાનું સાદૃશ્ય જણાય છે. 'પૂર્વગ્રહ'ને બદલે જાણીતા 'આગ્રહ'ની અસર નીચે 'પૂર્વાગ્રહ', 'ગુણાધાન' ને બદલે જાણીતા 'નિધાન'ની અસર નીચે 'ગુણાનિધાન' થયા છે.,તો 'ગુણાધાન અને દોષાપનયન' એ જોડીમાંથી પહેલાની અસર નીચે બીજાનું 'દોષાનયન' એવું રૂપાંતર થયું. અને જાણીતા 'ઉપનયન'ની અસરથી 'દોષોપનયન.'

વિકૃત શબ્દોના બીજા પ્રકારમાં બે સમાનમૂલ્ય (સમાનાર્થ અને અંશે સમાનધ્વનિ) પ્રયોગોનો સંકર થતાં મિશ્ર રૂપ નીપજ્યું છે. ૭થી ૨૪ ઉદાહરણ આવા શબ્દસંકરનાં છે. સંકરના આધારભૂત શબ્દો ઉદાહરણોની સામેના સ્તંભમાં આપેલાં છે.

ઉદાહરણ ૨૫થી ૩૦માં વર્ણવ્યત્યય કે શબ્દના ઘટક અવયવોનો વ્યત્યય થયો છે.

ઉદાહરણ ૩૧થી ૬૨ અમુક 'ઉચ્ચ' શબ્દને સ્થાને તેને મળતા —— ઉચ્ચારમા અંશતઃ કે પૂરેપૂરા મળતા, પણ અર્થમા જુદા ——બીજા 'ઉચ્ચ' શબ્દના અજ્ઞાનમૂલક પ્રયોગના ઉદાહરણ છે: તેમા અપેક્ષિત શબ્દને સ્થાને ભળતો જ શબ્દ વપરાયો છે. આમા 'એકધાર્યું', 'જડમૂળ', 'ટિપ્પણ 'બૌદ્ધ', 'લોકભોગ્ય', 'શાંતિરસ',ને 'અસંદિગ્ધ' ગેરસમજના અને 'પરિણામ', 'પરિણિત', 'પાર્થિવ', અદોષરમણી', 'રાજ્યકાગણ', 'વસ્તુ', 'શિરત' એ અજાણ્યાને બદલે જાણીતાના પ્રયોગના ઉદાહરણ છે. મોટા ભાગનાં અંગ્રેજીમાં જેને 'મૅલૅપ્રૉપિઝ્મ' (malapropism) કહે છે તે પ્રકારનાં છે.

ઉદાહરણ ૬૩થી ૯૩ પ્રત્યયના અપપ્રયોગને લગતા છે ૬૩થી ૮૧મા ભાવ-નામ સાધતો પ્રત્યય લાગીને થયેલા નામને ફરીથી ભાવ-નામ-સાધક બીજો પ્રત્યય લગાડાયો છે. ૮૨થી ૮૬માં પણ પ્રત્યય નિરર્થક કે અસમર્પક છે. ૮૭થી ૯૩મા લાગવો જોઈએ તેને બદલે જુદો જ પ્રત્યય સાદૃશ્યબળે લગાડાયો છે: 'દંત્ય', 'ઓષ્ઠ્ય', 'મૂર્ધન્ય' ને બદલે 'તાલવ્યની' ની જેમ 'દંતવ્ય', 'ઓષ્ઠવ્ય', 'મૂર્ધવ્ય'; 'પારલૌકિક', 'વાચિક', 'મૌખિક'ને બદલે 'શિક્ષિત' 'વિદિત' વગેરેની અસર નીચે 'પારલૌકિત', 'વાચિત', 'મૌખિત'; 'પ્રેમલક્ષણા'ને બદલે 'નવધા'ની અસર નીચે 'પ્રેમધા.'

ઉદાહરણ ૯૪થી ૧૦૬ બે સમાતર રચનાઓની ભેળસેળનાં—એટલે કે રચનાસંકરના ઉદાહરણો છે આધારભૂત સંભાવ્ય રચનાઓ કૌંસમા દર્શાવી છે.

ઉદાહરણ ૧૦૭થી ૧૩૮માં સમસ્ત શબ્દમાં એક અવયવનો અર્થ ઉપેક્ષિત થયો છે અને તે ઘણુંખરું જુદા શબ્દથી વાક્યમાં નિરર્થક ફરી દર્શાવાયો છે. આમાં ૧૦૨, ૧૦૧, ૧૧૭, ૧૨૮, ૧૩૦, ૧૩૧ ને ૧૧૫ જરા જુદા પ્રકારના છે. તેમા અમુક એક શબ્દનો અર્થ બીજા શબ્દથી નિરર્થક પુનરાવર્તિત થયો છે. ચાલુ વપરાશના પરિચિત સમાસોના અવયવસિદ્ધ અર્થ પ્રત્યે અથવા તો તેના કોઈ છૂટા શબ્દના અર્થ પ્રત્યે દુર્લક્ષ થતાં (કે તેના અજ્ઞાનથી) તેનો એકદેશ જુદા શબ્દથી વ્યક્ત કરવાનો આ પુનરુક્તિ દોષ અન્યથા પણ જાણીતો છે.

આમાંના કેટલાંક ઉદાહરણો શબ્દના સ્વરૂપના અચોકસ પરિચયનું પરિણામ છે, કેટલાક બે પ્રયોગોની ભેળસેળનું પરિણામ છે, તો કેટલાક શબ્દને તેના માત્ર

સ્થૂળ, સામાન્ય. પરિચિત કે સપાટિયા અર્થમા સમજવાની ભૂલનુ પરિણામ છે. 'નાગર અપભ્રંશ' માં 'નાગર' વિશેષણ 'સંસ્કારયુક્ત' 'પરિમાર્જિત', 'અગ્રામ્ય' એ અર્થમા સમજવાને બદલે 'નાગર જ્ઞાતિનો' એવા અર્થમા સમજવું, 'ભાષાવિકાસ' માં 'વિકાસ' એટલે 'ક્રમિક પરિવર્તન' નહીં પણ 'સાહિત્યના વાહન લેખે ઉત્તરોત્તર વધતી જતી ક્ષમતા' એમ સમજવુ, અથવા તો કાવ્યમા કલ્પનાવ્યાપારની વાત કરતા, 'કાવ્યસર્જનમા પ્રવૃત્ત થતો કવિમાનસનો શક્તિવિશેષ' એવા અર્થમા 'કલ્પના' સમજવાને બદલે 'પરીકથા જેવી, નક્કર વાસ્તવિકતાથી વિરુદ્ધની સૃષ્ટિવાળી રચનામાં વ્યક્ત થતો મનોવ્યાપાર' એવા અર્થમા સમજવો એ સૌ આ વલણના અન્ય જાણીતાં ઉદાહરણો છે.

અહીં ચર્ચેલાં ઉદાહરણોમાં વ્યક્ત થતા કે તેમને મળતા વલણો વાતચીતમા કે બોલચાલની ભાષામાં પણ પ્રવર્તતા જોઈ શકાય છે.

અશિક્ષિત કે અલ્પશિક્ષિત વર્ગ ચાલુ વ્યવહારની ભાષા કરતા સાહિત્યની કે ધર્મની 'ઉચ્ચ' સ્તરની ભાષાના સંપર્કમા આવે છે, ત્યારે તેના પ્રયોગો અપનાવવાના પ્રયાસમાથી અર્ધદગ્ધતાને કારણે ઉપર દર્શાવ્યા જેવા અપપ્રયોગો નિષ્પન્ન થાય છે, અને તે વારંવાર થતાં રહે અને મોટા વર્ગમા વપરાતા રહે તો રૂઢ બની ચાલુ ભાષામા પ્રચલિત પણ બની જાય છે. મધ્યકાલીન કવિઓના 'સર્વંગ્ત' (સર્વસ્વ), 'જીવિત્ર' ('જીવિતવ્ય' કે 'જીવિત'), 'મંકષ્ટ' ('સંકટ' કે 'કષ્ટ'), 'મપુષ્ટ' (મપુટ), 'વનકળ' કે 'વનફળ' ('વલ્કલ'), 'શમોગુણ' ('શમગુણ') તથા 'કાલિંદ્રી', 'ત્રટ', 'ત્રાડવ', 'ત્રુષ્ટમાન' વગેરે જેવા રકારપ્રક્ષેપના પ્રયોગો તેમ જ અતિસંસ્કારિત પ્રયોગો પાછળ આ જાતનુ વલણ જ પ્રવર્તતું હતુ એ સહેજે જોઈ શકાશે.



# સંક્ષેપની પ્રક્રિયા

શ્રમની કરકસર—વક્તવ્યને બોધગમ્ય રાખવા અનિવાર્ય હોય તેટલો જ મૌખિક પ્રયાસ કરવાની વૃત્તિ—એ ભાષા પાછળ રહેલા માનસિક વ્યાપારોનું એક ઘણું અગત્યનું વલણ છે, અને ભાષાઓમાં પરિવર્તન લાવનારું એ એક જબરું બળ છે. તેના જે વિવિધ આવિર્ભાવો છે તેમાંનો એક તે સંક્ષેપની પ્રક્રિયા. જેમ અડધું વાક્ય બોલવાથી સરતા કામ માટે આપણે આખું વાક્ય વાપરતા નથી, તેમ બે શબ્દને બદલે એક જ શબ્દ અને આખા શબ્દને બદલે માત્ર શબ્દાંશથી ચાલતું હોય તો ચલાવવાની આપણી વૃત્તિ રહે છે. બોલનારના મુખભાવ, સ્વર, ચેષ્ટા (એક શબ્દમાં, અભિનય) તેમ જ વ્યાવહારિક સંદર્ભને અને રૂઢિને આધારે, અનુક્ત રહેલા શબ્દોનો અર્થ સહેલાઈથી પૂરો પાડી શકાય છે. આથી વિશેષણ કે વિશેષ્ય, અથવા તો બે સમસ્ત શબ્દોમાંથી એક, અથવા તો શબ્દનો એક અંશ અધ્યાહૃત કરવાનું કે અનુક્ત રાખવાનું વલણ વધતેઓછે અંશે દરેક ભાષામાં પ્રવર્તતું હોય છે.

પ્રાચીન મીમાંસકો અને નૈયાયિકોએ પણ આ વિષયમાં થોડોક વિચાર કરેલો છે. તેમને ભાષાશાસ્ત્રની જેમ આવા પ્રશ્નો સાથે સીધો સંબંધ ન હતો. પણ પ્રમાણશાસ્ત્રને વાક્ય અને વાક્યાર્થ સાથે કામ પડતું હોવાથી અનુક્ત કે અધ્યાહૃત વાક્ય અને વાક્યાર્થ વિશે પૂર્વમીમાંસા અને ન્યાયમાં ચર્ચા થયેલી છે.

અપૂર્ણ વાક્ય અથવા વાક્યાર્થની શબ્દ અથવા અર્થ વડે જે પ્રમાણ દ્વારા પૂર્તિ કરાય છે તે પ્રમાણ યથાપ્રાપ્ત શ્રુતાર્થાપત્તિ (=શબ્દાધ્યાહાર) કે દૃષ્ટાર્થાપત્તિ કહેવાય છે નૈયાયિકો માત્ર શબ્દાધ્યાહારને અને પ્રાભાકર સંપ્રદાયના મીમાંસકો માત્ર દૃષ્ટાર્થાપત્તિને સ્વીકારે છે. 'બંધ કર' એમ કોઈ કહે એટલે ક્રિયાપદ સકર્મક હોવાથી કર્મની અપેક્ષા (આકાંક્ષા) વણપુરાયેલી રહેતાં

'બારણું' એ અપેક્ષિત કે અનુક્ત શબ્દ શ્રુતાર્થાપત્તિ પ્રમાણ વડે સાંભળનાર વ્યક્તિ પૂરો પાડે છે[1]

આવે પ્રસંગે જ્યાં અમુક શબ્દો અનુક્ત રહ્યા હોય ત્યાં આપણે તાત્કાલિક પરિસ્થિતિ કે સંદર્ભને આધારે બોલનારનું વક્તવ્ય સહેલાઈથી સમજી જઈએ છીએ આ શબ્દલોપ કરતાં શબ્દાંશનો, સમસ્ત શબ્દના એક અવયવનો, અથવા તો વિશેષણ–વિશેષ્યની જોડીમાંથી એકનો લોપ આપણું વધારે ધ્યાન ખેંચે છે **ફ્રોરો (ગ્રાફ), અગ્ઝામ(નિશન) મૅથ(મૅટીક્)સ, મૅટ્રિક(યુલેશન), (ટેલિ)ફોન, (ઍરો)પ્લેન, (યુનિ)વર્સિટિ. ટી.બી. (=ટયુબરક્યુલૉસિસ)** વગેરે અંગ્રેજી શબ્દો આધુનિક કેળવણી પામેલી ગુજરાતી જનતામાં છૂટથી વપરાય છે **રમુ(=રમણીક), (સુ)શીલા, (કલ્પ)લતા, (હરગોવિંદ) દાસ. (જપ)માળા. (આગ)ગાડી, (વિદ્યાનો) અભ્યાસ.** વગેરે ગુજરાતી ઉદાહરણો પણ ટાંકી શકાય આ સૌમાં શબ્દ પુષ્કળ વપરાશમાં હોઈ અતિપરિચિત લાગતા, તેનો એક અંશ બોલતાં જ સમગ્ર શબ્દ સમજાઈ જાય છે, તેથી અંશથી જ વ્યવહાર નભાવવાનું વલણ પ્રતીત થાય છે

## સૂત્રાત્મક સંક્ષેપ

આમાં આદ્ય વર્ણો સાથે સાથે મૂકીને એક કે વધારે શબ્દનું બનેલું લાંબુ નામ સૂત્રાત્મક રીતે ટૂંકાવવાનું વલણ (જેમ કે, 'યુનો,' 'યુનેસ્કો,' 'યુ. એસ. એ'. 'બી. એ.' વગેરે) મૂળે શિષ્ટ ભાષામાંથી બોલચાલની ભાષામાં પ્રવેશ પામ્યું છે સંસ્કૃતોત્થ ભાષાઓમાં વર્ણમાળા અક્ષરાત્મક (syllabic) હોવાને કારણે આ વલણ ખાસ વિકસિત થાય તેવું નથી પણ અંગ્રેજીની અસર નીચે વ્યક્તિના કે ક્વચિત સંસ્થાના નામ માટે અને માનવાચકો માટે આપણે આ વલણ લેખનમાં અપનાવ્યું છે અને ત્યાંથી કોઈ કોઈ સંક્ષેપ બોલચાલની ભાષામાં પણ પ્રવેશ્યો છે ક(વિ) દ(લપતરામ) દા(દાભાઈ), બ(ળવંતરાય) ક(લ્યાણરાય) ઠા(કોર) ન(રસિંહરાવ) ભો(ળાનાથ દી(વેટીયા) વગેરે અર્ધશિષ્ટ પ્રયોગો પ્રચલિત છે દ(ક્ષિણા) મૂ(ર્તિ) એ પણ અમુક વર્ગમાં એ સ્થાન

---

૧ यत्र त्वपरिपूर्णस्य वाक्यस्यान्वयसिद्धये ।
शब्दोऽध्याहियते तत्र श्रुतार्थापत्तिरिष्यते ॥ માનમેયોદય ૧૪૭
'સ્થૂળ દેવદત્ત દિવસે ખાતો નથી' એ વાક્ય 'દેવદત્ત રાત્રે ખાય છે' એવા જે અર્થની અપેક્ષા રાખે છે, તે દ્દષ્ટાર્થાપત્તિ દ્વારા પૂરો પાડવામાં આવે છે

ટૂંકા નામ લેખે વપરાતો લેખનમાં રા., બ., પૂ., મુ., ચિ., ગં સ્વ., સ્વ, વિ., વ. મુ, લી (લિખિતગ, લિખિતમ્) વગેરે વપરાય છે, તેમાંથી શ્રી(યુત, કે 'મતી), રા('જમાન) રા(જેશ્રી) બોલચાલમાં પણ આવ્યા છે સંસ્કૃતમાંથી બે ઉદાહરણો મળે છે વદિનું મૂળ સ્વરૂપ વદિ એ લેખનમાં વપરાતા વ० दि० (बहुल दिन કે °दिवस), પરથી તથા સુદિ નું મૂળ સ્વરૂપ શુદિનું ખનમાં शु० दि० (शुक्ल-दिन કે ०दिवस) પરથી બન્યું છે. જૈનોમાં સાધુ માટે વપરાતો માનવાચક પન્યાસ શબ્દ, લેખનમાંના प० (पण्डित) અને ન્યાસના સમાસથી થયેલો છે

## અન્ય પ્રકારો

આ પ્રકાર ઉપરાંત શબ્દખંડન કે શબ્દાંશલોપ સમસ્ત શબ્દનો અવયવલોપ અને વિશેષણ-વિશેષ્યમાંથી એકનો લોપ એવા સંક્ષેપના બીજા પ્રકારો છે[૨] આ પ્રકારોને તપાસતાં જણાશે કે કેટલીક વાર શબ્દાંશલોપમાં શબ્દનો પૂર્વાંશ પ્રયોગમાં રહી ઉત્તરાંશ લુપ્ત થાય છે, કેટલીક વાર એથી ઊલટું બને છે તે જ પ્રમાણે વિશેષણ-વિશેષ્યની જોડીમાંથી વિશેષણ જ વપરાશમાં રાખવાનું પ્રબળ વલણ છે, તો સાથે માત્ર વિશેષ્ય પરથી જ એ જોડીનું કામ કાઢ્યું હોય એવાં ઉદાહરણો પણ મળે છે ખરા તેમ બે સમસ્ત અંગોમાંથી કોઈ વાર આગળનો તો કોઈ વાર પાછળનો જાળવી રાખવાનું વલણ પણ જોઈ શકાય છે આથી આ સૌની પાછળ કોઈ વ્યવસ્થા છે કે નહિ— એટલે કે આવા પ્રકારમાં સંક્ષેપની પ્રક્રિયા કયા નિયમે પ્રવર્તે છે એ પ્રશ્ન તપાસ માગે છે.

## શબ્દાંશ-લોપ

પ્રથમ આપણે શબ્દનો કોઈ અંશ લુપ્ત થયો હોય તેવાં ઉદાહરણ લઈએ. અંગ્રેજીમાં આવાં પુષ્કળ ઉદાહરણો મળે છે, પણ આપણી ભાષાને આ વલણ પણ બહુ અનુકૂળ હોય તેમ લાગતું નથી અંગ્રેજીમાં પણ ફોટો (ગ્રાફ), (ટેલિ)ફોન, વગેરે જેવા તો તેમના મૂળની દૃષ્ટિએ સમસ્ત શબ્દો છે એટલે તેમનો લુપ્ત થતો અંશ એક અવયવ જેવો જ ગણાય પણ એગ્ઝામ, મૅટ્રિક, ડૉક(ટર) વગેરેમાં શબ્દના ઘડતરને લક્ષમાં રાખ્યા

૨ પેરપર્સને અંગ્રેજી વગેરેને લક્ષમાં રાખીને ખંડિત કે સંક્ષિપ્ત શબ્દો વગેરેનું 'લેંગ્વેજ,' ૧૦૮, ૧૬૯ પર પ્રતિપાદન કર્યું છે

વિના જ સંક્ષેપ થયો છે, એટલે એ બગભગ શબ્દાંશ-લોપનાં ઉદાહરણો છે. **બસ** ('ઓમ્નિબસ' omnibus), **મોબ** ('મોબાઇલ' mobile), **કેબ** ('કેબ્રિઓલેટ' cabriolot) જેવા તો એટલા રૂઢ છે કે એ સંક્ષેપો હોવાનો ખ્યાલ જ ન આવે. ગુજરાતીમાં કબુડાં (કબૂતર) જેવા ગણ્યાગાંઠ્યા અપવાદે આપણને માત્ર વિશેષ નામોમાં આ વલણ જોવા મળે છે. **રઘુ**(નાથ),(કલ્પ)-**લતા** વગેરે સમસ્ત જેવા ગણાય. **સુશી**(લા). **સુની**(સુનયના) જેવા ખંડિત શબ્દનાં સાચાં ઉદાહરણ ગણાય. બીજાં ઉદાહરણોમાં સંક્ષિપ્ત રૂપને ઉ કે એવો બીજો કોઈ પ્રત્યય લાગે છે આ રીતે **રમુ** (રમણીક), **ગીધો** (ગિરધર), **નબુ** (નર્બદા, નર્મદા), **પશુ** (પરશોતમ), **છોટમ** (છોટાલાલ), **જેઠમ** (જેઠાલાલ), વગેરે થયા છે. આમા મોટે ભાગે પૂર્વાંશ જળવાઈ રહે છે. અંગ્રેજી ઉદાહરણોમા પણ જ્યાં સંક્ષેપ માટે ઉત્તરાંશનો લોપ કરતાં અવશિષ્ટ અંશ અર્થસંભ્રમ કરે તેવુ હોય ત્યાં જ તે જળવાઈ રહ્યો છે નહીં તો આગળ પડતુ વલણ તો પૂર્વાંશને જાળવી રાખવાનુ છે.

અંગ્રેજીમા વિશેષનામના સંક્ષેપ માટે યેસ્પર્સને બતાવ્યુ છે કે જ્યારે પૂર્વાંશ જળવાઈ રહે, ત્યારે સંક્ષેપ માટે મોટેરા કારણભૂત હોય, પણ ઉત્તરાંશ જળવાઈ રહ્યો હોય તેવા નામો ઘડવામા મુખ્યત્વે બાળભાષાનો જ ફાળો હોય કેમ કે બોલાતા શબ્દનો ઉત્તરાંશ જાળવી રાખવો એ બાળભાષાનુ એક જાણીતું વલણ છે. પણ (હરગોવિંદ)**દાસ**, (સુ)**શીલા**, (કલ્પ)**લતા**, (મૃણા)**લિની**, (ચંદ્ર)**કળા** વગેરેમા જ્યા ઉત્તરાંશ જળવાઈ રહ્યો છે, ત્યા એ શબ્દો બાળભાષામાંથી લેવામા આવ્યા છે એમ આપણને નથી લાગતું. (હરગોવિંદ) **દાસ**માં લાઘવને કારણે, (સુ)**શીલા**મા **સુશી** કરતા **શીલા** સંસ્કારી જેવુ લાગે છે તેને કારણે (સ્નેહ° કે કલ્પ°)**લતા**મા પૂર્વાંશ પરથી લઘુ રૂપ ઘડવુ ફાવે તેવુ ન હોવાને કારણે, તો (ચંદ્ર)**કળા**માં ચાલુ **ચંદા** કરતા કાઈક નવીનતર ઘડવાની ઇચ્છાને કારણે, ઉત્તરાંશ જાળવી નવા રૂપ ઘડાયા છે. આમા બાળભાષાનો કશો ફાળો નથી. **સચ્ચા** (= **સચ્ચાહામા**, **સત્યભામા**) અને **ખંડા** (= **ખંડવાણા**, **ખંડપાના**) પ્રાકૃતમા પણ વિશેષનામને સંક્ષિપ્ત કરવાના વલણના સૂચક છે.

## અવયવ-લોપ

સંક્ષેપના આ પ્રકારનાં પણ ઉદાહરણો ખોળતા મહેનત પડે છે. (ભોંય)**શીંગ**, (વાલ)**પાપડી**, (વાજા)**પેટી**, (જપ)**માળા**, (આગ૦, મોટર૦, ઘોડા૦, કે બળદ)**ગાડી**,. (આગ)**બોટ**, અંગ્રેજી 'મેચબૉક્સ' પરથી (મેચ)**બાકસ**,

એ પૂર્વાવયવ—લોપનાં ઉદાહરણો છે. ઐતિહાસિક દૃષ્ટિએ સં. (અંગાર) શકટિકામાંથી સગડી થયું તે પણ આ પ્રકારનું છે. રેલ(ગાડી) અને ઐતિહાસિક દૃષ્ટિએ જાન (જન્યાયાત્રા, જન્નજત્ત, જન્ન) અને હિંદીમાથી લીધેલ મેના (મદનસારિકા, મયણસાલા, મયણા) ઉત્તરાવયવ-લોપ માટે ટાંકી શકાય. અંગ્રેજીમા (પેન)હોલ્ડર, સ્ટ્રો (હેટ), રિટર્ન (ટીકેટ), ફ્લૂે(પાઇપ), રાઇફલ(ગન), બ્યુગલ(હોર્ન) વગેરે જાણીતા છે. વપરાશને લઈ ને રૂઢ થઈ જતા આવા શબ્દો માટે (માળા, પેટી, રાઇફલ, બ્યુગલ વગેરે) સંક્ષેપથી સધાયા હોવાની શકા પણ નથી રહેતી.

## શબ્દલોપ

સૂત્રમંજ્ઞા; શબ્દાશલોપ કે અવયવલોપ કરતાં શબ્દલોપનુ વલણ ગુજરાતીમાં બળવત્તર દેખાય છે. છપ્પનિયો (દુકાળ), અડદિયો (પાક), દંડવત (પ્રણામ), શણુંગ (દાળ), તલધારી (લાપશી), લક્કડશી (લાડુ) વગેરેમાં વિશેષણ-ભાવી શબ્દ—વિશેષ્યની અર્થમર્યાદા બાધતું હોવાથી—જળવાઈ રહે છે, ને વિશેષ્ય અનુક્ત રહે છે. ઓરમું 'ઓરીને બનાવેલું (મિષ્ટાન્ન)', ચૂરમું 'ચૂરીને બનાવેલું (મિષ્ટાન્ન)', વેઢમી 'વીંટા કરીને બનાવેલી (પોળી, રોટલી)' આ રીતે જ ઉદ્ભવ્યા હોય. ચોખા (<ચોક્ષાઃ તણ્ડુલાઃ), કઢી (<ક્વથિતા પેયા)નો પણ એવો જ ઇતિહાસ હોય.

આ ઉપરાંત શબ્દલોપનો એક વિશિષ્ટ પ્રકાર ગુજરાતી, હિંદી વગેરેમા પ્રચલિત છે. આમાં કેટલાક ચાલુ વપરાશના વાક્યોમાથી મુખ્ય શબ્દને સ્થાને રહેલું નામ અતિ પરિચિત હોવાને કારણે અનુક્ત રહે છે, અને આથી ઉક્તિમાં પણ સૂચકતા, અને તેને લીધે સચોટતા અને નાવીન્ય સધાય છે—જો કે આવી રચણો કે પ્રયોગો રૂઢ બની જતાં તેમની સૂચકતા અને સચોટતા ઘસાઈ જાય છે, અને કેટલીક બાબતમાં પ્રયોગ એટલે અંશે અસ્મીભૂત બની ગયો છે કે એકલું વિશેષણ જ નામ તરીકે ચલણી બની ગયું છે, અને છતાં વાપરનારને ખ્યાલ પણ આવતી નથી કે પોતે સંક્ષિપ્ત પ્રયોગ કરે છે. ઉદાહરણો :

તેને હાડોહાડ—લાગી (વ્યાપી) ગઈ (ક્રોધની આગ, રીસ)
તેની તો મનની—મનમાં રહી ગઈ (આશા, વાત)
ચોરનારની ચાર—ને જોનારની બે (આંખ)
મેં તેને બરેબરનો—લીધો (ઊધડો)

મેં તેને બગાબરની—સુણાવી દીધી (ગાળ)
એ તો—પડશે તેવા દેવાશે (ઘા, ભાઠા)
ગરમડ કરી છે તો એક—ચોડી દઈશ (થપાટ, લપાટ, થપ્પડ)
તારી ભની—થાય (દશા)
બહુ ભુડી—થઈ (દશા)
હરી કરે તે—ખરી (દશા)
એ તારી—ની(તારી માની દીકરી?)
એ તારી—(ભલી દશા થાય)
તેને પાણીચુ—મળ્યુ (નાળિયેર)
તેને ગડગડિયુ—પરખાવ્યુ (નાળિયેર)
તારું—છોલાવા (મુડાવા) ગયો હતો? (માથુ)
ખાય શુ, ચોળવાની—? (રાખ)
કરો કકુના—(રૂપિયા, ચાંદલા)
બને વચ્ચે—લાગી (જામી)— (લડાઈ, તકરાર)
તેના તો બારે—બૂડ્યા (વહાણ)
ચોર્યાશી—ના ફેરા (લાખ જન્મ)
બાવન—ની બહાર (અક્ષર)

આવા પ્રયોગોમાથી **ચોર્યાશી** (નાત), દંડવત[1] (પ્રણામ), **ચડતી** (દશા) **પડતી** (દશા), **ચડતીપડતી** (દશા) વગેરે સ્વતત્ર શબ્દ તરીકે ચલણી થઈ ગયા છે

આ સૌમા કેટલીક વાર વિશેષણ પછી આવતું નામ તો કેટલીક વાર એવા ખાસ સદર્ભ વિના એકલુ આવતુ નામ અનુક્ત રહ્યુ છે

ઉપર આપેલા ઉદાહરણો પરથી જોઈ શકાશે કે કોઈમા પૂર્વાશ લુપ્ત થાય છે, કોઈમા ઉત્તરાશ શબ્દાશલોપના ઉદાહરણોમા નિયમે કરીને પૂર્વાશ

૧ દડવત્ પ્રણામના અર્થમા વપરાતા માત્ર 'દડવત્'ની ટીકા થયેલી છે (સાહિત્યવિમર્શ, ૭૩ ૭૪) પણ દરેક ભાષા આ રીતે ઘડાતી હોય છે, અને સામાન્ય જનતા જ તેને ઘડે છે, એટલે તે અભણ, અજ્ઞાન હોય તો પણ તેના પ્રયોગો જીવંત અને પ્રતિનિધિરૂપ લેખાય છે

દડવત શબ્દ સૌરાષ્ટ્રમા તો સામાન્ય પ્રચારમા છે 'જીવનનુ પરોઢ' (પ્રભુદાસ ગાધી, ૧૯૪૮)મા આરંભે અપાયેલા ગાધીજીના ૨૬-૭-૧૯૦૮ ના પત્રમા સહી આ પ્રમાણે છે 'લિ. મોહનદાસના દડવત'. ઠેઠ સડાપચ્ચીશીમા 'દડવત' રૂપે તે મળે છે

જળવાઈ રહે છે, પણ અર્થભ્રમની શક્યતા હોય કે નવીનતા સાધવાનો હેતુ હોય ત્યાં જ અપવાદ રૂપે પૂર્વાંશનો લોપ થાય છે ને ઉત્તરાંશ જળવાઈ રહે છે અવયવલોપના ઉદાહરણોમાં મૂળની વિશેષણ-વિશેષ્યની કે નામોની જોડીમાંથી નિયમ તરીકે વિશેષણ કે પૂર્વાવયવ—કે જે ઉત્તરાવયવના અર્થને વિશિષ્ટતા અર્પે છે તેની મર્યાદા બાંધે છે—જળવાઈ રહે છે વિશેષ્યના અર્થની પ્રથમ સ્થાને રહેલા વિશેષણશબ્દથી મર્યાદા બંધાતી હોવાથી એ જ ખાસ અર્થવાહક બને છે, અને એકલું પ્રચલિત થઈ જાય છે પાક તો અનેક હોય. 'મેં પાક ખાધો' કહેનારનો અર્થ સંદિગ્ધ રહે છે. 'પાક' એટલે 'કયો પાક'? એટલે 'અડદિયા પાક' એ જોડામાંથી આગલો શબ્દ અનુક્ત રાખનારનો અર્થ અસ્પષ્ટ જ રહે. પણ 'મેં અડદિયો ખાધો' કહેતાં 'પાક' શબ્દ અનુક્ત રહેવા છતાં બોલનારનું વક્તવ્ય તુરત સ્પષ્ટ થઈ જાય છે એવી જ રીતે અનેક દાળોમાં ખાસ એક 'શરણ' કે 'ત્રેવટી', અનેક મિષ્ટાન્નોમાંથી ખાસ એક ચૂરીને કરેલું (ચૂરમું) વગેરેમાં વિશેષણો અસંદિગ્ધપણે કહેનારનું વક્તવ્ય રજૂ કરતા હોવાથી એકલા ચલણી બની શક્યા છે પણ જ્યાં પૂર્વાવયવ નામ હોય, અને સ્વતંત્રપણે વપરાતું હોય, ત્યાં તે સમગ્ર શબ્દનું સ્થાન લઈ ન શકે એ દેખીતું છે 'દહીંવડાં' માટે એકલું વડાં ચાલી શકે, પણ એકલું દહીં નહીં સીંગદાણા માટે શીંગ વપરાય, ભીંગ નહીં વાલપાપડી માટે પાપડી વપરાય, પણ વાલનો અર્થ જુદો થાય મેથીપાક ને માટે 'મેથી ખાધી' એવું વપરાય છે, પણ ખાલી મેથી, કોણ ખાય? એ સામાન્ય સમજને લઈને અર્થ સ્પષ્ટ થઈ જાય છે અગાસશકટિકામાંથી શકટિકાનું સગડી થઈ જળવાયું, અગાર નહીં રેલગાડી જેવામાં રેલ, ગાડી અને રેલગાડી ત્રણે વપરાય છે, તેમાં પરિસ્થિતિથી અર્થ સ્પષ્ટ થતો હોય ત્યાં ગાડી અને ચોક્કસાઈ આવશ્યક હોય ત્યાં રેલ વપરાય છે રેલ પરદેશી શબ્દ હોઈ, તેનો સ્વતંત્ર અર્થ ન હોવાથી રેલ. મોટર વગેરે પણ વપરાય છે, પણ ઘોડાગાડી માટે એકલું ઘોડા નહીં વાપરી શકાય. ફોટોગ્રાફ જેવા અંગ્રેજી શબ્દ માટે ફોટો વાપરી શકાય છે, કારણ કે ફોટો શબ્દ સ્વતંત્ર રીતે 'પ્રકાશ'ના અર્થમાં અંગ્રેજીમાં જાણીતો નથી

આ પ્રમાણે ખંડિત શબ્દમાં નિયમ તરીકે પૂર્વાંશ જળવાતો હોય છે, વિશેષણ-વિશેષ્યના સમાસમાં પણ પૂર્વાવયવ જળવાતો હોય છે, ને બે નામના સમાસમાં સંક્ષેપ થતાં ઉત્તરાવયવ જળવાતો હોય છે.

★

# પરિભાષાનું ઘડતર

પરિભાષાના ઘડતરનો પ્રશ્ન 'બળબળતો' હોય ત્યારે પરિભાષાના સ્વરૂપ વિશે અને તેના ઘડતરની પદ્ધતિ વિશે પ્રારંભમાં કેટલીક પાયાની વિચારણા થવી ઘટે. આવી ચર્ચાવિચારણાને અનુસરીને ઘડાયેલા કેટલાક સર્વમાન્ય પાયાના સિદ્ધાંતોના આધારસ્તંભ વિના પરિભાષાની ઇમારત ઊભી ન કરી શકાય—કરી હોય તો તકલાદી નીવડે. અહીં આ વિષયના એક પાસાને સ્પર્શતા થોડાક વિચારો ટપકાવ્યા છે.

પરિભાષાના ઘડતરનો વિષય મુખ્યત્વે ભાષાશાસ્ત્રનો ગણાય. એક ભાષાના વૈજ્ઞાનિક કે શાસ્ત્રીય સાહિત્યમાં વપરાતા વિશિષ્ટ શબ્દોને માટે બીજી ભાષામાં દયા સમાનાર્થ શબ્દો યોજવા એનો નિર્ણય દરેક બાબતમાં શબ્દોના અર્થની વિચારણા માગી લે છે. અનુવાદ્ય શબ્દ દ્વારા જે અર્થનો બોધ થાય છે તેવા અર્થનો બોધ કરાવવાની ક્ષમતા અનુવાદ-શબ્દમાં છે કે કેમ? અથવા તો તેનું તેમાં આરોપણ કરી શકાય તેમ છે કે કેમ—એનો દરેક વખતે વિચાર કરવાનો રહે છે. આથી અર્થનું—અને અર્થવિકાસના સ્વરૂપનું જ્ઞાન પરિભાષા ઘડવામાં ઘણું માર્ગદર્શક બની શકે—જો કે ઉચિત અને રોચક અનુવાદ-શબ્દ શીઘ્ર ઘડી આપવા એ અમુક અંશે એક કલા છે. તેમાં સહજપ્રજ્ઞાની પ્રવૃત્તિ રહેલી છે.

પરિભાષા ઘડતાં અર્થ વિશે કેટલીક ધ્યાનમાં રાખવા જેવી બાબતો :

૧. છૂટક શબ્દોના અર્થ અમુક એક કે બે એમ નિશ્ચિત નથી હોતા. અર્થની સીમા સંદર્ભ (context) કે પરિસર (environment) થી જ બંધાય. બીજી રીતે કહીએ તો શબ્દના અર્થનું સ્વરૂપ ચોક્કસ બિંદુનું નહિ, પણ અસ્પષ્ટ સીમાવાળા વર્તુળનું છે. તેમાં અમુક અર્થો કેન્દ્રસ્થાને હોય છે, જ્યારે તેમાંથી ફંટાતા બીજા ગૌણ અર્થ વચગાળામાં કે ધૂંધળી કોરને સ્થાને હોય છે.

૨. અમુક વિષયના વિશિષ્ટ વિભાવો વિશેની ખાસ સંજ્ઞાઓ તે, તે વિષયની

પરિભાષા. આ વિભાષો વિશે વિચાર કરવાની અને તેમને સમજવવાની અમુક તંત્રબદ્ધ પદ્ધતિ હોવાથી તેમને લગતી સંજ્ઞાઓ પણ અમુક છૂટક નહિ પણ તંત્રરૂપે હોય છે. 'ટર્મિનોલોજિ' એ શબ્દોની 'આવલી' નથી પણ સંજ્ઞાઓનું એક 'તંત્ર' છે આથી એક ભાષાની અમુક વિષયની સંજ્ઞાઓને આધારે બીજી ભાષાઓમાં સંજ્ઞાઓ ઘડવાની હોય, ત્યારે તેમનો એકએક લઈને છૂટક રૂપમાં નહિ, પણ સમાન અર્થાંશથી સંકળાયેલાં જૂથો રૂપે અને તંત્રરૂપે વિચાર કરવો ઘટે.

૩. શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક પરિભાષા એ ઘણે ભાગે સભાનપણે પ્રયોજનપૂર્વક ઘડેલો વિશિષ્ટ શબ્દસંઘાત છે તેની વિશિષ્ટતા ત્રણ પ્રકારની છે. તેને વાપરનારો સમૂહ ઘણો મર્યાદિત હોય છે, તે ઘણી મર્યાદિત પરિસ્થિતિમાં વપરાય છે, અને દરેક શબ્દનો અર્થ ચોક્કસ અને અસંદિગ્ધ હોય છે. આ છેલ્લી વિશિષ્ટતા ખાસ મહત્ત્વ ધરાવે છે. સામાન્ય વ્યવહારમાં તેમ જ સર્જનાત્મક સાહિત્યમાં વપરાતા શબ્દો અર્થની અનેકતા અને વિવિધતા ધરાવે છે અને સાહિત્ય માટે તો સમૃદ્ધ અર્થપિંડવાળા શબ્દો ખાસ ઉપાદેય છે; કેમ કે લાઘવ, વ્યંજના એ સચોટપણાનો પ્રાણ છે. પણ સાહિત્ય માટે જે ગુણરૂપ છે તે વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય પરિભાષા માટે ઘણી વાર દોષરૂપ બને. વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય અધ્યયનમા વિચારણા બને તેટલી ચોક્કસ અને અસંદિગ્ધ હોવી આવશ્યક છે એટલે તેમની ખાસ પારિભાષિક સંજ્ઞાઓ ~~ચો~~ ચોક્કસ અર્થને સ્પષ્ટરેખ અને અસંદિગ્ધ રૂપે રજૂ કરવાના હેતુથી જ ઘડાય છે, જેથી એ શબ્દોનું આલંબન લઈને ચોક્કસ અને અસંદિગ્ધ વિધાનો કરી શકાય. આ કારણે વિશિષ્ટ પરિભાષા માટે બહુવિધ અર્થસાહચર્ય ધરાવતી સંજ્ઞાઓ ન છૂટકે જ સ્વીકારાય. અને જુદા જુદા બે વિભાવ માટે એક જ સંજ્ઞા ન જ રખાય.

૪ આ દૃષ્ટિએ પરિભાષા-ઘડતરમા અમુક એક શબ્દ કે ઘટક (પ્રત્યય વગેરે) પાસેથી એક જ કામ લેવુ—તેનો ઉપયોગ અમુક અર્થ પૂરતો જ મર્યાદિત કરવો. વિશિષ્ટ પ્રયોજન કે કારણ હોય તો જ તેની પાસેથી વધારે કામ કઢાવવું કે વિકલ્પ સ્વીકારવો. કોઈ ખૂબ રૂઢ સંજ્ઞા અશનઃ જૂની ઘરેડની જ લાગતી હોવા છતાં નવા તંત્રમા તેને રાખવાનો આગ્રહ રહે, ત્યાં સાથોસાથ બીજી એક નવી ઘડેલી સંજ્ઞા પણ સ્વીકારવી.

૫. કોઈ પણ શબ્દના પ્રચલિત અર્થનો નિર્ણય તેના ચાલુ પ્રયોગોના આધારે જ થાય. તે માટે તેની પૂર્વભૂમિકામાં પ્રચલિત અર્થને—તેની વ્યુત્પત્તિને કશી પણ લેવાદેવા નથી. અર્થવિકાસનું સ્વરૂપ એવું છે કે કાળક્રમે અમુક શબ્દના

ગૌણુ અર્થોમાંથી કોઈ મુખ્યસ્થાને આવી જાય તેનું સાહચર્ય વળી બીજા અર્થો સાથે થાય, અને એમ અર્થપરિવર્તન સતત થતુ રહે. તેમાં કેટલાક શબ્દોના ચાલુ અર્થમા પહેલાનો અર્થ સ્થૂળમાને એમને એમ જળવાઈ રહે છે, કેટલાકમા જુદો જ અર્થ વિકસ્યો હોય છે. એટલે કે શબ્દનો ઇતિહાસ સમજવા પૂરતી અનુવાદ્ય સંજ્ઞા જે અર્થમાં પ્રચલિત છે તે અર્થ કાળક્રમે તેની સાથે કેમ સંકળાયો તે સમજવા પૂરતી કે સંજ્ઞા કઈ રીતે ઘડાઈ તે સમજવા પૂરતી જ તેની વ્યુત્પત્તિ ઉપયોગી છે.

૬. જ્યારે એક ભાષાના અમુક શબ્દ માટે બીજી ભાષામાં અમુક શબ્દ પર્યાય ગણાય તેવો હોય ત્યારે ચોકમાઈથી જોતા ઘણુંખરું તો એ બને શબ્દોના અર્થવર્તુળનો અમુક અશ જ સમાન હોય છે, બાકીનો ભિન્ન. બીજી રીતે કહીએ તો એ શબ્દોના વિવિધ અર્થોમાથી અમુક જ સરખા હોય છે, બધા નહિ. આથી અનુવાદ્ય સંજ્ઞા વિશિષ્ટપણે પારિભાષિક ન હોય ત્યાં કેટલીક વાર અનુવાદમા સંદર્ભ પ્રમાણે જુદી જુદી સંજ્ઞા યોજવાની હોય છે. અને ઊલટપક્ષે, કેટલીક વાર એ કે વધારે અનુવાદ્ય સંજ્ઞાઓને બદલે અનુવાદમા એક સંજ્ઞા' ચાલી શકે છે.

૭. નવી પારિભાષિક સંજ્ઞાઓ માટે સંસ્કૃત જેવી પ્રાચીન પ્રશિષ્ટ ભાષાઓનો આશરો લેવાનો હોય છે આમાં સંસ્કૃતમાં અમુક વિદ્યાશાખા માટે જે વિશિષ્ટ સંજ્ઞાઓ પ્રચલિત હતી તેમને તે વિદ્યાશાખાના અર્વાચીન સ્વરૂપ માટે પણ ઉપયોગમાં લેવામા એક મોટું ભયસ્થાન રહેલું છે, તે ન વિસરાવુ જોઈએ. તે તે વિદ્યાશાખાના પ્રાચીન અને અર્વાચીન સ્વરૂપ વચ્ચે ધરમૂળનો ભેદ હોય છે આ ભેદ વધતેઓછે અશે પદ્ધતિને લગતો, તેમ જ બુનિયાદી વિભાવોને લગતો હોય છે. આથી આવા અમુક બુનિયાદી વિભાવો ને વિચારસરણી સાથે સંકળાયેલી પ્રાચીન સંજ્ઞાઓને નવા અર્થપરિસરમા નહિ ગોઠવી શકાય. એવી ચાવીરૂપ સંજ્ઞાઓ તેમને પડછે રહેલી વિચારસરણી ને વિભાવોનાં વળગણો લઈને જ આવવાની તેમને નવીન કે પરિવર્તિત વિભાવો ને વિચારસરણીનો બોધ કરવા માટે યોજાયેલી સંજ્ઞાઓની સાથેસાથ બેસારવાથી ગૂચવાડો ઊભો થવાનો પૂરતો સંભવ રહેશે તેમને બદલે નવીન સંજ્ઞાઓ જ યોજવાનુ ઉચિત જણાશે.

૮. ઉપર કહ્યું તેમ અર્થવિકાસની ઘટનામાં મૂળનો અર્થ સ્થૂળમાને જળવાઈ રહે છે, અથવા તો તેનો સંકોચ, વિકાસ, રૂપાતર, 'ઉત્કર્ષ' કે 'અપકર્ષ' થાય છે પરિભાષા ઘડતી વખતે પણ 'પુરવઠો' આપનારી ભાષાના શબ્દો કેટલીક વાર મૂળના અર્થમાં જ લેવાય છે; તો કેટલીક વાર થોડા સંકોચ વિસ્તાર આદિ કરીને

પરિભાષા. આ વિભાવો વિશે વિચાર કરવાની અને તેમને સમજાવવાની અમુક તંત્રબદ્ધ પદ્ધતિ હોવાથી તેમને લગતી સંજ્ઞાઓ પણ અમુક છૂટક નહિ પણ તંત્રરૂપે હોય છે. 'ટર્મિનોલોજિ' એ શબ્દોની 'આવલી' નથી, પણ સંજ્ઞાઓનું એક 'તંત્ર' છે. આથી એક ભાષાની અમુક વિષયની સંજ્ઞાઓને આધારે બીજી ભાષાઓમાં સંજ્ઞાઓ ઘડવાની હોય, ત્યારે તેમનો એકએક લઈને છૂટક રૂપમાં નહિ, પણ સમાન અર્થાંશથી સંકળાયેલા જૂથો રૂપે અને તંત્રરૂપે વિચાર કરવો ઘટે.

૩. શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક પરિભાષા એ ઘણે ભાગે સભાનપણે પ્રયોજનપૂર્વક ઘડેલો વિશિષ્ટ શબ્દસંઘાત છે તેની વિશિષ્ટતા ત્રણ પ્રકારની છે. તેને વાપરનારો સમૂહ ઘણો મર્યાદિત હોય છે, તે ઘણી મર્યાદિત પરિસ્થિતિમાં વપરાય છે, અને દરેક શબ્દનો અર્થ ચોકકસ અને અસંદિગ્ધ હોય છે. આ છેલ્લી વિશિષ્ટતા ખાસ મહત્ત્વ ધરાવે છે. સામાન્ય વ્યવહારમા તેમ જ સર્જનાત્મક સાહિત્યમાં વપરાતા શબ્દો અર્થની અનેકતા અને વિવિધતા ધરાવે છે અને સાહિત્ય માટે તો સમૃદ્ધ અર્થપિંડવાળા શબ્દો ખાસ ઉપાદેય છે; કેમ કે લાઘવ, વ્યંજના એ સચોટપણાનો પ્રાણ છે. પણ સાહિત્ય માટે જે ગુણરૂપ છે તે વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય પરિભાષા માટે ઘણી વાર દોષરૂપ બને. વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય અધ્યયનમા વિચારણા બને તેટલી ચોક્કસ અને અસંદિગ્ધ હોવી આવશ્યક છે એટલે તેમની ખાસ પારિભાષિક સંજ્ઞાઓ ચોકકસ અર્થને સ્પષ્ટરેખ અને અસંદિગ્ધ રૂપે રજૂ કરવાના હેતુથી જ ઘડાય છે, જેથી એ શબ્દોનું આલંબન લઈને ચોકકસ અને અસંદિગ્ધ વિધાનો કરી શકાય. આ કારણે વિશિષ્ટ પરિભાષા માટે બહુવિધ અર્થસાહચર્ય ધરાવતી સંજ્ઞાઓ ન છૂટકે જ સ્વીકારાય. અને જુદા જુદા બે વિભાવ માટે એક જ સંજ્ઞા ન જ રખાય.

૪ આ દૃષ્ટિએ પરિભાષા-ઘડતરમા અમુક એક શબ્દ કે ઘટક (પ્રત્યય વગેરે) પાસેથી એક જ કામ લેવું—તેનો ઉપયોગ અમુક અર્થ પૂરતો જ મર્યાદિત કરવો. વિશિષ્ટ પ્રયોજન કે કારણ હોય તો જ તેની પાસેથી વધારે કામ કઢાવવું કે વિકલ્પ સ્વીકારવો. કોઈ ખૂબ રૂઢ સંજ્ઞા અશન: જૂની ઘરેડની જ લાગતી હોવા છતા નવા તંત્રમા તેને રાખવાનો આગ્રહ રહે, ત્યાં સાથોસાથ બીજી એક નવી ઘડેલી સંજ્ઞા પણ સ્વીકારવી.

૫. કોઈ પણ શબ્દના પ્રચલિત અર્થનો નિર્ણય તેના ચાલુ પ્રયોગોના આધારે જ થાય. તે માટે તેની પૂર્વભૂમિકામાં પ્રચલિત અર્થને—તેની વ્યુત્પત્તિને કશી પણ લેવાદેવા નથી. અર્થવિકાસનું સ્વરૂપ એવું છે કે કાળક્રમે અમુક શબ્દના

ગૌણુ અર્થોમાંથી કોઈ મુખ્યસ્થાને આવી જાય તેનું સાહચર્ય વળી બીજા અર્થો સાથે થાય, અને એમ અર્થપરિવર્તન સતત થતું રહે. તેમાં કેટલાક શબ્દોના ચાલુ અર્થમા પહેલાનો અર્થ સ્થૂળમાને એમને એમ જળવાઈ રહે છે, કેટલાકમાં જુદો જ અર્થ વિકસ્યો હોય છે. એટલે કે શબ્દનો ઇતિહાસ સમજવા પૂરતી અનુવાદ્ય સંજ્ઞા જે અર્થમાં પ્રચલિત છે તે અર્થ કાળક્રમે તેની સાથે કેમ સંકળાયો તે સમજવા પૂરતી કે સંજ્ઞા કઈ રીતે ઘડાઈ તે સમજવા પૂરતી જ તેની વ્યુત્પત્તિ ઉપયોગી છે.

૬. જ્યારે એક ભાષાના અમુક શબ્દ માટે બીજી ભાષામાં અમુક શબ્દ પર્યાય ગણાય તેવો હોય ત્યારે ચોકસાઈથી જોતા ઘણુંખરું તો એ બને શબ્દોના અર્થવર્તુળનો અમુક અંશ જ સમાન હોય છે, બાકીનો ભિન્ન. બીજી રીતે કહીએ તો એ શબ્દોના વિવિધ અર્થોમાથી અમુક જ સરખા હોય છે, બધા નહિ. આથી અનુવાદ્ય સંજ્ઞા વિશિષ્ટપણે પારિભાષિક ન હોય ત્યા કેટલીક વાર અનુવાદમા સંદર્ભ પ્રમાણે જુદી જુદી સંજ્ઞા યોજવાની હોય છે. અને ઊલટપક્ષે, કેટલીક વાર એ કે વધારે અનુવાદ્ય સંજ્ઞાઓને બદલે અનુવાદમા એક સંજ્ઞા' ચાલી શકે છે.

૭. નવી પારિભાષિક સંજ્ઞાઓ માટે સંસ્કૃત જેવી પ્રાચીન પ્રશિષ્ટ ભાષાઓનો આશરો લેવાનો હોય છે આમા સંસ્કૃતમા અમુક વિદ્યાશાખા માટે જે વિશિષ્ટ સંજ્ઞાઓ પ્રચલિત હતી તેમને તે વિદ્યાશાખાના અર્વાચીન સ્વરૂપ માટે પણ ઉપયોગમાં લેવામાં એક મોટું ભયસ્થાન રહેલું છે, તે ન વિસરાવુ જોઈએ તે તે વિદ્યાશાખાના પ્રાચીન અને અર્વાચીન સ્વરૂપ વચ્ચે ધરમૂળનો ભેદ હોય છે આ ભેદ વધતેઓછે અંશે પદ્ધતિને લગતો, તેમ જ બુનિયાદી વિભાવોને લગતો હોય છે. આથી આવા અમુક બુનિયાદી વિભાવો ને વિચારસરણી સાથે સંકળાયેલી પ્રાચીન સંજ્ઞાઓને નવા અર્થપરિસરમા નહિ ગોઠવી શકાય. એવી ચાવીરૂપ સંજ્ઞાઓ તેમને પરછે રહેલી વિચારસરણી ને વિભાવોનાં વળગણો લઈને જ આવવાની તેમને નવીન કે પરિવર્તિત વિભાવો ને વિચારસરણીનો બોધ કરવા માટે યોજાયેલી સંજ્ઞાઓની સાથોસાથ બેસારવાથી ગૂંચવાડો ઊભો થવાનો પૂરતો સંભવ રહેશે તેમને બદલે નવીન સંજ્ઞાઓ જ યોજવાનુ ઉચિત જણાશે.

૮. ઉપર કહ્યું તેમ અર્થવિકાસની ઘટનામાં મૂળનો અર્થ સ્થૂળમાને જળવાય રહે છે, અથવા તો તેનો સંકોચ, વિકાસ, રૂપાતર, 'ઉત્કર્ષ' કે 'અપકર્ષ' થાય છે પરિભાષા ઘડતી વખતે પણ 'પુરવઠો' આપનારી ભાષાના શબ્દો કેટલીક વાર મૂળના અર્થમાં જ લેવાય છે; તો કેટલીક વાર થોડા સંકોચ વિસ્તાર આદિ કરીને

# અપભ્રંશ ભાષા

## ૧. અપભ્રંશના સ્વરૂપવિષયક પ્રાચીન ઉલ્લેખો

અલંકાર, વ્યાકરણ વગેરે વિષયના પ્રાચીન ગ્રંથો વગેરેમાંથી અપભ્રંશને[1] લગતા ઉલ્લેખો યથાયોગ્ય મૂળ કે ભાષાંતર રૂપે, 'અપભ્રંશ' સંજ્ઞાના અર્થાનુસાર પ્રથમ આપીને પછી અપભ્રંશના સ્વરૂપની વિચારણા કરી છે અને અંતે મૂળ સંદર્ભો ટાંક્યા છે.

### (૧). 'અપભ્રંશના' અર્થો

૧. ઈષ્ટ કે માન્ય સ્થાનથી—ધોરણથી ચ્યુત થવું, નીચા પડવું તે.[1] આ પતન એટલે લાક્ષણિક અર્થમાં 'સ્ખલન', 'ભ્રષ્ટતા' કે 'વિકૃતિ' (આચારવિચારના પ્રદેશમાં):

(૧) 'મોટાઓ માટે પણ બહુ ચડવાનું પરિણામ અપભ્રંશમાં આવે છે.' (કાલિદાસ)

(૨) 'દ્વારની આણી પાસની સાંકળ ઉઘાડવી એના હાથમાં હતી. પેલી પાસની સાંકળ કૃષ્ણકલિકાએ ઉઘાડી હતી—વાસી ન હતી; આ તેનું સખીકૃત્ય કુમુદસુંદરીના અપભ્રંશને અતિ અનુકૂળ..... લાગ્યું.'

'આ સેવકભાવ નવીનચંદ્રને પવિત્ર ચિત્તનો અપભ્રંશકર લાગ્યો'

'આ અપભ્રંશ અને પાતકનાના હેતુ ઉભય ભાવના સ્વભાવભૂત—પ્રકૃતિરૂપ —લાગ્યા.' (ગોવર્ધનરામ)

૨. ભાષાની 'ભ્રષ્ટતા' કે 'વિકૃતિ' 'ભ્રષ્ટ' 'વિકૃત', 'અશિષ્ટ' રૂપ કે

---

૧. ભરત 'સમાન શબ્દ', 'વિભ્રષ્ટ' ને 'દેશીગત' એમ ત્રિવિધ પ્રાકૃત ગણાવે છે. અને 'જે અનાદ્ય વર્ણો, સંયોગ, સ્વર કે વર્ણનું પરિવર્તન કે લોપ પામે તેમને વિભ્રષ્ટ કહે છે,' એવી વ્યાખ્યા આપે છે (નાટ્યશાસ્ત્ર, ૧૭-૩, ૫, ૬).

પણ લઈ શકાય છે. બધેય મૂળના અર્થને વળગી રહેવાની મર્યાદા સ્વીકારવાથી પારાવાર મુશ્કેલી ઊભી થવાની. સ્વીકૃત શબ્દ એક ધ્વનિપ્રતીક છે. એટલે વાપરનાર તેનું ગમે તે મૂલ્ય (અર્થ) રાખી શકે છે. પણ આ અધિકારનો ઉપયોગ વિશિષ્ટ હેતુ સિદ્ધ થતો હોય ત્યાં જ કરાય.

૯. અમુક શબ્દનું ઉચ્ચારણ કાનને કેવું લાગે છે—બીજા શબ્દોમાં કહીએ તો અમુક શબ્દોનો રવ કે વર્ણસંગીત કેવું છે, તેનું સાહિત્યમાં—કાવ્યમાં ઘણું મહત્ત્વ છે. શબ્દનું ઉચ્ચારણ તેની ધ્વનિગોઠવણી અનુસાર કોમળ કે કઠોર, અર્થસંવાદી કે અર્થવિસંવાદી, કર્ણમધુર કે કર્ણકર્કશ હોવાની છાપ પાડે છે. શબ્દના આ ધર્મનું મૂલ્ય કાવ્યદૃષ્ટિએ ઘણું મોટુ છે. પણ પરિભાષિક સંજ્ઞાઓનો એકમાત્ર હેતુ ચોકસાઈ અને અસંદિગ્ધતાથી અમુક એક અર્થ કે ભાવ સગવડપૂર્વક રજૂ કરવાનો હોવાથી તેમનું ઉચ્ચારણ સુંદરતા કે રોચકતાની દૃષ્ટિએ કેવી છાપ પાડે છે તે જોવું અપ્રસ્તુત છે. એ દૃષ્ટિનુ પારિભાષિક સંજ્ઞાના યોગ્યતાનિર્ણયમાં કશું સ્થાન ન હોય.

૧૦. એ દેખીતું છે કે ચોક્કસ અને અસંદિગ્ધ અર્થ આપવાની ક્ષમતાની પહેલી કસોટી પાર કરી હોય તો પછી રૂઢ, પૂર્વપ્રચલિત, ઉચ્ચારસરળ અને ટૂંકી સંજ્ઞાને જ પહેલી પસંદગી અપાય.

૧૧. નિર્ણીત કરેલી પારિભાષિક સંજ્ઞાઓ વપરાતી થશે તેમ તેમ તેમની યોગ્યતાની કસોટી થશે એ માન્યતા સાચી નથી. આ માન્યતા સામાન્ય વ્યવહારમાં વપરાતા શબ્દોના ઇતિહાસને આધારે બંધાયેલી છે. પણ એ ન ભૂલવું જોઈએ કે સામાન્ય વ્યવહારની ભાષા જનતા દ્વારા અભાનપણે ઘડાય છે; પણ શાસ્ત્રીય પરિભાષા વિદ્વાનો સભાનપણે ઘડે છે, તેની સ્પષ્ટ અર્થસીમા બાંધેલી હોય છે, તેને વાપરનારો વર્ગ ઘણો નાનો હોય છે, અને તે તે વિદ્યાશાખાના વિશેષજ્ઞોએ પ્રમાણભૂત ઠરાવેલા આ શબ્દો ખાસ પ્રયત્નથી શીખવામાં આવે છે. આથી સામાન્ય વપરાશમાં તેમની યોગ્યતાની કસોટી થવાનો કોઈ સવાલ નથી તેમની યોગ્યતા માત્ર એક જ રીતે તપાસાય—વિશેષજ્ઞો પોતાના વિષયની સંજ્ઞાઓ અંગે શાસ્ત્રીય ધોરણે ચર્ચાવિચારણા કરે તો. બાકી પારિભાષિક સંજ્ઞાઓ વાપરનારને ન રૂચવાથી વપરાશમાંથી લુપ્ત થવાનો કે એકને બદલે બીજી નવી સંજ્ઞા યોજવાનો કોઈ અવકાશ નથી.

★

શબ્દપ્રયોગ (સરખાવો, 'અપભાષા', 'અપશબ્દ', 'અપપ્રયોગ' વગેરે)[૨]:
(૩) 'ભાષામાં અપભ્રંશ જેવું કાંઈ છે જ નહિ. ભાષામાં ભ્રંશ થતો જ નથી.' (ઉમાશંકર)

(૪) '(દરેક) અપભ્રંશની પ્રકૃતિ સાધુ (= વ્યાકરણશુદ્ધ) શબ્દ હોય છે' (વ્યાડિ)

(૫) 'અપશબ્દો (જ) ઘણા હોય છે, (જ્યારે) શબ્દો (તો) થોડા હોય છે. કેમ કે એકએક શબ્દના અનેક અપભ્રંશ હોય છે. જેમ કે ગૌ એ શબ્દના ગાવી, ગોણી, ગોતા, ગોપીતલિકા વગેરે અનેક અપભ્રંશ છે.' (પતંજલિ)

(૬) '(શુદ્ધ શબ્દ) જેની પ્રકૃતિ ન હોય એવો કોઈ સ્વતંત્ર અપભ્રંશ (અપભ્રષ્ટ શબ્દ) નથી. બધા અપભ્રંશની સાધુ શબ્દ જ પ્રકૃતિ હોય છે. પણ પ્રસિદ્ધિને લઈને રૂઢ બની જતા કેટલાક અપભ્રંશો સ્વતંત્ર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. તેથી ગૌઃ એમ પ્રયોગ કરવાનો હોય ત્યાં અશક્તિ કે પ્રમાદ વગેરેને કારણે તેના ગાવી વગેરે અપભ્રંશો પ્રયોજાય છે.' (ભર્તૃહરિ)

૩. ભ્રષ્ટ, વિકૃત બોલી કે ભાષા—તે તે સમયની દેશભાષા (આ અર્થમાં 'અપભ્રષ્ટ'–'અવહટ્ઠ' પણ વપરાયો છે):

(૭) 'શાસ્ત્રોમાં, સંસ્કૃતથી જુદું હોય તેને અપભ્રંશ કહ્યુ છે.' (દંડી).

(૮) '"ભાષા" એટલે સંસ્કૃતનો અપભ્રંશ; "ભાષા"નો અપભ્રંશ તે "વિભાષા" એ તે તે દેશમાં ગહ્વરવાસીઓની ને પ્રાકૃત જનોની.........' (અભિનવગુપ્ત) "પણ અપભ્રંશોનો શો નિયમ છે?" એના ઉત્તરમાં કહે છે કે...'(પ્રાકૃત પાઠ્યનું વિવરણ કરતાં અભિનવગુપ્ત)

(૯) 'ને ત્રીજું તે અપભ્રષ્ટ. હે રાજા, દેશભાષાના ભેદો અનુસાર તે અનંત છે' (વિષ્ણુધર્મોત્તર)

(૧૦) 'તે તે દેશોમાં જે શુદ્ધ બોલાતું હોય તે અપભ્રંશ' (વાગ્ભટ, ૧૧મી શતાબ્દી). 'જે તે તે દેશોમાં, એટલે કે કર્ણાટ પાંચાલ વગેરેમાં શુદ્ધ, એટલે કે બીજી ભાષાઓના મિશ્રણ વિના બોલાતું હોય તે અપભ્રંશ છે, એમ અર્થ છે' (સિંહદેવગણિ)

---

૨. 'અપશબ્દ' માટે પણ આવું જ કહેવાયુ છે : त एव शक्तिवैकल्यप्रमादालसतादिभिः, अन्यथोच्चरिताः शब्दा अपशब्दा इतीरिताः (ભર્તૃહરિ) 'અશક્તિ, પ્રમાદ, આળસ વગેરે કારણે જુદી રીતે ઉચ્ચારેલા શબ્દો તે જ અપશબ્દો કહેવાય છે.'

(૧૧) 'દેશી વચનો સૌ લોકોને મીઠા લાગે છે, તેથી તે અવહટ્ટ હુ કહુ છુ' (મૈથિલ કવિ વિદ્યાપતિ, ૧૪મી શતાબ્દીનો અંતભાગ)

(૧૨) 'કથામાત્ર એ નળદવગની અપભ્રંશ એ દાખી' (ભાલણ, સોળમી શતાબ્દીનો આરંભ)[1]

(૧૩) 'અપભ્રષ્ટશબ્દપ્રકાશ' (=૧૮૮૦મા પ્રકાશિત પ્રભાશંકર રામચંદ્ર પંડિતકૃત ગુજરાતીના વ્યુત્પત્તિદર્શક કોશનુ નામ)

(૧૪) 'આમા છઠ્ઠી તે દેશવિશેષ પ્રમાણે અનેક ભેદ ધરાવતો અપભ્રંશ' (રુદ્રટ, નવમી શતાબ્દી)

(૧૫) 'આ તથા દેશબોલી પ્રાય અપભ્રંશ નીચે આવે છે' (રામચંદ્ર, ૧૨ મી શતાબ્દી)

(૧૬) 'ગીત દ્વિવિધ કહેવાય છે સંસ્કૃત અને પ્રાકૃત હે નૃપતિ, ત્રીજુ અપભ્રષ્ટ છે, તે અનંત છે દેશભાષાના ભેદ અનુસાર તેનો અહીં અંત નથી' (વિષ્ણુધર્મોત્તર)

૪. એ નામની સાહિત્યભાષા

(૧૭) '(કાવ્યના) સંસ્કૃત, પ્રાકૃત ને ઉપરાંત અપભ્રંશ—એમ ત્રણ પ્રકાર છે' (ભામહ આ છઠ્ઠી શતાબ્દી)

(૧૮) 'એ પ્રમાણે આર્યોએ આ વિશાળ વાઙ્મય સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને મિશ્ર—એમ ચતુર્વિધ હોવાનું કહ્યું છે

આભીર વગેરેની ભાષાઓને કાવ્યમા અપભ્રંશ કહેવાની રૂઢિ છે, પણ શાસ્ત્રમા સંસ્કૃતથી જુદુ હોય તે અપભ્રંશ કહેવાય છે' (દંડી, આ સાતમી શતાબ્દી)

---

૧ સાથે પદ્મનાભ (ઇ સ ૧૪૫૬) ભાલણ અખો પ્રેમાનંદ શામળ વગેરે 'પ્રાકૃત' 'ગુજરભાષા', 'ગુજર ની ભાષા' એવી સંજ્ઞા પણ ગુજરાતી માટે પ્રયોજે છે 'સરસ બંધ પ્રાકૃત કવું' (કાન્હડદે-પ્રબંધ ૧-૧) 'પ્રાકૃતબંધ કવિત મનિ કરી (કા પ્ર, ૪/૩૫૨) 'ગુજરભાષાએ નલરાજાના ગુણ મનોહર ગાઉ (નલાખ્યાન ૧ ૧) 'સંસ્કૃત બોલ્યે શું થયુ કાંઈ પ્રાકૃતમાથી નાસી ગયુ?' (અખાના છપ્પા ૨૪૭) 'આણું નામદેવનુ ગુજર ભાષ ય' (દશમસ્કંધ, ૬૬-૫૪) 'સપ્ત શુકપરિક્ષિતરાજાનો, કહુ પ્રાકૃત પ્રબંધ' (દશમસ્કંધ ૧-૭), 'મેહનજીસુત રખીદાસ કહે પ્રાકૃતમા એ પુરાણી કરી' (સિંહાસનબત્રીશી, વૈતાળની વાર્તા, ૮)

(૧૯) 'સંસ્કૃત, પ્રાકૃત, ને અપભ્રંશ એ ત્રણ ભાષામાં નિબદ્ધ એવા પ્રબંધોની રચનામાં જેનું અંતઃકરણ નિપુણતર હતું.' (વલભીના ધરસેન દ્વિતીયનું બનાવટી દાનપત્ર, આ. સાતમી શતાબ્દી).

(૨૦) (સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશના ઉલ્લેખ પછી) 'અને, એક ચોથી ભાષા પૈશાચી પણ છે. તો આ એ જ હશે.' (ઉદ્યોતનસૂરિ, ઇ. સ. ૭૭૮).

(૨૧) '(હે કાવ્યપુરુષ,) શબ્દાર્થ તારું શરીર છે, સંસ્કૃત મુખ, પ્રાકૃત બાહુ, અપભ્રંશ જઘન, પૈશાચ ચરણ, મિશ્ર વક્ષઃસ્થળ' (રાજશેખર, નવમી શતાબ્દી).

(૨૨) 'મહાકાવ્ય, પદ્યાત્મક અને ઘણુંખરું સંસ્કૃત, અપભ્રંશ ને ગ્રામ્ય ભાષાનિબદ્ધ...'(હેમચંદ્ર, બારમી શતાબ્દી).

(૨૩) 'અવહટ્ટય (=અપભ્રષ્ટક), સંસ્કૃત, પ્રાકૃત અને પૈશાચિક ભાષામાં જેમણે લક્ષણ ને છંદોના આભરણ વડે સુકવિત્વને ભૂષિત કર્યું' (અબ્દલ રહેમાણ, આ. તેરમી શતાબ્દી).

(૨૪) 'સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ભૂતભાષા એ ચાર ભાષાઓ કાવ્યશરીર તરીકે પ્રયોજાય છે.' (વાગ્ભટ, બારમી શતાબ્દી).

(૨૫) 'ભાષાભેદ અનુસાર (કાવ્ય)ના ૭ ભેદ સંભવે છે. પ્રાકૃત, સંસ્કૃત, માગધ, પિશાચભાષા, અને શૌરસેની, તથા છઠ્ઠો દેશવિશેષ અનુસાર અનેક ભેદવાળો અપભ્રંશ' (રુદ્રટ, નવમી શતાબ્દી).

(૨૬) 'અમુક અર્થ સંસ્કૃત દ્વારા રચવો શક્ય છે, બીજો પ્રાકૃત દ્વારા તો કોઈ અપભ્રંશ દ્વારા; તેમ કોઈ પૈશાચી, શૌરસેની કે માગધીમાં ગૂંથી શકાય છે' (આ રાજશેખરને અનુસરીને આપેલું છે.) (ભોજ, દશમી શતાબ્દી).

(૨૭) 'જગતના સકળ પ્રાણીઓનો વ્યાકરણ વગેરે સંસ્કારથી રહિત એવો સહજ વાણીવ્યાપાર તે પ્રકૃતિ. તેમાંથી ઉદ્ભવ પામેલું કે તે જ, પ્રાકૃત. તે જ દેશવિશેષ પ્રમાણે, અને સંસ્કરણથી વિશિષ્ટતા પ્રાપ્ત કરીને સંસ્કૃત વગેરે પછીના સ્વરૂપભેદોને પામે છે.. વળી પ્રાકૃત તે જ અપભ્રંશ છે. તેને બીજાઓએ ઉપનાગર આભીર ને ગ્રામ્ય એમ ત્રિવિધ કહ્યો છે, તેના નિરસન માટે (સૂત્રકારે) "ભૂરિભેદ" એમ કહ્યું છે. કઈ રીતે? "દેશવિશેષને કારણે". તેના લક્ષણનો યોગ્ય નિર્ણય લોકો પાસેથી કરવો' (નમિસાધુ, અગિયારમી શતાબ્દી).

(૨૮) 'સંસ્કૃત વગેરે ૭ ભાષા'—'સંસ્કૃત, પ્રાકૃત, માગધી, શૌરસેની, પૈશાચી

અને અપભ્રંશ એમ ત્રણ પ્રકારની તે ભાષા કહેવાય છે' (હેમચંદ્ર, બારમી શતાબ્દી)

(૨૯) 'ગૌડ વગેરે સંસ્કૃતરસિક છે, લાટદેશના કવિઓ પ્રાકૃતમાં દૃઢ રુચિવાળા છે, સકળ મરુભૂમિ, ટક્ક ને ભાદાનકના કવિઓ અપભ્રંશવાળા પ્રયોગ કરે છે, અવન્તી પારિયાત્ર ને દશપુરના કવિઓ પૈશાચીનો આશ્રય લે છે, જ્યારે મધ્યદેશવાસી કવિ સર્વભાષાસેવી છે' (રાજશેખર, નવમી શતાબ્દી)

(૩૦) '(રાજાસનની) પશ્ચિમે અપભ્રંશ કવિઓ' (રાજશેખર)[1]

(૩૧) 'સંસ્કૃતદ્વેષી લાટવાસીઓ મનોહર પ્રાકૃતને સાંભળવાનું પસંદ કરે છે. ગુર્જરો અન્યના નહીં પણ પોતાના જ અપભ્રંશથી સંતુષ્ટ થાય છે' (ભોજ, દસમી શતાબ્દી)

(૩૨) 'અપભ્રંશ ભાષામાં ગૂંથાયેલ સંધિબંધવાળા મહાકાવ્ય તે "અબ્ધિમથન" વગેરે—ગ્રામ્ય અપભ્રંશ ભાષામાં ગૂંથાયેલ અવસ્કન્ધકબંધવાળાં મહાકાવ્ય તે "ભીમકાવ્ય" વગેરે' (હેમચંદ્ર)

## ૨. અપભ્રંશના સ્વરૂપની વિચારણા

જ્યારે કોઈ સંજ્ઞા શતાબ્દીઓ સુધી વપરાતી રહે ત્યારે તેના અર્થવર્તુળમાં સમયે સમયે પરિવર્તન પણ થતું રહે એ સ્વાભાવિક છે. 'પ્રાકૃત' એટલે (૧) સાહિત્ય ને શિષ્ટ વ્યવહારની સંસ્કૃત ભાષાથી જુદી તરી આવતી જનસાધારણની ભાષા, (૨) માહારાષ્ટ્રી, (૩) માહારાષ્ટ્રી, શૌરસેની ને માગધી એ ભાષાઓ, (૪) માહારાષ્ટ્રી શૌરસેની, માગધી, અર્ધમાગધી, પૈશાચી ને અપભ્રંશ એ ભાષાઓ, (૫) એક તરફ સંસ્કૃત, અને બીજી તરફ ગુજરાતી, હિંદી વગેરે ઉત્તરભારતીય ભાષાઓ એમની વચ્ચેની ભાષાઓ, (૬) લોકભાષા ગુજરાતી, અવધી, વ્રજ, વગેરે આ ઉપરાંત પણ કેટલુ અર્થ નોંધી શકાય. 'અપભ્રંશ' એ સંજ્ઞાનું પણ એવું જ છે. ઇસુ પહેલાંની બીજીથી માંડીને ઇસુની વીસમી શતાબ્દી સુધી એકના એક અર્થમાં 'અપભ્રંશ' શબ્દનો પ્રયોગ થયો છે એમ માની બેસનાર પોતાને માટે પાર વગરનો ગૂંચવાડો ઊભો કરવાનો. હકીકતમાં એવો ઠીકઠીક ગૂંચવાડો ઊભો થયેલો જ છે. અપભ્રંશને લગતાં પ્રાચીનોનાં સમયે સમયે ને અલગ અલગ સંદર્ભમાં કરાયેલાં કથનો એ શબ્દના અમુક એક નિયત અર્થને અનુલક્ષીને છે, એમ પહેલેથી સ્વીકારી લઈને કેટલાક અર્વાચીન વિદ્વાનોએ અપભ્રંશ વિશે

[1] રાજશેખરમાં બીજા પણ આ પ્રકારના ત્રણચાર ઉલ્લેખો 'કાવ્યમીમાંસા'માં અને એક 'બાલરામાયણ'માં છે

ભ્રમભરેલા મતો બાંધ્યા છે, અને એથી એમને કેટલીક આધારભૂત સામગ્રીને એ મતોના ચોકઠામાં મારીમચડીને બેસાડવી પડી છે.

'અપભ્રંશ'ના અર્થો વિશે ઉપર ટાંકેલા પ્રમાણો ઉપરથી જોઈ શકાશે કે 'અપભ્રંશ'નો સાધારણ યૌગિક અર્થ છે, 'ઇષ્ટ કે માન્ય સ્થાનથી–ધોરણથી ચ્યુત થવું, નીચા પડવું તે.' લાક્ષણિક અર્થમાં આ પતન એટલે 'સ્ખલન', 'ભ્રષ્ટતા,' 'વિકૃતિ' : એ પછી આચારવિચારના પ્રદેશમાં હોય કે ભાષા-વ્યવહારના પ્રદેશમાં. ઠેઠ આપણા સમય સુધી આ અર્થમાં 'અપભ્રંશ' સંજ્ઞા વપરાતી રહી છે.

શબ્દો અને અપશબ્દો—એટલે કે સાધુ અથવા વ્યાકરણશુદ્ધ, શિષ્ટ શબ્દો અને અસાધુ અથવા અશુદ્ધ, અશિષ્ટ શબ્દો વિશેની ચર્ચામાં, પતંજલિ (આ. ઈ. પૂ. ૧૫૦)ની પણ પહેલાથી શિષ્ટ, સંસ્કારી વર્ગના 'સંસ્કૃત'ના વિરોધમાં જનસમૂહની સંસ્કારહીન મનાતી ભાષા તે 'પ્રાકૃત', અને તેના 'ભ્રષ્ટ' 'ગ્રામ્ય' પ્રયોગો તે 'અપભ્રંશ' કહેવાતા. અને પછીથી સમયેસમયે લોકભાષાનું સ્વરૂપ પલટાતું રહ્યું તે અનુસાર 'અપભ્રંશ' એ એક સામાન્ય સંજ્ઞા તરીકે જુદીજુદી બોલીઓને લાગી છે. પ્રાકૃતો, પ્રાકૃતનું વિશિષ્ટ રૂપ કે રૂપવિશેષો, મધ્યકાલીન દેશભાષાઓ અને અર્વાચીન મૈથિલી, ગુજરાતી આદિ ભાષાઓ, સમયભેદે કે સંદર્ભભેદે 'ભાષા', 'પ્રાકૃત' 'અપભ્રંશ'ને 'અપભ્રષ્ટ' એવા નામનિર્દેશ પામી છે. તેમ 'દેશી'ને 'સામાન્ય ભાષા' એવી સંજ્ઞાઓ પણ દસમી શતાબ્દી પહેલાં વ્યવહારગત લોકબોલીઓ માટે વપરાતી.

શરૂઆતમાં સંસ્કૃતના વિરોધમાં ગ્રામ્ય, અશિષ્ટ ગણાતી પ્રાકૃત બોલીઓ માટે 'અપભ્રંશ' શબ્દનો વ્યવહાર થતો, પણ પછીથી સાહિત્યિક પ્રાકૃતો વધુને વધુ રૂઢ સ્વરૂપ પામીને વ્યવહારની બોલીઓથી દૂર ને દૂર જવા લાગી, તે અરસામાં 'અપભ્રંશ' સામાન્ય નામમાંથી વિશેષ નામ બન્યું. કોઈ પણ ગ્રામ્ય, 'વિકૃત' ભાષા માટે નહીં, પણ ભાષાવિશેષ માટે 'અપભ્રંશ' સંજ્ઞા વપરાવા લાગી. ભામહ (ઈ. છઠ્ઠી શતાબ્દી) તથા દંડી (આ. ઈ. સાતમી શતાબ્દી) સાહિત્યની ત્રણ ભાષાઓ તરીકે સંસ્કૃત, પ્રાકૃત ને અપભ્રંશનાં નામ આપે છે. આશરે સાતમી શતાબ્દીના એક તામ્રપત્રમાં, વલભીરાજ ગુહસેન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણ ભાષાઓમાં ગૂંથાયેલા સાહિત્યપ્રબંધ રચવામાં નિપુણ હતો એવો ધરસેન(બીજા)ને નામે ઉલ્લેખ છે. આ ઉલ્લેખોમાં અપભ્રંશ એ અમુક એક વિશિષ્ટ સાહિત્યભાષા તરીકે નિર્દિષ્ટ થયેલી છે. આગળ જતાં ઉદ્યોતન (આઠમી

શ૦), સ્વયંભૂ (નવમી શ૦), પુષ્પદંત (દસમી શ૦) વગેરે અનેક અપભ્રંશ કવિઓ, તથા રાજશેખર (નવમી શ૦), હેમચંદ્ર અને બીજા ઘણા અપભ્રંશને એક સાહિત્યભાષા તરીકે ઓળખતા હોવાનું તેમના ઉલ્લેખ, વ્યવહાર, નિરૂપણ આદિ દ્વારા આપણે જાણીએ છીએ. પણ બીજે પક્ષે રુદ્રટ (નવમી શ૦), નમિસાધુ (અગિયારમી શ૦) તથા પુરુષોત્તમ (૧૧-૧૨મી શ૦?), રામશર્મા ને માર્કંડેય જેવા પ્રાકૃત વ્યાકરણકારો અપભ્રંશ એક નહીં પણ અનેક હોવાનું જણાવે છે. તો અપભ્રંશની એકતા ને અનેકતાને લગતા નિર્દેશો ને પ્રમાણોની આ વિસંગતિનો ખુલાસો શો?

આમાં એક વસ્તુ તો સ્પષ્ટ છે કે સાહિત્યશાસ્ત્રીઓ અને વૈયાકરણોને અપભ્રંશની વાત કરવાનું એટલા માટે પ્રાપ્ત થાય છે કે તે સાહિત્યમાં વપરાય છે. જનસાધારણમાં કેવળ બોલચાલના વ્યવહારમાં જ વપરાતી બોલીઓ સાથે એમને કશી નિસ્બત ન હતી. પ્રાચીન સમયમાં સંસ્કૃતનું જ્ઞાન ધરાવતો શિષ્ટજન રાજસભામાં કે વિદગ્ધગોષ્ઠીમાં કવિયશ મેળવવા જે કાવ્યરચના કરતો તેના ઉપયોગ માટે—તેના શિક્ષણ માટે કાવ્યશાસ્ત્ર, કોશ ને વ્યાકરણ રચાતાં. નાટકના વિષયમાં એવી પ્રથા પડી ગયેલી કે તેમાં ઉચ્ચ પાત્રોની ભાષા સંસ્કૃત હોય, બીજાંની પ્રાકૃત. રંગભૂમિ ઉપર રજૂ થતાં, સમાજના સંસ્કારવંચિત વર્ગોમાંથી ને ભિન્ન ભિન્ન પ્રાદેશિક વિસ્તારોમાંથી લીધેલાં પાત્રોને સહેજ વાસ્તવિકતાનો પુટ આપવા તેમની ઉક્તિઓમાં, લોકદષ્ટિએ ચડેલી ઉચ્ચારણોની તથા પ્રયોગોની બેચાર લાક્ષણિકતાઓનો છંટકાવ થતો. આમાં વાસ્તવિક જીવનમાં જેવી બોલીઓ વપરાતી તેવે જ રૂપે તેમને પાત્રોક્તિઓમાં મૂકવાનો કોઈ પ્રશ્ન નહોતો —વાસ્તવિકતામાં રાચતા અર્વાચીન યુગમાં પણ એટલે સુધી કોઈ નથી જતું, જતું શક્ય પણ નથી. પ્રાકૃતના સંસ્કૃતથી ભિન્ન એવાં થોડાંક વ્યાપક લક્ષણો તારવી તેમાં બોલીવિશેષ પ્રમાણે સહેજસાજ ફેરફાર કરી લેવાતો. ભરતનાટ્યશાસ્ત્રમાં આવી પ્રાકૃતબોલીઓમાં માગધી, આવંતી, શૌરસેની વગેરે સાત 'ભાષાઓ' અને શાબરી, આભીરી વગેરે અનેક 'વિભાષાઓ' ગણાવેલી છે. તથા અમુક પ્રદેશની ઉકારવાળી બોલી, અમુક પ્રદેશની તકારવાળી-એમ પ્રાદેશિક વિશિષ્ટતાઓની યાદી આપી છે. કયા પાત્રની ભાષા કેવી બનાવવી તે અંગેના નાટકકારને ધ્યાનમાં રાખવાના નિયમો લેખે આ માહિતીને સ્થાન મળ્યું છે, અને આવા જ હેતુથી સંસ્કૃતમાં ઉચ્ચારણાદિમાં કેવા કેવા ફેરફાર કરવા, જેથી નટોનું સંસ્કૃત પ્રેક્ષક જનતાને પ્રાકૃત બોલીઓ જેવું લાગે, તે માટેના નિયમો તત્તત્કાલીન પ્રાકૃત વ્યાકરણો આપતાં.

ભરતની પરંપરાને અનુસારનારા પુરુષોત્તમ, રામશર્મા, માર્કંડેય વગેરે પ્રાચ્ય વૈયાકરણો વિસ્તારપૂર્વક 'ભાષાઓ' ને 'વિભાષાઓ'નાં લક્ષણ આપે છે. 'ભાષાઓ'નાં નામ મુખ્યત્વે પ્રદેશમૂલક તથા 'વિભાષાઓ'નાં જાતિમૂલક છે તે ઉપરથી કેટલાક અભ્યાસીઓએ એમ માની લીધું કે વૈયાકરણોએ તે તે પ્રદેશ અને જાતિની વાસ્તવિક બોલીનું નિરૂપણ કર્યું છે. પણ ઉપરની ચર્ચાથી સ્પષ્ટ થશે કે વસ્તુતઃ તો તેમણે તે તે બોલીના લોકદૃષ્ટિએ ઊડીને આંખે વળગે તેવાં થોડાંક સ્થૂળ, કામચલાઉ લક્ષણો જ રંગભૂમિ આદિના ઉપયોગ અર્થે નોંધ્યાં છે. એટલું જ નહીં, સમય જતાં એ લક્ષણો રૂઢ ને પરંપરાગત બનતાં ગયાં. એટલે પછી તો ઘણી બાબતમાં તેમને તત્કાલીન વાસ્તવિક પરિસ્થિતિ સાથે કશી યે લેવાદેવા ન રહી. પાત્ર-પ્રકારોની યાદી બદલાતી ગઈ તેમ તેમ બોલીઓનાં નામોમાં અને લક્ષણોમાં વધઘટ ને ફેરફાર થતાં રહ્યાં, પણ પ્રયોજન અને નિરૂપણની દૃષ્ટિ એનાં એ જ રહ્યાં.

પણ આ બોલીઓનો નાટક ઉપરાંત સાહિત્યમાં અન્યત્ર પણ ઉપયોગ થતો. ભરતે જેમને 'વિભાષાઓ' અને દેશભાષાઓ કહી અને અભિનવગુપ્તે જે વિભાષાઓની 'ભાષાનો અપભ્રંશ તે વિભાષા' એવી વ્યાખ્યા આપી, તેમાંથી જેમનો નાટક બહાર પ્રયોગ થતો તેમને સારૂ 'અપભ્રંશ' નામ આપવાની પ્રથા પ્રાચ્ય વ્યાકરણકારોમાં સ્થપાઈ. છઠ્ઠી-સાતમી શતાબ્દીથી અપભ્રંશ કથાઓ—ગદ્યમય તેમ જ પદ્યમય—ના અને પ્રબંધોના ઉલ્લેખો મળે છે. અને કાવ્યશરીર તરીકે વપરાતી એક ભાષા તરીકે અપભ્રંશના વિશિષ્ટ બંધો ને છંદોની વાત સાહિત્યશાસ્ત્રીઓ કરે છે. આ પ્રકારની સંસ્કૃત ને પ્રાકૃતની એક સમકક્ષ સાહિત્યભાષા લેખે વ્યાકરણકારો તેનું નિરૂપણ કરે છે, અને અપભ્રંશમાં રચના કરવા ઇચ્છનાર વિદગ્ધો માટે સંસ્કૃતમાંથી અપભ્રંશ કેમ બનાવવું તેના નિયમો આપે છે.

મહાકાવ્ય, કથા, આખ્યાયિકા, સંઘાત વગેરે જેવા વિશિષ્ટ પ્રબંધો ઉપરાંત અપભ્રંશ અન્યત્ર પણ સાહિત્યવિનોદ અર્થે વપરાતું. પ્રાંતપ્રાંતના લોકોની ભાષા ને વેશભૂષાને લગતી કૌતુકમય રચનાઓ કરવાની રૂઢિ સાતમી શતાબ્દીથી ચાલુ થયેલી. ક્રીડા, ગોષ્ઠી વગેરેમાં વિનોદ માટે થતી ભાષાચિત્ર રચનાઓમાં પણ ભાષાઓનું મિશ્રણ વપરાતું. ઉદ્યોતનની 'કુવલયમાલા'માં પ્રાદેશિક ભાષાવૈચિત્ર્યનું એક કૌતુકચિત્ર આપણને મળે છે. તેરમી શતાબ્દી લગભગના ધારમાંથી પ્રાપ્ત એક શિલાલેખમાં મળતાં નાયિકાઓનાં છ નખશિખ વર્ણનમાં પણ પ્રાદેશિક બોલીછટાઓનો પ્રયોગ થયેલો છે. ભોજના 'સરસ્વતીકંઠાભરણ' વગેરે જેવા ગ્રંથોમાં ભાષાચિત્રનું વિગતે નિરૂપણ થયું છે. આવી રચનાઓમાં જ્યારે પ્રાદેશિક

બોલીઓની છાંટ વાળી ભાષા વપરાતી, ત્યારે તે પણ કેટલીક વાર અપભ્રંશ કે અપભ્રષ્ટ કહેવાતી. આ દૃષ્ટિએ અપભ્રંશના અનેક ભેદો ગણાતા. વિષ્ણુધર્મોત્તર અને વાગ્ભટની 'અપભ્રંશ'ની વ્યાખ્યા આ જ રીતે ઘટાવી શકાય. તેમ જ ઉપનાગર, આભીર ને ગ્રામ્ય એવા નમિસાધુએ નોંધેલા ભેદો, કે નાગર, વ્રાચડ ને ઉપનાગર (તથા પાંચાલ, માગધ, વૈદર્ભ વગેરે બીજા વીશ) એ પ્રાચ્ય વૈયાકરણોએ આપેલા ભેદો, અથવા તો રુદ્રટે કહેલા દેશવિશેષ પ્રમાણેના ભૂરિભેદો ઉક્ત પ્રકારની રચનાઓને અનુલક્ષીને હોય એ ઘણું સંભવિત છે.

પણ આ પ્રકારે સમયે સમયે જુદાજુદા અર્થોમાં 'અપભ્રંશ' એ સંજ્ઞા પ્રચલિત બનવાને કારણે અપભ્રંશના સ્વરૂપ વિશે સારો એવો ગૂંચવાડો ઊભો થતો રહ્યો છે. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પૈશાચિક એ પ્રકારનું વર્ગીકરણ દંડી, ઉદ્યોતનસૂરિ, રાજશેખર અને પ્રાચ્ય વૈયાકરણોમાં સ્વીકારાયું છે, તો બીજે પક્ષે સંસ્કૃત, પ્રાકૃત, માગધી, શૌરસેની, પૈશાચી અને અપભ્રંશ એ જાતની ભાષાવ્યવસ્થા પણ રુદ્રટ, ભોજ, હેમચંદ્ર, અમરચંદ્ર વગેરેમાં મળે છે.

દંડી અપભ્રંશને આભીર વગેરેની ભાષા તરીકે ઓળખાવે છે. અને પછીથી પણ વિરહાંક વગેરે આભીરી ભાષા કે આભીરોક્તિ તરીકે જે નમૂના આપે છે તે અપભ્રંશના જ હોય છે. આભીરી સાથે અપભ્રંશનો ગાઢ સંબંધ હોવાનાં બીજાં પણ અનેક પ્રમાણો છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં બીજી શતાબ્દીમાં સૌરાષ્ટ્રમાં આભીરરાજ ઇશ્વિરસેનનું શાસન હોવાનો ઉલ્લેખ મળે છે. પુરાણોમાં ઉત્તરના, વાયવ્ય કે પશ્ચિમના પ્રદેશો સાથે આભીરોનો સંબંધ બતાવ્યો છે. મહાભારત (સભાપર્વ) ને બ્રહ્માંડપુરાણ આભીરોને સિંધુપ્રદેશમાં મૂકે છે. આભીરોની વસાહતો ક્રમે કરીને દક્ષિણ તરફ ખસી હોવાના પણ પુરાવા મળે છે. 'બૃહત્સંહિતા'માં આભીરો આનર્ત ને સૌરાષ્ટ્રમાં હોવાનુ તેમ જ કોંકણમાં હોવાનું કહ્યું છે. આમ સિંધ, રાજસ્થાન, વ્રજભૂમિ, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર, ખાનદેશ ને વરાડ સુધીનો પ્રદેશ સમયેસમયે આભીરો સાથે સંકળાયેલો જણાય છે. અપભ્રંશનાં વિસ્તૃત મહાકાવ્યો વિદર્ભ આસપાસના દિગંબર જૈન કવિઓનાં અને ગુજરાત–રાજસ્થાનના શ્વેતાંબર જૈન કવિઓનાં, અપભ્રંશ સાહિત્યરચનાનો શિલાલેખગત પ્રાચીન ઉલ્લેખ સૌરાષ્ટ્રના વલભીનો, ઉપલબ્ધ સવિસ્તર નિરૂપણ ગુજરાતના હેમચંદ્રનું વગેરે હકીકતો જોતાં તેમ જ અર્વાચીન હિંદી, રાજસ્થાની ને ગુજરાતીનો અપભ્રંશ સાથેનો ઘનિષ્ટ સંબંધ જોતાં ઉપર્યુક્ત કથન સમર્થિત થાય છે.

ભાષાવિકાસની દૃષ્ટિએ અપભ્રંશનું સ્થાન પ્રાકૃત પછી અને અર્વાચીન ઉત્તર ભારતીય

ભાષાઓની પહેલાં છે. ભારતીય ભાષાઓનો—ભારતીય-આર્ય ભાષાનો વેદથી લઈને આજ સુધીનો ઇતિહાસ અભ્યાસની સગવડ ખાતર સ્થૂળ રીતે ત્રણ ભૂમિકામાં વહેંચી નખાયો છે. પ્રાચીન ભારતીય-આર્ય (વૈદિક ભાષા, પ્રશિષ્ટ સંસ્કૃત), મધ્યમ ભારતીય આર્ય (પાલિ, પ્રાકૃતો, અપભ્રંશ), નવ્ય ભારતીય-આર્ય (હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે) આમાથી મધ્યમ ભારતીય-આર્ય ભૂમિકાના પ્રાચીન (અશોકકાલીન બોલીઓ, પાલિ વગેરે), મધ્યમ (સાહિત્ય, નાટક વગેરેની પ્રાકૃતો) અને અંતિમ (અપભ્રંશ) એવા પેટાવિભાગ પાડી શકાય. એ રીતે જોતાં અપભ્રંશ મધ્યમ અને અર્વાચીન ભૂમિકા વચ્ચેની સંક્રમણ દશા રજ કરે છે. અપભ્રશ અમુક અંશે પ્રાકૃત જ હોવા છતાં તેની પોતાની આગવી વિશિષ્ટતાઓ ઘણી છે, જે આગળ જતાં અર્વાચીન ભૂમિકામાં ઊતરી આવે છે.

અપભ્રંશનું ઉચ્ચારણ મુખ્ય વિગતોમાં પ્રાકૃત ભૂમિકાનું ચાલુ રહ્યું હોવાનું કહી શકાય. અંત્ય સ્વરોને હ્રસ્વ ઉચ્ચારવાનું પ્રબળ વલણ, અનાદ્ય સ્થાને રહેલા 'એ–ઓ'નું પણ હ્રસ્વ ઉચ્ચારણ, અનુનાસિક સ્વરોની બહુલતા, નાસિક્ય વકાર, બે સ્વર વચ્ચેના 'મ્' નો 'વ઼', -'વ્વ્-'> (પૂર્વસ્વરદીર્ઘત્વ)+'-વ્-'એ પ્રક્રિયા, પ્રદેશભેદે અઘોરેફ વાળા સંયુક્ત વ્યંજનો જાળવી રાખવા અને કવચિત્ (આદ્યાક્ષરમાં) રકારનો પ્રક્ષેપ—વગેરે વિગતોમાં અપભ્રંશ પ્રાકૃતથી જુદી પડે છે. રૂપાખ્યાનમાં સાર્વનામિક પ્રત્યયોમાંથી ઊતરી આવેલા પ્રત્યયો નામિક રૂપાખ્યાનમાં પણ સાદૃશ્યબળે વપરાતા થઈ ગયા છે. અને અકારાંત અંગોનો પ્રભાવ સર્વગ્રાહી છે. પ્રથમા-દ્વિતીયા, તૃતીયા-સપ્તમી અને પંચમી-ષષ્ઠીની ભેળસેળ થતાં ચારેક વિભક્તિઓ અલગ પાડી શકાય છે અને પરિણામે અનુગોનો પ્રચાર વધ્યો છે. આ ઉપરાંત જે ફેરફાર ખાસ ધ્યાન ખેંચે છે તે વિભક્તિના વિશિષ્ટ પ્રયોગો, અને રૂઢોક્તિઓ. એ દૃષ્ટિએ અપભ્રંશ પ્રાકૃત કરતાં અર્વાચીન ભાષાઓની વધુ નિકટ છે. શબ્દભંડોળના વિષયમાં પણ આજ વસ્તુ જણાઈ આવે છે. પ્રાકૃતની તુલનામાં અપભ્રંશમાં દેશ્ય શબ્દોનો વપરાશ વધ્યો છે અને તેમાંથી કેટલાયે અર્વાચીન ભાષાઓમા ઊતરી આવ્યા છે.

અપભ્રંશ સાહિત્યની ઉપલબ્ધ કૃતિઓમાં જે ભાષા મળે છે, તે સ્થૂળ દૃષ્ટિએ એકરૂપ ગણી શકાય તેવી છે, પણ અર્વાચીન પૃથક્કરણની દૃષ્ટિએ જોતાં સમય અને પ્રદેશ અનુસાર તેમાં કેટલીક ભિન્નતા તરત જ તરી આવે છે. દિગંબરો અને શ્વેતાંબરોની અપભ્રંશ કૃતિઓની ભાષા—મૂળે તો પ્રાદેશિક ભેદને કારણે—કેટલીક પોતપોતાની વિશિષ્ટતા ધરાવે છે; તેમ સ્વયંભૂ, પુષ્પદંત, હરિભદ્ર વગેરેના

શિષ્ટ, ઉચ્ચ, પાંડિત્યપ્રચુર અપભ્રંશની તુલનામાં 'પરમાત્મપ્રકાશ', 'દોહાકોશ' વગેરેનો તથા હેમચંદ્રમાં ઉદ્ધૃત થયેલા કેટલાક દોહાઓનો કાર્ક આ તરફનો ને લૌકિક અપભ્રંશ જુદો પડે છે.

## ૩. મૂળ સંદર્ભો

(૧) अत्याहृद्भिर्भवति महतामप्यपभ्रंशनिष्ठा। (શાકુન્તલ, ૪, ૫). (૨) સરસ્વતીચંદ્ર, ૧ (નવમી આવૃત્તિ, ૧૯૩૪), ૩૧૦, ૨૧૯. (૩) ઉમાશંકર જોષી, 'જન્મભૂમિ' કલમકિતાબ, ૧૨–૫–૧૯૪૯. (૪) शब्दप्रकृतिरपभ्रंश इति संग्रहकारः। (ભર્તૃહરિકૃત વાક્યપદીય, ૧, ૧૪૮ વાર્તિક). (૫) भूयांसोऽपशब्दा अल्पीयांसः शब्दा इति। एकैकस्य शब्दस्य बहवोऽपभ्रंशाः। तद्यथा गौरित्यस्य शब्दस्य गावी गोणी गोता गोपोतलिकेत्यादयो बहवोऽपभ्रंशाः (મહાભાષ્ય, ૧–૧–૧). (૬) नाप्रकृतिरपभ्रंशः स्वतंत्रः कश्चिद्विद्यते। सर्वस्यैव हि साधुरेवापभ्रंशस्य प्रकृतिः। प्रसिद्धेस्तु रूढितामापद्यमानाः स्वातंत्र्यमेव केचिदपभ्रंशा लभन्ते। तत्र गौरिति प्रयोक्तव्ये अशक्त्या प्रमादादिभिर्वा *गाव्यादयस्तत्प्रकृतयोऽपभ्रंशाः प्रयुज्यन्ते*। (વાક્યપદીય, ૧, ૧૪૮, વાર્તિક) (૭) शास्त्रे तु संस्कृतादन्यदपभ्रंशतयोदितम्। (દણ્ડી, કાવ્યલક્ષણ, ૧, ૩૬). (૮) भाषा संस्कृतापभ्रंशः। भाषापभ्रंशस्तु विभाषा। सा तत्तद्देश एव गह्वरवासिनां प्राकृतवासिनां च। (ભરતનાટ્યશાસ્ત્ર ૧૭–૪૯, ૫૦ ઉપરની અભિનવભારતી). (૯) अपभ्रष्टं तृतीयं च तदनन्तं नराधिप। देशभाषाविशेषेण॥ (વિષ્ણુધર્મોત્તર, ૩, ૩). (૧૦) अपभ्रंशस्तु यच्छुद्धं तत्तद्देशेषु भाषितम्। (વાગ્ભટાલંકાર ૨, ૩); यत्तेषु तेषु कर्णाटपाञ्चालादिषु देशेषु शुद्धमपरभाषाभिरमिश्रितं भाषितं सोऽपभ्रंशः भवतीत्यर्थः। (ઉપરના શ્લોકાર્ધ પરની સિંહદેવગણિની ટીકા). (૧૧) देसिल बअना सब जन मिट्ठा। तं तैसन जंपओ अवहट्ठा (કીર્તિલતા, ૧. ૧૩). (૧૨) નલાખ્યાન, ૧–૧૧. (૧૪) षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः। (રુદ્રટ, કાવ્યાલંકાર, ૨–૧૨). (૧૫) इयं च देशगीष्वि प्रायोऽपभ्रंशे निपततीति। (રામચંદ્ર–ગુણચંદ્ર, નાટ્યદર્પણ, ૧૯૫ અ). (૧૬) संस्कृतं प्राकृतं चैव गीतं द्विविधमुच्यते॥ अपभ्रंष्टं तृतीयं च तदनन्तं नराधिप। देशभाषाविशेषेण तस्यान्तो नेह विद्यते॥ (વિષ્ણુધર્મોત્તર ૩, ૩). (૧૭) संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा (ભામહ, કાવ્યાલંકાર ૧–૧૬). (૧૮) *तदेतद्वाङ्मयं भूयः संस्कृतं प्राकृतं* तथा। अपभ्रंशश्च मिश्रं चेत्याहुरार्याश्चतुर्विधम्॥ (દણ્ડી, કાવ્યલક્ષણ (=કાવ્યાદર્શ) ૧–૩૨; आभीरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः। शास्त्रेषु संस्कृतादन्यदपभ्रंशतयोदितम्॥ (કાવ્યલક્ષણ, ૧–૩૬). (૧૯) संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबन्धरचनानिपुणतरान्तःकरणः। (ધરસેનના શક સંવત ૪૦૦ના બનાવટી તામ્રપત્રમાં ગુહસેનનું

વિશેષણ, ઇન્ડિયન ઍન્ટિક્વરિ, ૧૦–૨૮૪). (૨૦) કુવલયમાલા, પૃ. ૬૬. (२१) शब्दार्थौ ते शरीरं, संस्कृतं मुखं, प्राकृतं बाहुः, जघनमपभ्रंशः पैशाचं पादौ, उरो मिश्रम्। (રાજશેખર, કાવ્યમીમાંસા, પૃ. ૮) (२२) पद्यं प्रायः संस्कृत-प्राकृतापभ्रंश-ग्राम्यभाषानिबद्ध ..महाकाव्यम्। (હેમચંદ્ર કાવ્યાનુશાસન, ૮–૩૩૦) (२३) अवहट्टयसक्कयपाइयम्मि पेसाइयम्मि भासाए। लक्खणछंदाहरणे सुकइत्तं भूसियं जेहिं ॥ (અબ્દલ રહમાણ, સંદેશરાસક, ૧–૬) (२४) संस्कृतं प्राकृतं तस्यापभ्रंशो भूतभाषितम्। इति भाषाश्चतस्रोऽपि यान्ति काव्यस्य कायताम्। (વાગ્ભટ, વાગ્ભટાલંકાર, ૨–૧). (२५) भाषाभेदनिमित्तः षोढा भेदोऽस्य सम्भवति ॥ प्राकृतसंस्कृतमागधपिशाच-भाषाश्च शूरसेनी च। षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः। (રુદ્રટ, કાવ્યાલંકાર, ૨।૧૧–૧૨) (२६) संस्कृतेनैव कोऽप्यर्थः प्राकृतेनैव चापरः। शक्यो रचयितुं कश्चिदपभ्रंशेन वा पुनः पैशाच्या शौरसेन्या च मागध्याऽन्यो निबध्यते। (ભોજ, સરસ્વતીકંઠાભરણ, ૨।૧૦–૧૧) (२७) सकलजगज्जन्तूनां व्याकरणादिभिरनाहितसंस्कारः सहजो वचनव्यापारः प्रकृतिः। तत्र भवं सैव वा प्राकृतम्।..... तदेव च देशविशेषात् संस्कारकरणाच्च समासादितविशेषं सत् संस्कृताद्युत्तरविभेदानाप्नोति ...तथा प्राकृतमेवापभ्रंशः। स चान्यैरुपनागराभीरग्राम्यत्वभेदेन त्रिधोक्तः तन्निरासार्थमुक्तं भूरिभेद इति। कुतो देशविशेषात् कारणात्। तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम्। (નમિસાધુ, કાવ્યાલંકારવૃત્તિ, ૨–૧૨) (२८) भाषाः षट् संस्कृतादिकाः। भाष्यन्ते भाषाः संस्कृत–प्राकृत–मागधी–शौरसेनी–पैशाच्यपभ्रंशलक्षणाः। (હેમચંદ્ર, અભિધાનચિન્તામણિ ૨।૧૯૯) (२९) गौडाद्याः संस्कृतस्थाः परिचितरुचयः प्राकृते लाटदेश्याः। सापभ्रंशप्रयोगाः सकलमरुभुवष्टक्कभादानकाश्च ॥ आवन्त्याः पारियात्राः सह दशपुरजैर्भूतभाषां भजन्ते। यो मध्येमध्यदेशं निवसति स कविः सर्वभाषानिषण्णः ॥ (રાજશેખર, કાવ્યમીમાંસા, પૃ. ૫૧) (૩૦) पश्चिमेनापभ्रंशिनः कवयः। (કાવ્યમીમાંસા, પૃ ૫૪–૫૫). (૩૧) शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥ (ભોજ, સરસ્વતીકંઠાભરણ ૨–૧૩) (૩૨) अपभ्रंशभाषानिबद्धसन्धिबन्धमब्धिमथनादि। ग्राम्यापभ्रंशभाषानिबद्धावस्कन्धकबन्धं भीमकाव्यादि। (હેમચંદ્ર, કાવ્યાનુશાસન, ૮–૩૩૭)

---

## ✓ હેમચંદ્રીય અપભ્રંશ

પુરુષોત્તમ, ગમશર્મા, માર્કંડેય, ત્રિવિક્રમ, લક્ષ્મીધર વગેરેના પ્રાકૃત વ્યાકરણોમાં અપભ્રંશ વિશે વધતીઓછી માહિતી આપેલી છે, પણ કાં તો તેઓ હેમચંદ્ર કરતાં અર્વાચીન કે તેના ઉપજીવી છે, અથવા તો તેમની માહિતી ટૂંકી ને અવ્યવસ્થિત છે. પ્રાચીનતાની તેમજ વિસ્તાર અને વ્યવસ્થાની દૃષ્ટિએ હેમચંદ્રનું અપભ્રંશનું નિરૂપણ સૌમાં આગળ પડતું, ને ઉદ્ધૃત ઉદાહરણોને લીધે પ્રામાણિકતાની સ્પષ્ટ છાપવાળું છે.

હેમચંદ્રે અપભ્રંશ એકરૂપ હોય તેવી રીતે તેનું પ્રતિપાદન કર્યું છે. તેમણે ક્યાંય અપભ્રંશના વિવિધ ભેદોનો ઉલ્લેખ સરખોયે નથી કર્યો. તેઓ અપભ્રંશને એક સાહિત્યભાષા ગણવાની પરંપરાને અનુસરે છે. જેમ શૌરસેની, માગધી, પૈશાચી વગેરે પ્રાકૃતપ્રકારોની અને તેમનાં વ્યાવર્તક લક્ષણોની તેમણે સ્પષ્ટપણે નોંધ લીધી છે, તેવી રીતે અપભ્રંશપ્રકારો વિશે કશો યે ઇશારો નથી કર્યો. તેમના 'કાવ્યાનુશાસન'માં એક સ્થળે ગ્રામ્ય અપભ્રંશનો અને તેમાં રચાયેલા કાવ્યના નામનો નિર્દેશ છે ખરો, પણ તે તો શિષ્ટ સર્વસાધારણ સાહિત્યભાષાના સ્થાનિક અંશવાળા ભેળસેળિયા રૂપને ઉદ્દેશીને હોવાનું સમજાય છે. એટલે એ સ્પષ્ટ છે કે હેમચંદ્રને 'અપભ્રંશ' નામ નીચે એક પ્રતિષ્ઠિત સાહિત્યભાષા જ અભિપ્રેત હતી.

પણ જુદાજુદા સમયનાં પૂર્વરચિત વ્યાકરણો અને જુદાજુદા સમયની ને પ્રદેશની સાહિત્યરચનાઓ પર આધારિત હોવાથી હેમચંદ્રનિરૂપિત અપભ્રંશમાં ભાષાકીય પૃથક્કરણની દૃષ્ટિએ ભિન્નભિન્ન દેશકાળની વિવિધ ભાષાસામગ્રીનો શંભુમેળો અનિવાર્ય બન્યો છે.

પહેલાં આપણે હેમચંદ્રે આપેલાં ઉદાહરણો પરથી હેમચંદ્રથી સ્વતંત્ર રીતે વ્યાકરણની રૂપરેખા તારવીએ.

### વ્યાકરણની રૂપરેખા

આ રૂપરેખા ધ્વનિવિકાસ, આખ્યાતિક રૂપતંત્ર, શબ્દસિદ્ધિ, નામિક રૂપતંત્ર ને પ્રયોગ એવા વિભાગમાં વહેંચી છે.

## ૧. ધ્વનિવિકાસ

મુખ્યત્વે પ્રાકૃતની પરિસ્થિતિ અપભ્રંશમાં ચાલુ રહી છે. સંસ્કૃત ભૂમિકામાંથી પ્રાકૃત–અપભ્રંશ ભૂમિકારૂપે સિદ્ધ થયેલા ધ્વનિપરિવર્તનનો ટૂંક સાર (અપભ્રંશની રહીખડી વિશિષ્ટતાઓ સાથે) આ પ્રમાણે છે :

**સ્વરો.** ૧. મૂળના એકવડા સ્વરો સામાન્ય નિયમ તરીકે સર્વત્ર એમ ને એમ જળવાઈ રહે છે અપવાદો :

(૧) આદ્ય 'ઋ' > 'રિ', અનાદ્ય 'ઋ' > 'અ', 'ઇ', (ઓષ્ઠ્ય સંદર્ભમા) 'ઉ.'

(૨) સંયુક્ત વ્યંજનનો, કે અનુસ્વારનો પૂર્વવર્તી (એટલે કે 'બંધ' અક્ષરમા રહેલો) દીર્ઘ સ્વર હ્રસ્વ થાય છે ક્વચિત્ નાસિક્ય વ્યંજન પૂર્વેના 'એ', 'ઓ' હ્રસ્વ થાય છે.

(૩) 'મ્' ને 'વ્' એકવડા બનતાં (જુઓ ૧૨), પૂર્વ સ્વર દીર્ઘ થાય છે.

(૪) ક્વચિત્ આદ્ય સ્વર (મોટે ભાગે વાક્યસંધિના પરિણામે) લુપ્ત થાય છે.

૨ સંયુક્ત સ્વરોમાં 'ઐ' > 'એ' કે 'અઇ', અને 'ઔ' > 'ઓ' કે 'અઉ' એવી પ્રક્રિયા છે.

૩. અપભ્રંશમાં અંત્ય સ્વર હ્રસ્વ હોય છે, એટલે મૂળના અંત્ય દીર્ઘ સ્વર હ્રસ્વ બને છે, અને 'એ'નો હ્રસ્વ 'એ' કે 'ઇ'; 'ઓ'નો હ્રસ્વ 'ઓ' કે 'ઉ' થાય છે. ક્વચિત અંત્ય 'અ'નો 'ઉ' થાય છે.

**વ્યંજનો.** વ્યંજનોના પરિવર્તનનો આધાર તેમનો સ્વરૂપ, શબ્દગત સ્થાન ને સંદર્ભ ઉપર છે.

૪. એકવડા આદ્ય વ્યંજન જળવાઈ રહે છે. અપવાદો :

(૧) અપભ્રંશ હસ્તપ્રતોમાં આદ્ય 'ન' ને સ્થાને 'ણ' લખવાનું પ્રબળ વલણ છે.

(૨) 'ય્' > 'જ્'.

(૩) 'શ', 'ષ' > 'સ' (ક્વચિત્ 'હ્').

(૪) ક્વચિત્ અલ્પપ્રાણનો મહાપ્રાણ થાય છે. (વિશેષે સકારના સંપર્કે).

૫. એકવડા અંત્ય વ્યંજન લુપ્ત થાય છે.

૬. એકવડા મધ્યવર્તી વ્યંજનોમાં નીચે પ્રમાણે પરિવર્તન થાય છે.

(૧) 'ક્' 'ગ્', 'ચ્', 'જ્', 'ત્', 'દ્', 'ય્' ઘણુંખરું લુપ્ત થાય છે. પાછળના (કે આગળના તેમજ પાછળના) સ્વર 'અ' કે 'આ' હોય ત્યારે લુપ્ત વ્યંજનને સ્થાને યશ્રુતિ આવે છે. પૂર્વ સ્વર 'ઉ', 'ઓ' હોય તો ક્વચિત્ વશ્રુતિ આવે છે હસ્તપ્રતોમા યશ્રુતિ ને વશ્રુતિ અંગે ઘણી અનવસ્થા છે.

(૨) ક્વચિત્ ઉપર્યુક્ત વ્યંજનો લુપ્ત ન થતાં, તેમાથી ઘોષ હોય તે એમ ને એમ જળવાઈ રહે છે, અઘોષ હોય તે ઘોષ બને છે.

(૩) 'ખ્', 'ઘ્', 'થ્', 'ધ્', 'ફ્', 'ભ્'નો 'હ્' થાય છે.

(૪) ક્વચિત્ (૩)માં ગણાવેલાનો 'હ્' ન થતા, તેમાથી ઘોષ હોય તે જળવાઈ રહે છે, અઘોષ હોય તે ઘોષ બને છે.

(૫) 'ટ્' > 'ડ્'; 'ઠ્' > ઢ્'.

(૬) 'ન્' > 'ણ્'.

(૭) 'પ્' > 'વ્'; 'બ્' જળવાઈ રહે છે, પણ ક્વચિત્ તેનો 'વ્' થાય છે.

(૮) 'મ્' નો ક્વચિત્ 'વઁ' થાય છે.

(૯) 'અ,' 'આ' સિવાયના સ્વરો પૂર્વે 'વ્' ક્વચિત્ લુપ્ત થાય છે.

(૧૦) 'શ્', 'ષ્' > 'સ્'.

(૧૧) ક્વચિત્ 'સ્', 'શ્', 'ષ્' > 'હ્'. આ વલણ અપભ્રંશમા પ્રબળ બન્યુ છે. 'દિઅહ' (દિવસ), 'પાહાણ' (પાષાણ), 'સાહુ' (શામ્), 'લૂહ' (લૂષ્) વગેરે તથા હકારવાળા વિભક્તિપ્રત્યયો તથા આખ્યાતિક પ્રત્યયો આના ઉદાહરણ છે.

(૧૨) ક્વચિત્ (સકારના સાન્નિધ્યમા વિશેષે) અલ્પપ્રાણનો મહાપ્રાણ થાય છે.

(૧૩) ક્વચિત્ ('ર્, 'ઋ' ના સાન્નિધ્યમાં વિશેષે) દન્ત્યનો મૂર્ધન્ય થાય છે.

(૧૪) ક્વચિત્ 'ડ્', 'ર્' નો 'લ' થાય છે.

(૧૫) ક્વચિત્ એકવડો વ્યંજન બેવડો થાય છે.

૭. અપભ્રંશમાં ક્વચિત્ આદ્ય કે મધ્યવર્તી એકવડા 'ક્', 'વ્' વગેરેમાં રકારનો પ્રક્ષેપ કરવાનું વલણ છે.

૮. પ્રાકૃતમાં 'ન્હ', 'મ્હ' ને 'લ્હ' અને ક્વચિત્ ઉત્તરવર્તી રકારવાળા સંયુક્ત વ્યંજનોને બાદ કરતાં, બીજા કોઈ સંયુક્ત વ્યંજન શબ્દારંભે નથી વપરાતા.

૯. સંયુક્ત મધ્યવર્તી વ્યંજનો કાં તો સારૂપ્ય પામે છે, કાં તો સ્વરાગમ થતાં વિશ્લેષ પામે છે. પરિણામે બેવડા વ્યંજન, અલ્પપ્રાણ + મહાપ્રાણ, અનુસ્વાર + વ્યંજન, અને ઉત્તરવર્તી હકારસંયુક્ત ને રકારસંયુક્ત—એટલા જ વ્યંજનગુચ્છો પ્રાકૃત-અપભ્રંશમાં મળે છે.

૧૦. સારૂપ્યના નિયમો આ પ્રમાણે છે :

(૧) સંયુક્ત રૂપે રહેલા વ્યંજનો અતુલ્યબળ હોય તો નિર્બળ વ્યંજન સબળને મળતો થઈ જાય છે; વ્યંજનો તુલ્યબળ હોય તો આગલો પાછલાને મળતો થઈ જાય છે.

(૨) બળની ઊતરતી માત્રામાં વ્યંજનો આ પ્રમાણે ગોઠવી શકાય :
૧. સ્પર્શો. ૨. નાસિક્ય વ્યંજનો. ૩. ક્રમશઃ 'લ્', 'સ્', 'વ્', 'ય્', 'ર્'. આમાં આગલોઆગલો પાછલાપાછલા કરતાં સબળ છે.

(૩) બે મહાપ્રાણને બદલે 'અલ્પપ્રાણ + મહાપ્રાણ' થાય છે.

(૪) મૂળનો કે સાધિત બેવડો 'ન' ને 'ણ્' (='ન્ન્', 'ણ્ણ્') હસ્તપ્રતોમાં 'ણ્ણ્' કે 'ન્ન્' રૂપે મળે છે.

(૫) 'જ્ઞ્' > 'ન્ન' કે 'જ્જ'.

(૬) દંત્ય + 'ય્' > તાલવ્ય; દંત્ય + 'વ્' > બેવડો તાલવ્ય, ઓષ્ઠ્ય કે દંત્ય વ્યંજન (કે વિશ્લેષ).

(૭) ઉત્તરવર્તી રકારવાળા સંયુક્ત વ્યંજનોને ક્વચિત્ એમ ને એમ જાળવી રાખવાનું અપભ્રંશમાં પ્રાદેશિક વલણ હતું.

(૮) દંત્ય + રકાર > મૂર્ધન્ય (ક્વચિત્).

(૯) 'ત્સ્', 'પ્સ્' > 'ચ્છ્'.

(૧૦) 'ક્ષ્' > 'ક્ખ્', 'ગ્ઘ્', 'ચ્છ્' કે 'જ્ઝ્'.

(૧૧) ઉષ્મવ્યંજન + સ્પર્શ > અલ્પપ્રાણ + મહાપ્રાણ.

(૧૨) ઉષ્મવ્યંજન + નાસિક્ય વ્યંજન > નાસિક્ય વ્યંજન + 'હ્'.

(૧૩) 'હ્' + નાસિક્ય વ્યંજન > નાસિક્ય વ્યંજન + 'હ્', પણ ક્વચિત્, નાસિક્ય વ્યંજન + તેના વર્ગનો ઘોષ મહાપ્રાણ.

(૧૪) 'ય્ય્', 'ર્ય્', > 'જ્જ્'

(૧૫) 'હ્ય્' > 'જ્ઝ્'; 'હ્વ્' > 'બ્ભ્'.

(૧૬) ઉપરના નિયમ અનુસાર નિષ્પન્ન થતા સંયુક્ત વ્યંજનોને સ્થાને—(ખાસ કરીને મૂળના વ્યંજનોમાંનો એક રકાર કે ઉષ્મવ્યંજન હોય ત્યારે)< અનુસ્વાર + એકવડો વ્યંજન > બનવાનું વલણ

૧૧. (૧) ઉષ્મવ્યંજન + નાસિક્ય વ્યંજન, કે 'ય્', 'ર્', 'લ્', 'વ્', (૨) રકાર + ઉષ્મવ્યંજન, કે 'ય્', 'વ્', 'હ્', (૩) 'વ્' + 'ય્'; (૪) સ્પર્શ+નાસિક્ય વ્યંજન, કે 'ર્'; (૫) દંત્ય+યકાર—એ સંયોગોનો સ્વરપ્રક્ષેપથી વિશ્લેષ થાય છે પ્રક્ષિપ્ત સ્વર 'ઇ', ક્વચિત્ 'અ' અથવા (ઓષ્ઠ્ય સંદર્ભમાં) 'ઉ' હોય છે

૧૨. બેવડો 'સ્' (='સ્સ્') ને 'વ્' (='વ્વ્') (ક્વચિત્ અન્ય સંયુક્ત વ્યંજન) ક્વચિત્ એકવડો બને છે, અને ત્યારે ઘણુંખરુ પૂર્વવર્તી હ્રસ્વ સ્વર દીર્ઘ થાય છે.

૧૩. વ્યંજનલોપને લીધે પાસેપાસે આવેલા સમાન સ્વર મળીને એક દીર્ઘ સ્વર બને છે

૧૪ 'અય્' > 'એ,' અવ્' > 'ઓ.' બીજે પણ પરવર્તી 'ય્', 'વ્' > 'ઇ', 'ઉ'.

૧૫ સારૂપ્યના ઉપર્યુક્ત નિયમો પ્રમાણે નિષ્પન્ન થતા સંયુક્ત વ્યંજનોમાંથી શબ્દારંભે, માત્ર પાછળનો વ્યંજન જ જળવાઈ રહે છે આના અપવાદ ૮મા નિયમમાં આપ્યા છે.

## અપભ્રંશનાં કેટલાંક લાક્ષણિક ધ્વનિવલણો

૧. 'એ' નો 'ઍ' કે 'ઇ' અને 'ઓ' નો 'ઑ' કે 'ઉ' (અપભ્રંશમાં અંત્ય સ્વર હ્રસ્વ ઉચ્ચારવાના વલણનો જ આ એક ફણગો છે) ઉદાહરણો: આકારાંત પુ. તૃ. એકવ. ના 'ઍણ', 'ઇણ', 'ઇં' પ્રત્યયો, તથા બહુવ. ના 'અહિં' 'ઇહિં' પ્રત્યયો; સપ્તમી એકવ. નો 'ઍ', 'ઇ'; સ્ત્રીલિંગ તૃ. એકવ. નો 'ઇ' તથા સંબોધન એકવ. નો 'ઇ'; સર્વનામના પુ. પ્રથમા બહુવ. નો 'ઍ' (જૅ, તૅ, અૅ

કે 'ઇ' ('એઇ', 'ઓઇ'): આજ્ઞાર્થ બીજા પુ. એકવ. નો 'એ', 'ઇ'; કિવેઁ, જિવેઁ, તિવેઁ.

પું. પ્ર.–દ્વિ. એકવ. નો 'ઉ'; પઠી એકવ. નો 'હુ'; સ્ત્રીલિંગ પ્ર.–દ્વિ. બહુવ. નો 'ઓ', 'ઉ'.

૨. ઋકારની જાળવણી (ઉચ્ચારમા 'ર'). ઉદાહરણો: કૃદંત, ગૃણ્હ (આર વાર), ગૃહ, ઘૃણ્ (પાઠાંતરમા), તૃણ્ (બે વાર), સુકૃદ.

સૂત્ર ૩૯૪ ખાસ 'ગૃણ્હ'ને લગતું છે.

૩. રકારની જાળવણી. ઉદાહરણો: અંત્ર, દ્રમ્મ, દ્રવક્ક, દ્રહ, દ્રેહિ, ધ્રુવ, પ્રંગણ, પ્રમાણિઅ, પ્રયાવદી, પ્રસ્સ્, પ્રાઇવ, પ્રાઇમ્વ, પ્રાઉ, પ્રિઅ (૭ વાર), બ્રુવ્, બ્રો, ભ્રાંતી, ભ્રન્તિ, વ્રત.

સૂત્ર ૩૯૧, ૩૯૩, ૩૯૮, ૪૧૪, ૪૧૮ રકાર જાળવી રાખતા શબ્દોને લગતા છે. પ્રાકૃતમા પણ 'દ્ર' એ સંયોગ જાળવી રાખવાનું પ્રાદેશિક વલણ હતુ.

૪. રકારનો પ્રક્ષેપ ઉદાહરણો: ત્રુધ્ર (બે વાર), ત્ર, ધ્રું (?) (બે વાર), ભ્રંત્રિ, વ્રાસ.

સૂત્ર ૩૯૯ રકારપ્રક્ષેપને લગતુ છે.

૫. માત્ર 'વુસ્' '(સૂ. ૩૯૨) માં સ્ છે.

ઉપર્યુક્ત ૨. થી ૫. વલણો અપભ્રંશમાં પ્રાદેશિકતા કે પ્રાચીનતાના દ્યોતક છે.

૬. 'ત' નો 'દ' (કે 'દ' ની જાળવણી). આ ઘોષભાવના વલણનો જ એક ફણગો છે. ઉદાહરણો: ગદ, આગદ, કિદ, સુકૃદ, સુકિદ, કૃદંત, કધિદ, હિદ, વિહિદ, વિણિમ્મવિદ (બધામાં ભૂતકૃદંતનો 'ઇદ'<'ઇત' પ્રત્યય); કીલદિ, ઘડદિ, જોએદિ, પ્રસ્સદિ (વર્તમાન ત્રી. પુ એકવ.નો 'દિ'<'તિ' પ્રત્યય); તિદસ, પ્રયાવદી, મદિ, ગદિ. સૂત્ર ૩૯૬ ઘોષભાવને લગતું છે. આ વલણ પ્રાચીનતાનું દ્યોતક છે.

૭ 'મ' નો 'વઁ' (કે 'ઉઁ', 'વ્') ઉદાહરણો: જાવઁ, તાવઁ, (જાઉઁ, તાઉઁ), એવઁ (એવેંહ, એવઁહિ), કેવઁ, જેવઁ, તેવઁ (કિવેઁ, જિવઁ, તિવઁ); પ્રાઇવઁ, પગ્ગિવઁ (લિખિત રૂપ 'પ્રાઇમ્વ', 'પગ્ગિમ્વ'); નવ્, નાઉઁ, ઠાઉ, કવઁલ, ભવઁર, પવઁાણ, સાવઁલ, નીસાવઁણ, રવણ.

સૂત્ર ૩૯૭ આ વલણને લગતું છે. અપભ્રંશમાં આ એક પ્રાદેશિક વલણ હતું.

૮. વકારનો લોપ. ઉદાહરણ : (અંગગત) દિઅહ, નિઅત્ત, પઇમ્, પઇટ્ઠ, પયદ, પરિઅત્ત, પિઆસ, અઇટ્ઠ, લાયણ્ણ, સાહુ, રૂઅ, લોઅડી, સુઇણ; (પ્રત્યય પૂર્વે) આઇઅ; જીકે, તઉ, પહાઉ; જાઉँ, તાઉँ, નાઉँ, હાઉ.
અપભ્રંશમાં આ વલણ પ્રાદેશિક હતું.

૯. 'મ્' નો 'વ્'. આનાં ઉદાહરણો ઉપર 'ધ્વનિવિકાસ'માં ૬ (૧૧) માં આપ્યાં છે.

૧૦. સંયુક્ત વ્યંજનોનું એકત્વ.

પૂર્વસ્વરદીર્ઘત્વ વિના : ઉપાંત્ય અક્ષર પછી—નવખી; (પ્રત્યયમાં) એવડ, કેવડ, જેવડ, તેવડ; એત્તુલ, કેત્તુલ, જેત્તુલ, તેત્તુલ; કરેંત (છંદોમૂલક ?)
આદ્ય અક્ષર પછી—અતુ, કટરિ, કટારય, કણિઆર, પહાવ, લેખડય.
અકારાંત પું. પછી એક વ. નો 'સ્' પ્રત્યય; ભવિષ્યનો 'ઇસ્', 'ઇહ્' પ્રત્યય.
પૂર્વસ્વરદીર્ઘત્વ સાથે: નીસાવૅણ્ણ; બપ્પીકી; અકારાંત પું. પછી એકવચનનો 'આસુ' પ્રત્યય, ભવિષ્યનો 'ઇસિ' પ્રત્યય; 'સાવ', 'સાહુ'.
અપભ્રંશમાં આ વલણ અર્વાચીનતાનું દ્યોતક છે.

### છંદોમૂલક પરિવર્તન

અહ્ઇલ, વિનાસિઅ, ફ્ફલ, ઉદ્દભ્ભુઅ; કિ, કરેંત, તૅ; કઇઁ ('કાઇઁ'ને બદલે) એ છદ જાળવવા લીધેલી છૂટનાં ઉદાહરણ છે.

## ૨. આખ્યાતિક રૂપતંત્ર

### આખ્યાતિક અંગ

અપભ્રંશમાં આખ્યાતિક રૂપ આખ્યાતિક અગ અને પ્રત્યયોનું બનેલું છે.
મૌલિક આખ્યાતિક અંગ (૧) આખ્યાતિક ધાતુમૂલક, (૨) યૌગિક કે (૩) નામમૂલક હોય છે.

યૌગિક—(क) ઉપસર્ગ ને આખ્યાતિક ધાતુના સંયોગવાળા : અણુહર્, પવન્, પડિપેક્ખ્, પરિહર્, વિકસ્ (તથા નિત્તિજ, પમ્ભન્, પસર્, વિછોહ્, વિણ્ડ્, વિભ્ભિમ્મવ્, વિનાસ્, સંપડ્, સપેસ્, સંવલ, વગેરે).

(ख) નામાદિના ને આખ્યાતિક ધાતુ('કર્', 'હો')ના સંયોગવાળાં : બવિકર્ (વસિકર્), ખસફસિહો, સુણ્ણીહો, લહઇ હો.

નામમૂલક—એટલે કે મૂળે નામ, વિશેષણ વગેરે હોય તેવું : તિરછ, પલટ્ટ; મઉલિઅ, ધણા

આખ્યાતિક ધાતુરૂપ—બાકીના : કર્, આવ્, લહ, મિલ, પડ, જા, ખા, દે, હો, મુઅ વગેરે

આ મૌલિક અંગો પરથી અંગસાધક પ્રત્યય વગેરે દ્વારા નીચે પ્રમાણે સાધિત અંગો થયા છે :

પ્રેરક અંગ—પ્રત્યયસાધિત પ્રકાર

'આવ્' પ્રત્યયવાળા : ઉટ્ઠાવ, કરાવ, ઘડાવ્, નચ્ચાવ, પઠાવ, લગાવ્

'અવ્' પ્રત્યયવાળા : ઉલ્હવ્, ઠવ્, વિણિમ્મવ

(બંને પ્રત્યય મૂળે સંસ્કૃત 'આપ્' પ્રત્યયમાંથી થયા છે)

—વિકારસાધિત પ્રકાર :

કેવળ સ્વરવિકારવાળા : (અ>આ) પાડ્, બાલ્, માર્, વાલ્, વાહ, વિસાર્, (ઉ>ઓ) તોસ્.

સ્વરના તથા વ્યંજનના વિકારવાળા : ફેડ્ (મૂળ 'ફિટ્ટ') વિછોડ્ (મૂળ 'વિછુટ્ટ'), ફોડ્ (મૂળ 'ફુટ્ટ')

કર્મણિ અંગ — પ્રત્યયસાધિત પ્રકાર :

'ઇઅ' પ્રત્યયવાળા : આણિઅ; તેજ પ્રમાણે જાણ્, પાવ્, બોલ્લ્, માણ્, વણ્ણ્, પઠાવ્ સાથે 'ઇઅ'

'(ઇ)-જ્જ' પ્રત્યયવાળા : કપ્પિજ્જ, તેજ પ્રમાણે ગિલ્, ચપ્, છોલ્લ, દમ, કુક્ક્, મિન્, રૂસ.

લજ્જ, નિસુણ, સુમર્, જા, જ્જે, કિ, છિ, દિ, પિ

('જ્જ' પ્રત્યયવાળા) ખા. (બંને પ્રત્યય મૂળે સંસ્કૃત કર્મણિના 'ય'માંથી થયા છે).

સિદ્ધ પ્રકાર (સીધું સંસ્કૃત કર્મણિ અંગનું ધ્વનિપરિવર્તિત રૂપ) : ઘેપ્પ્, ડજ્ઝ્, લબ્ભ, સમપ્પ

કર્મણિ અંગ મૌલિક અથવા પ્રેરક અંગ ઉપરથી સાધિત હોય છે

ભવિષ્ય અંગ—'ઇસ' ('એસ', 'ઇસ'), 'સ' (સ્વરાંત પછી)વાળા : કરીસ, પભણીસ, પાવીસ, ભુંજીસ, કીસ, રુસેસ; સહેસ, કુટ્ટિસ, હોઇસ; એસ, હોસ, 'ઇહ' કે 'હ' (સ્વરાંત પછી)વાળા : ગમિહ, હોહ.

(ભવિષ્યના અંગસાધક પ્રત્યયો સંસ્કૃત '(ઇ)ષ્ય'માંથી આવ્યા છે).

ભવિષ્ય આજ્ઞાર્થ અંગ — 'એજ્જ' ('ઇજ્જ') કે 'જ્જ' (સ્વરાંત પછી) વાળાં :

રક્ખેજ્જ, લજ્જેજ્જ; ચઇજ્જ, દિજ્જ, ભમિજ્જ, હોજ્જ.

(અંગસાધક પ્રત્યયો વિધ્યર્થના 'એય'માંથી આવ્યા છે).

### સંયોજક સ્વર

કેટલાંક રૂપોમાં અંગ અને રૂપસાધક પ્રત્યય લગોલગ છે, તો કેટલાંકમાં તેમની વચ્ચે સંયોજક સ્વર છે. (૧) સ્વરાંત અંગો પછી, (૨) આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના સ્વરાદિ પ્રત્યયો પહેલાં અને (૩) ભવિષ્ય કાળના પહેલા પુરુષ એકવચનના પ્રત્યય પહેલાં સંયોજક સ્વર નથી, અન્યત્ર છે.

સંયોજક સ્વર ઘણુંખરું 'અ', તો ક્વચિત્ 'આ', 'ઇ', 'ઍ' કે 'એ' છે.

### કાળ

નિર્દેશાર્થમાં (૧) વર્તમાન અને (૨) ભવિષ્ય; તથા આજ્ઞાર્થમાં વર્તમાન અને (૪) ભવિષ્ય—એટલાં રૂપ છે. આ રૂપો કર્તરિ તથા કર્મણિ પ્રયોગનાં મૌલિક તથા પ્રેરક અંગ ઉપરથી સધાયેલાં છે. ભવિષ્ય માટે ખાસ અંગ છે. હેમચંદ્રે આપેલાં ઉદાહરણો સ્વરૂપ અને પ્રમાણની દૃષ્ટિએ મુકાબલે મર્યાદિત હોવાથી તેમાં આમાંના અમુક જ રૂપપ્રકારના નમૂનાઓ છે

આ સિવાયના કાળ વગેરેના ભાવ ઉક્ત કાળનાં રૂપો દ્વારા, કૃદંતો દ્વારા કે બીજી કોઈ રીતે વ્યક્ત થયા છે. તેમને માટે વિશિષ્ટ રૂપો નથી.

### નિર્દેશાર્થ વર્તમાન

**સંયોજક સ્વર :** વ્યંજનાંત અંગ અને પ્રત્યય વચ્ચે સંયોજક 'અ' હોય છે. છંદવશ વપરાયેલાં આગની ભૂમિકાનાં કેટલાંક રૂપોમાં સંયોજક 'એ' કે 'આ' છે.

**પ્રત્યયો અને રૂપો :** લાક્ષણિક અપભ્રંશ રૂપો ઉપરાંત ક્વચિત્ આગલી ભૂમિકાનાં (ઘણુંખરું છંદ, પ્રાસ વગેરે ખાતર) તો ક્વચિત્ વધુ વિકસિત ભૂમિકાનાં રૂપો પણ પ્રયુક્ત થયેલાં છે. એવાં 'કાકે'નાં રૂપો ને પ્રત્યયો કૌંસમાં મૂક્યાં છે.

| | | |
|---|---|---|
| ૧ લો પુ. એકવ. | ઉઁ | કરઉઁ |
| ,, ,, બહુવ. | હું | લહહું, જાહું, (ચડાહું) |
| ૨ જો ,, એકવ. | હિ, (સિ) | મરહિ, રુઅહિ, જાહિ, રુચ્ચસિ) |
| ,, ,, બહુવ. | હુ, (હ) | પુચ્છહુ, (પુચ્છહ) |

૩ જો ,, એકવ.  ઇ, (દિ)  કરઇ, પિઅઇ, જાઇ, (કરેઇ); (ફોલદિ, ઘડદિ, જોએદિ)

,,  ,, બહુવ.  હિં,('ન્તિ' = અનુ- કરહિં, સુઅહિં, લેહિં, (ગણુતિ, સ્વાર + 'તિ')  જન્તિ, દેંતિ)

એ જ પ્રમાણે બીજાં રૂપો નીચે પ્રમાણેના અગો પરથી સધાયેલા છે:

૧ લો પુ. એકવ. કડ્ઢ્, જાણ્, ઝિજ્જ, દેક્ખ; (કર્મણિ) કિજ્જ, જોઇજ્જ

,  ,, બહુવ: ('આ' સયોજકવાળા) મરા, વલા

૨ જો ,, એકવ. આવ, ગજ્જ, નીસર્, વળ, વિસ્સર્

,,  ,, બહુવ.: ('હ' પ્રત્યયવાળા) જાણ્, પુચ્છ

૩ જો ,, એકવ: આવ્, ઉત્તર્, ઉમ્મિલ્લ્, કઢ, ખડ્, ગણ્, ગૃણ્હ, ગોન્, ઘલ્લ્, તડપ્ફડ્, દેક્ખ, ધર્, નિવ્વઢ, પડિપેક્ખ, પરિહર્, પયટ્ટ, પયાસ્, ફિટ્, મિલ્, રુચ્ચ્, રુન્, લઢ, વિસ્સર્; (સ્વગત અગ) ચેઅ, પિઅ, ખા, જા, ઠા, ધા, મા, પડિહા, અણુણે, એ, દે, હો; (પ્રેરક અગ) માર્, વાલ્, ફેડ્, ઠવ, ઉવ્વહ્, (કર્મણિ અગ) આણિઅ, જાણિઅ, ઓહ્લિઅ, પાલિઅ, માણિઅ, વણ્ણિઅ, કપ્પિજ્જ, ગિવિજ્જ, ચપિજ્જ, જાનજ્જ, મિલિજ્જ, રૂમિજ્જ, તિણુડિજ્જ, સુમરિજ્જ, ખજ્જ, કિજ્જ, છિજ્જ, પિજ્જ, ઘેપ્પ. ડજ્ઝ, લબ્ભ્, (પ્રેરક કર્મણિ) પહાવિઅ; ('એ' સયોજક વાળા) કરે, તરડે, તિક્ખે, ચક્કે, ધરે, મારે, વજ્જે, સંમાણે, સિક્ખે.

૩ જો પુ બહુવ: ('હિં' પ્રત્યયવાળા) હર્, ધર્, નવ્, પડ્, પરાવ્, લહ, સહ, સુકર, મઉલિઅ, (કર્મણિ) દિજ્જ, ('ન્તિ' પ્રત્યય વાળા) ગૃહ, ભુજ, મજ્જ, મઝ, લઢ, વસ્, વિહસ; ખા, જા, થા, દે, હો, (પ્રેરક) ફોડ; (કર્મણિ) ઘેપ્પ.

'કરઉં' ઉપરથી 'કરું', હકાર લુપ્ત થતા 'કરહિં' ઉપરથી 'કરે'; 'કરહુ' ઉપરથી 'કરો', 'કરઇ' ઉપરથી 'કરે: એમ અર્વાચીન ગુજરાતી રૂપ થયા છે

## નિર્દેશાર્થ ભવિષ્ય

ભવિષ્ય અગ + (સયોજક સ્વર) + પ્રત્યય=ભવિષ્ય રૂપ

પહેલા પુ એકવ ના રૂપમા સયોજક સ્વર નથી બીજા પુ એકવ માં ક્વચિત 'ઇ' સયોજક છે

प्रत्यय  રૂપ

૧ લો પુ એકવ. 'ઉ' - (અંગસાધક 'ઇન્') કરીસુ, પઢમીસુ, પાવીસુ, ભુંજીસુ; (કર્મણિ) અલિકીસુ, (અંગસાધક 'એન') ૩સેસુ; (અંગસાધક 'ઇસ્') કુરિસુ.

૨ જો પુ એકવ. 'હિ': (અંગસાધક 'એમ્') સહેમહિ

૩ જો પુ. એકવ. 'ઇ': (અંગસાધક ઇમ્') ચુમ્બીહિઇસઇ; (અંગસાધક 'સ') હોસઇ; (સંયોજક 'ઇ') એસી; (અંગસાધક 'ઇહ', સંયોજક 'ઇ') ગમિહી; (અંગસાધક 'હ', સંયોજક 'ઇ') હોહિઇ.

બીજાં રૂપોના ઉદાહરણો નથી.

'એસી' < એસિઇ'; 'ગમિહી' < 'ગમિહિઇ' એમાં 'ઇ+ઇ'='ઈ' એવી સંધિ છે

હેમચંદ્ર 'કીસુ' ને કર્મણિ વર્તમાનનું રૂપ ગણે છે (સૂ. ૩૮૯), પણ કર્મણિ અંગ 'કિ' ('કિજ્જઉં', ૪૦મા છે તે) + ભવિષ્ય અંગસાધક 'ઇમ્' + પહેલો પુ. એ. વ. નો પ્રત્યય 'ઉ' એમ સ્પષ્ટ પૃથક્કરણ કરી શકાય છે.

૪૨૨/૨૩ મા 'સહેસઇ' ને બદલે ત્રિવિક્રમને અનુસરી 'સહેસહિ' પાઠાંતર લેવાનું છે.

૪૧૮/૪મા 'હોસઇ' અને 'દિઅહા રૂસણા'ને એકવચનના રૂપ ગણવાનાં છે.

## આજ્ઞાર્થ વર્તમાન

સ્વરથી શરૂ થતા પ્રત્યયો સીધા જ અંગને લાગ્યા છે. વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો અને વ્યંજનાંત અંગ વચ્ચે સંયોજક 'અ' હોય છે.

| | પ્રત્યય | રૂપ |
|---|---|---|
| ૨ પુ. એકવ. | ઇ | અચ્છિ, ચરિ, જપિ, જોઇ, કુટ્ટિ મેલ્લિ ન્હ-ણુણિ, રોઇ, નચ્ચિ, સુમરિ |
| | એ | કરે |
| | ઉ | કરુ ગજ્જુ, દેક્ખુ, પેક્ખુ, વિલસુ |
| | અ | પેચ્છ, ભણ |
| | હિ | આપહિ, કરહિ, છડ્ડહિ ધરહિ, સુમરહિ, ખાહિ |
| ૨ જો પુ. બહુવ. | હુ | રક્ખહુ, નમહુ, પિઅહુ, મગ્ગહુ, દેહુ |
| | હ | પલવહ, પુચ્છહ, સુવહ |
| ૩ જો પુ એકવ. | ઉ | રુચ્ચઉ, વિનડઉ, (કર્મણિ) સમપ્પઉ; જાઉ, હોઉ |
| ૩ જો પુ. બહુવ. | ન્તુ | (= અનુસ્વાર + 'તુ') પીડંતુ |

આમાં 'અ' (બીજો એ. વ.), 'હિ' (બીજો એ. વ.), 'હ' (બીજો બ. વ.) પ્રત્યયવાળાં રૂપ પ્રાકૃતમાંથી લીધેલાં છે. 'એ' પ્રત્યય 'ઇની પૂર્વભૂમિકા છે. 'ચરિ', 'જોઇ' ઉપરથી 'ચર', 'જો'; 'કરહુ' ઉપરથી 'કરો'; 'કરઉ' (ત્રીજો પુ. એ. વ.) જેવાં ઉપરથી 'કરો' ('ભગવાન તમારું ભલું કરો,' જેવા પ્રયોગોમાં): એમ અર્વાચીન રૂપ થયાં છે.

('ઇ', 'એ'—સંસ્કૃત વિધ્યર્થ પરસ્મૈ. બીજા પુ. એક વચનના 'એ' પ્રત્યયમાંથી; 'ઉ' 'મા ગમઃ' જેવા અદ્યતનના રૂપ ઉપરથી; 'હુ', 'હ,' વર્તમાનના; 'ઉ'<'તુ'.)

## આજ્ઞાર્થ ભવિષ્ય

| | | |
|---|---|---|
| બીજો પુ. એક વ. | હિ | (અંગસાધક 'જ્જ') દિજ્જહિ |
| ,, ,, બહુવ. | હુ | (અંગસાધક 'એજ્જ') રક્ખેજ્જહુ |

આ ઉપરાંત 'અ' પ્રત્યયવાળાં પ્રાકૃત રૂપ પુરુષ ને વચનથી નિરપેક્ષ રીતે વપરાતાં. ઉદાહરણોમાં (ઇજ્જ' અંગસાધકવાળા) ચઇજ્જ, ભમિજ્જ (બીજો પુ. એકવ.), અને ('જ્જ' અંગસાધકવાળું) 'હોજ્જ' (ત્રીજો પુ. એક. વ.) આવા રૂપ છે. 'લજ્જેજ્જા' (પહેલો પુ. એ. વ.) એ સંસ્કૃત 'લજ્જેયમ્' (વિધ્યર્થ પહેલો પુ એ વ.) નું જ રૂપાંતર છે.

'દિજ્જહિ' (કે 'દેજ્જહિ'), 'રક્ખેજ્જહુ' (કે 'રક્ખિજ્જહુ') જેવાં રૂપો ઉપરથી અર્વાચીન 'દેજો', 'રાખજો' જેવાં રૂપો થયાં છે.

## કૃદંતો

વર્તમાન, કર્મણિ ભૂત, વિધ્યર્થ ને સંબંધક ભૂત (હેત્વર્થ) એમ ચાર કૃદંત છે. **વર્તમાન કૃદંત.** પ્રત્યય 'ન્ત' (=અનુસ્વાર+'ત'). વ્યંજનાત અંગો પછી લાગ્યો હોય ત્યાં વચ્ચે સંયોજક 'અ' હોય છે. કેટલીક વાર સ્વાર્થિક 'અ'થી વિસ્તારિત બની 'ન્તય' (સંકુચિત 'ન્તા') રૂપ પણ તે વપરાયો છે. સ્ત્રીલિંગમાં એ જ, અને 'ન્તિ' ને વિસ્તારિત 'ન્તિઅ' છે. છંદવશ ક્વચિત્ અનુસ્વારનો અનુનાસિક થયો છે. અર્વાચીન વર્તમાન કૃદંતમાં નાસિક્યતા લુપ્ત થઈ, માત્ર 'ત' પ્રત્યય રહ્યો છે ('કરત,' 'કરતી', 'કરતું').

ઉદાહરણ—જુજ્ઝંત, દારંત, નિવસંત, પવસંત, મેલ્લંત, લહંત, વલંત; એંત, દેંત; છોલ્લિજ્જંત, દસિજ્જંત, કુક્કિજ્જંત; નાગંતય, રડંતય, જંતય, હોંતય, ચિંતંતા, નવંતા.

(સ્ત્રીલિંગ) કરંત, નિઅંત; ગણુંતિ, દિંતિ, મેલ્લંતિ, જોઅંતિ: ઉડ્ડાવંતિઅ, લહંતિઅ.

**કર્મણિ ભૂત કૃદંત.** પ્રત્યય 'ઇઅ' (ક્વચિત્ 'ઇદ'). કેટલીક વાર સ્વાર્થિક 'અ'થી વિસ્તારિત બની 'ઇઅય' (કે 'ઇઆ') રૂપે પણ તે વપરાયો છે. ત્રણે લિંગમા સરખે રૂપે પ્રત્યય છે. પ્રત્યયસાધિત પ્રકાર ઉપરાંત કર્મણિ ભૂત કૃદંતનો બીજો પ્રકાર તે સિદ્ધ પ્રકાર—જેમાં સીધું સંસ્કૃત કર્મણિ 'અનિટ' ભૂત કૃદંતનું ધ્વનિપરિવર્તિત રૂપ હોય છે. એમાં અંગ ને પ્રત્યય જુદા નથી પડતાં. આમાં પણ કેટલીક વાર સ્વાર્થિક 'અ' દ્વારા વિસ્તાર થયેલો છે. સ્ત્રીલિંગ ક્વચિત્ 'ઇ' (કે 'ઈ'), 'ઇઅ' પ્રત્યયથી.

ઉદાહરણ—(પ્રત્યયસાધિત પ્રકાર): 'ગલિઅ' અને તે જ પ્રમાણે ઉલ્લાલ્, ચિંત્, ઠ્, ડોહ્, તોસ્, નિજ્જિ, પડ્, પી, બાલ્, ભણ્, મિલ્, મુણ્, લિહ્, સંપડ્, સંપેસ્, સંસ્ઠ—એ અંગો ઉપરથી; 'વારિઆ' અને તે જ પ્રમાણે ઉઠ્, ચડ્, નિવડ્, પસર્, ઓટ્લ્, વાહ્—એ અંગો ઉપરથી; 'ઘડિઅય' અને તે જ પ્રમાણે વિન્નાસિઆ', મારિઆ'; ('ઇદ' પ્રત્યય વાળા) કધિદ, વિણિમ્મવિદ, વિહિદ.

(સિદ્ધ પ્રકાર): ગય, જાય, નિગ્ગય, મુઅ, હુઅ; કુદ્ધ, નિવદ્ધ; ઇઠ્ઠ, દિઠ્ઠ, પઇઠ્ઠ, પબ્ભટ્ઠ, દઠ્ઠ; ઉવ્વાણ, છિણ્ણ, વિઠ્ઠણ; પત્ત, સમત્ત, તિંત; કિઅય, મુઅય, દિઠ્ઠય, પઇઠ્ઠય, પણઠ્ઠય, બઇઠ્ઠય, વિણઠ્ઠય, જુત્તય, વિઢત્તય, પુત્તય, પુન્નય; મુઆ, હુઆ, દૂઆ, ભગ્ગા, તુટ્ટા, પલુટ્ટા, દઠ્ઠા, દિણ્ણા, ઉવ્વત્તા; આગદ, ગદ, કિદ.

(સ્ત્રીલિંગ) પઇઠ્ઠિ; દિઠ્ઠિ, રુઠ્ઠિ, દિણ્ણી, રુદ્ધી; ગઇઅ, મુઇઅ; રત્તિઅ.

**વિધ્યર્થ કૃદંત:** પ્રત્યય 'એવ્વય', 'એવા' કે એવ''. કેટલાક રૂપોમાં સંયોજક સ્વર 'ઇ' છે. કેટલાકમા સંયોજક સ્વર નથી.

ઉદાહરણ: સહેવ્વય, કરિએવ્વય, મરિએવ્વય; જગ્ગેવા, સોએવા, દેવ'.

હેમચંદ્ર 'દેવ'' ને હેત્વર્થ કૃદંતનું રૂપ ગણે છે, પણ એ વિધ્યર્થ કૃદંત જણાય છે.

**સંબંધક ભૂત કૃદંત:** પ્રત્યય 'વિ', 'પિ', 'વિણુ', 'પિણુ', 'ઇ' 'ઇઉ'. 'વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે સંયોજક સ્વર 'ઇ', 'એ' કે 'અ'.

(સોપસર્ગ ધાતુને સંસ્કૃતમાં લગતા સંબંધક ભૂતકૃદંતના 'ય' પ્રત્યયમાંથી 'ઇ' ને ~~વિસ્તારક~~ 'ઇઉ' તથા વૈદિક પ્રત્યયો 'ત્વી' ને 'ત્વીનમ'માંથી બાકીના ઊતરી આવ્યા છે). → હેત્વર્થના 'ઇતુમ' ઉપરથી

ઉદાહરણ : 'વિ'—ચુંબિવિ, દેક્ખિવિ, જુઝિવિ, લગ્ગિવિ, આઇવિ, લાઇવિ; કરેવિ, પિક્ખેવિ, લેવિ; ફિટ્ટવિ, મેલવિ, મેલ્લવિ, વિછોડવિ.

'પ્પિ'—ગમેપ્પિ, જિણેપ્પિ, ગંપિ, જેપ્પિ.

'વિણુ'—છડ્ડેવિણુ, આએવિણુ, પેક્ખેવિણુ, લેવિણુ.

'પ્પિણુ'—કરેપ્પિણુ, ગમેપ્પિણુ, ગૃહ્ણેપ્પિણુ, ચએપ્પિણુ, મેલ્લેપ્પિણુ, ગંપિણુ, દેપ્પિણુ, લેપ્પિણુ.

'ઇ'—કરિ, જોઇ, મારિ.

આ ઉપરાંત 'એઉ' પ્રત્યય પણ છે, અને હેમચંદ્રે તે નોંધ્યો છે. પણ તેના ઉદાહરણ તરીકે ટાંકેલું રૂપ જુદી રીતે ઘટાવી શકાય તેમ છે પણ અન્યત્ર 'ઇઉ'વાળા સંબંધક ભૂતકૃદંતનાં રૂપો મળે છે. 'ઇ'વાળાં રૂપોમાંથી અર્વાચીન હિન્દીના રૂપ ('કર કે,' 'બોલ કર'), અને 'ઇઉ'વાળાં રૂપોમાંથી અર્વાચીન ગુજરાતીનાં રૂપ ('કરી', 'બોલી ને') ઊતરી આવ્યાં છે.

વૈકલ્પિક 'ગંપિ', 'ગંપિણુ'મા વ્યંજનાદિ પ્રત્યય જ્યાં સંયોજક સ્વર નથી.

'ચએપ્પિણુ', 'પાલેવિ' ને 'લેવિણુ'ને હેમચંદ્રે હેત્વર્થનાં રૂપ ગણ્યાં છે (જુઓ સૂ. ૪૪૧ પરની વૃત્તિ તથા બીજું ઉદાહરણ), પણ એ રૂપોને સં. ભૂ. કૃ. નાં રૂપોથી જુદા ગણવાની જરૂર નથી. અર્વાચીન ગુજ.ની જેમ અપભ્રંશમાં પણ 'શક્' સાથે સં. ભૂ. કૃ.નું રૂપ પ્રયોજાતું એમ ગણવું જ યુક્ત છે. પણ અન્યત્ર 'તિક્ખાલેવિ'માં તેમ જ 'વિ', 'પિ', 'વિણુ' ને 'પ્પિણુ' પ્રત્યયો હેત્વર્થ કૃદંત માટે વપરાયેલા મળે છે સામે પક્ષે 'એઉ'ના મૂળમાં સંસ્કૃત હેત્વર્થ કૃદંતનો 'ઇતુમ્' રહેલો છે.

આ ઉપરાંત હેમચંદ્રે 'એવ', 'અણ', 'અણહું' ને 'અણહિં' એ પ્રત્યયો પણ હેત્વર્થના ગણ્યા છે (સૂ. ૪૪૧ અને વૃત્તિ). પણ 'એવ' મૂળે વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય છે, અને બાકીનાં ક્રિયાવાચક 'અણ' પ્રત્યય ('કરણ' વગેરેમાં છે તે) તથા તેનાં વિભક્તિરૂપો છે, અને હેત્વર્થ કૃદંત તરીકે પણ વપરાય છે. 'અણ' વાળાં રૂપો ઉપરથી મારવાડીનું 'કરણો', હિન્દી 'કરના', મગહી 'કરનૌ' વગેરે પ્રકારનાં સામાન્ય કૃદંત આવ્યાં છે.

## શબ્દસિદ્ધિ

આ વિભાગ નીચે મુખ્યત્વે નામિક અંગ સાધતા કૃત્ ને તદ્ધિત પ્રત્યયો તારવ્યા છે.

## કૃત્ પ્રત્યયો

આખ્યાતિક અગને કૃત્-પ્રત્યય લાગીને નામ કે વિશેષણ બને છે. બધા કૃત્-પ્રત્યયો પરપ્રત્યયો છે અને તે નીચે પ્રમાણે છે:

**અ.** ક્રિયાવાચક નામ સાધે છે. સ્ત્રીલિંગમાં 'અ'ને બદલે 'ઈ' ('ઇ') પણ હોય છે.

ઉદાહરણો : (પું. ન.) ઘુંટ, ચૂર, વંચ°, સિક્ખ.

(સ્ત્રી.) ઉદ્દ°, ઘત્ત, ધર, °આઇસ, મળ્લીસડી, સુહચ્છડી (સુહચ્છિઅ).

છેલ્લાં બે ઉદાહરણમાં સ્વાર્થિક 'ડ' ને 'અ' પ્રત્યય પણ છે.

**ઇર.** તાચ્છીલ્યવાચક : °જંપિર, ભમિર

**ઉઅં.** કર્તૃવાચક : પવાસુઅ.

**ણ.** અગ અને પ્રત્યય વચ્ચે સંયોજક 'અ' હોય છે.

ક્રિયાવાચક : °અબ્ભત્થણ, અત્થમણ, અસણ, અબણ, આલવણ, એચ્છણ, કરણ, ગિલણ, નિવડણ, પગ્ગિહણ, સુમરણ.

કર્તૃવાચક : °અબ્ભુદ્ધરણ, મગ્ગણ

તાચ્છીલ્યવાચક : (સ્વાર્થિક 'અ' સાથે) કુદ્દણય, બોલ્લણય, ભસણય, મારણય, રસણય.

## તદ્ધિત પ્રત્યયો

**પરપ્રત્યયો :**

**(ક) વિશેષણ-સાધક :** (૧) નામ ઉપરથી વિશેષણ (સ્વામિત્વવાચક) 'આય' : પરાય; 'ઇક' : બપ્પીકી (સ્ત્રી.); (મત્વર્થીય) 'આલ' : મુંજાલ; 'મ' (સ્વાર્થિક 'અ' સાથે) : વજજમા.

(૨) વિશેષણ ઉપરથી વિશેષણ—(અધિકતાવાચક) 'યર' : તુચ્છયર.

(૩) સર્વનામ ઉપરથી વિશેષણ—સ્વામિત્વવાચક 'આર' (સ્વાર્થિક 'અ' સાથે) : મહારય, તુહારય, અમ્હારય; (સાદૃશ્યવાચક) 'હ' (એકલો કે સ્વાર્થિક 'અ' સાથે) : જેહય, તેહ, કેહય; 'ઇસ' : અઇસ, જઇસ, તઇસ, કઇસ; (ઇયત્તાવાચક) 'ત્તુલ' : એત્તુલ, કેત્તુલ, જેત્તુલ, તેત્તુલ; (મહત્તાવાચક) 'વડ' : એવડ, જેવડ, તેવડ, કેવડ.

ન(ખ) **નામ-સાધક :** વિશેષણ કે નામ ઉપરથી ભાવવાચક નામ–'ઇમ' : ગહીરિમ, વંકિમ, સરિસિમ, મુણીસિમ; 'ત્તણ' (વિકલ્પે 'અ'થી વિસ્તારિત) : ઉણ્હત્તણ, તુંગત્તણ; વડુત્તણ; થિરત્તણય, વડ્ડત્તણય; પત્તત્તણ, 'પ્પણ'—વડુપ્પણ.

પુલ્લિંગ ઉપરથી સ્ત્રીલિંગ નામ—'ઇ' (સ્વાર્થિક પ્રત્યય 'અ'થી વિસ્તારિત 'ઇઅ' કે 'ઈ') વિશેષણને (ચંપાવણ્ણી, ગોરિ, કુમારી, તઇજ્જી, વંકી, મકણી), કૃદંતને (દિણ્ણી, રુદ્ધી, ગઇઅ, મુઇઅ, જોઅંતિ, ગણંતિ, ઉફ્ફાવંતિઅ), પ્રત્યયને (°ઇઅ, °ડિઅ) લાગ્યો છે.

ન(ગ) **ક્રિયાવિશેષણ-સાધક :** સર્વનામ ઉપરથી ક્રિયાવિશેષણ—(રીતિવાચક) 'મ' (કે 'વઁ') : એમ (એવઁ), ઇમ, જેવઁ, જિવઁ, તેવઁ, તિવઁ, કેમ (કેવઁ), કિવઁ, 'હ' : જિહ, તિહ, કિહ; 'ધ' : જિધ, તિધ: (સ્થળવાચક) 'ત્થ' : એત્થુ, જેત્થુ, તેત્થુ, કેત્થુ; 'ત્તુ'; જત્તુ, તત્તુ; (મર્યાદાવાચક) 'મ' : જામ, તામ; 'ઉઁ' : જાઉઁ, તાઉઁ; 'મહિં' : જામહિં, તામહિં

ન(ઘ) **સ્વાર્થિક :** 'અ' (સ્ત્રી 'ઇઅ') : ઘણો જ વ્યાપક છે. નીચેનાં અંગોને લાગ્યો છે :

વિશેષણ—અગ્ગલ, અપૂર, ઉજ્જુ, ઉણ્હ, ગરુ, તુચ્છ, નિઅ, બહુ, વહિલ્લ, અપ્પણુ, ઇત્ત, એહ, જેહ, તેહ, તેવડ્ડ, મહાર, કેર, તણ; કૃદંત-પ્રત્યય: વર્તમાનનો '°ન્ત', ભૂતકૃદંતનો '°ઇઅ', વિધ્યર્થકૃદંતનો '°એવ્વ', તાચ્છીલ્યવાચક 'ણ'.
સર્વનામ—અપ્પ, એક્કમેક્ક.
નામ—અગ્ગ, અગ્ગિઠ્ઠ, અન્ધાર, કસવટ્ટ, કુડીર, કુડુંબ, દડવડ, દવક્ક, પંગણ, ભડ, માહ, રઅ, વેગ્ગિઅ.
પ્રત્યય—°ડ, °ત્તણ
સ્ત્રીલિંગ—અક્કરત્તિઅ, કણિઅ, ગોરિઅ, મુણાલિઅ, મુંડમાલિઅ, મહિઅ, (ભૂતકૃદંત) ગઇઅ, મુઇઅ; વર્તમાન કૃદંતનો 'ન્તિઅ' પ્રત્યય.
'ઇઅ' : અવરાહિઅ.
'ઉઅ' : બહિણુઅ (સ્ત્રી.)
'ઉડ' ('અ'થી વિસ્તારિત) : બપ્પુડય વકુડય.
'ઉલ્લ' ('અ'થી વિસ્તારિત) : કુડુલ્લી (સ્ત્રી.) ચૂડુલ્લય; 'બલુલ્લડય'માં 'ઉલ્લ' + 'ડ' + 'અ' એ સાથે છે.

'ડ' : સ્વાર્થિક 'અ' ની સાથે જોડાઈને આ પ્રત્યય ઘણુંખરું 'ડય' ( કે 'ડા' ) રૂપે મળે છે. સ્ત્રીલિંગ 'ડ', 'ડિય' ( પ્રાકૃત 'ડિયા' ) કે 'ડી'. નીચેનાં અંગોને તે લાગેલો છે: કન્ત, ગોટ્ઠ, દિઅહ, દૂઅ, દેહ, નેહ, પચ્છાયાવ, પારક્ક, મણિઅ, મારિઅ, મિત્ત. મોક્કલ રન્ન, રૂઅ, સંદેસ, હત્થ, હિઅ, હુંકાર; ( સ્ત્રીલિંગ ) અમ્મ, અંત્ર, ગોર, ધૂલિ, નિદ્દ, પરિહાસ, બુદ્ધિ, ભંતિ, મબ્ભીસ, મુદ્દ, રત્તિ, વત્ત, સુહચ્છિ.

આમાં 'મણિઅડા'માં 'અડય' પ્રત્યય છે. 'બલુલ્લડા'માં 'ઉલ્લડય'.

પૂર્વપ્રત્યયો :

અ. નઅર્થક : અગલિઅ, અચિંતિઅ, અડોહિઅ, અપ્પિઅ, અલહંતિઅ.
સ. સહાર્થક : સકણ્ણ, સગેસ, સલજ્જ, સસણેહી.
સુ. પ્રાશસ્ત્યવાચક; સુઅણ, સુપુરિસ, સુભિચ્ચ, સુવસ.

## ૪. લિંગપરિવર્તન

તદ્ભવોનું મૂળ સંસ્કૃતમાં હતું તે લિંગ પ્રાકૃતમાં અને વિશેષે અપભ્રંશમાં બદલાતું રહ્યું છે. અંત્ય સ્વરનું સાદૃશ્ય કે પર્યાયનો પ્રભાવ આમાં પ્રધાનપણે કારણભૂત હોય છે. ૪૪૫મા સૂત્રમાં હેમચંદ્રે લિંગપરિવર્તનની નોંધ લીધી છે. ત્યાં પુંલ્લિંગનું નપું. ( 'કુંભઇં' ), નપું.નું પુંલ્લિંગ ( 'અબ્ભા લગ્ગા' ) ન.પું.નું સ્ત્રીલિંગ ( 'અંત્રડી' ) અને સ્ત્રીલિંગનું નપું ( 'ડાલઇં' ) એ ઉદાહરણો આપેલાં છે. 'તેવડ્ડું' (૩૭૧), 'ખલાઇં' ( ૩૩૪ )માં પુંલ્લિંગને બદલે નપુંસકલિંગ, 'સોએવા,' 'જગ્ગેવા,' 'વારિઆ' . (૪૩૮-૩) માં, તેમ જ 'ફલ', 'લિહિઆ' (૩૩૫), 'નયણ' (૪૨૨-૬), 'વણ્ણ' (૩૬૪) વગેરેમાં નપું. ને બદલે પુંલિંગ રૂપ છે. 'ગુપ્પિ' (૪૩૨) અંત્ય સ્વરને કારણે સ્ત્રીલિંગ બન્યું છે. હિન્દીમાં પુંલિંગ–નપુંસકલિંગનો ભેદ લુપ્ત થયો છે, અને હિન્દી તેમ જ ગુજરાતી અનેક તદ્ભવોનાં લિંગ મૂળ સંસ્કૃતથી જુદાં છે તે આ વલણનું જ પરિણામ. પછીથી સ્ત્રીલિંગ લઘુતાના ભાવનું વાચક બની ગયું છે. તેની શરૂઆત 'અંત્રડી' (=નાનું આંતરડું ) જેવામાં જોઈ શકાય છે.

## ૫.ક. નામિક રૂપતંત્ર

પહેલા ને બીજા પુરુષ સર્વનામોને બાદ કરતાં બાકીના સર્વનામોનાં રૂપાખ્યાન પણ કોઈક અપવાદે સંજ્ઞાના રૂપાખ્યાન જેવાં જ છે, એટલે સંજ્ઞા, વિશેષણ ને સર્વનામ સૌનાં રૂપાખ્યાનનું આ વિભાગમાં જ નિરૂપણ કર્યું છે

## અકારાન્ત પુંલ્લિગ

૧/૧. ૧. 'ઉ' પ્રત્યય: અહરુ ( અહર- ), ગંકરુ ( ગંકર- ), નિગ્ગઉ ( નિગ્ગય- ) ઘડિઅઉ ( ઘડિઅય- ); તે જ પ્રમાણે માણુ, વિહાણુ, લક્ખ, મિલિઅ, પત્ત, કમલ, તણુ, સાયર, જુત્તય, જય, સન્ન, ચૂર, ઘાય, કંત વગેરે ઉપરથી,

'આ' પ્રત્યય: અકિઆ, અમ્હારા, કંચુઆ, ગરુઆ, ઝુંપડા, ઢોલ્લા, દટ્ઠા, દીહા, દેસડા, નેહડા, પચ્છાયાવડા, *બલુલ્લડા, ભગ્ગા, ભલ્લા, મહારા, મારિઆ, વડ્ડા, વારિઆ, વિસમા, વેગ્ગલા, સામલા, સીઅલા, હુઆ.

૧/૨. ૨. અપ્રત્યય: ખગ્ગ, પલ્લવ, ગુણ, કર, વિસમ, થણ, દેસ, કુંદ, સમ, ઘર, મણોરહ, ભોગ.

'આ' પ્રત્યય: અદ્ધા, અપ્પણા, ગોઢડા, ઘણા, ઘોડા, ચડિઆ, જાયા, તણા, દિઅહા, દિઅહડા, દિટ્ઠા, દિણ્ણા, નિમિઆ, પયડા, મુઆ, વલયા, રત્તણા, ગંતા, સિદ્ધત્થા.

૩/૧. 'એં' પ્રત્યય: અપ્પેં, અહરેં, *ઉડ્ડાણેં, કજ્જેં, *કૂખેવે, તે, દઇએં, દઇવેં, મચ્છેં, વાએ, હત્થેં; કેરએઁ, પિએઁ, ગંદેસેઁ, હુંકારડએઁ;

'ઇં' પ્રત્યય: નિચ્ચઇઁ ( ૩૫૮-૧ ).

'એણ' ( 'એંણ', 'ઇણ' ) પ્રત્યય: ખગ્ગેણ ( ખગ્ગ- ); તે જ પ્રમાણે કવણ, જણ, નહ, પવગંત, કુટ્ટણઅ, મોકકલડ, વાસ, સય, સિર : એ અંગો ઉપરથી; કોઁણ, તુહારેંણ, પાણિએંણ; ખગ્ગિણ, પસિણ, સરિણ.

*ઉદાહરણવાર રૂપો: ઢોલ્લા, સામલા (૩૩૦/૧), દીહા.વારિઆ (૩૩૦/૨), ગરુઆ (૩૪૦ ૨), સીઅલા (૩૪૩/૧), દટ્ઠા (૩૪૩/૨), અમ્હારા (૩૪૫), ભલ્લા હુઆ, મારિઆ, મહારા, ભગ્ગા (૩૫૧). નેહડા (૩૫૬), વેગ્ગલા (૩૭૦/૪), લહુઈહૂઆ (૩/૪), વિસમા (૩૯૫/૪), અકિઆ (૩૯૬/૪), દિઅહા રૂસણા (૪૧૮/૪), દેસડા, (૪૧૮/૬), ઝુંપડા (૪૧૮/૭), પચ્છાયાવડા (૪૨૪) બલુલ્લડા (૪૩૦/૩), કંચુઆ (૪૩૧/૧), સોએવા, વારિઆ, જગ્ગેવા (૪૩૮/૩), અમ્સા, લગ્ગા, એહા (૪૪૫/૨) કુલ વીસ ઉદાહરણોમાં પ્રથમા એકવચનનું પું ન. આકારાન્તરૂપ છે. ૩૪૦/૨, ૩૪૩/૧, ૩૫૬ અને ૩૮૪ માં આકારાન્ત અને ઉકારાન્ત રૂપ સાથોસાથ મળે છે. જુઓ આલ્સડોર્ફ, અપભ્રંશ સ્તુદીન, પૃ. ૧૦ નોંધ ૧, ૨,

'આ' પ્રત્યય : ઢોલ્લા પદિઆ, મિત્તડા હિઅડા, હિઆ.

૮/૨. 'હોં' પ્રત્યય . તરણુહોં, લોઅહોં
આમા 'ઉ' સંસ્કૃતના પ્ર એ વ. ના સંધિરૂપમાથી નિષ્પન્ન પ્રાકૃત '°ઓ' માથી ( જન > જનો > જણો > જણુ ), 'ઉ' દ્વિ. એ વ 'મન > 'મનો' > 'મણો' > 'માણુ' જેવા પ્રકાર ઉપરથી તથા '°અ' ના 'ઓ' જેવા ઉચ્ચારણ પરથી એ' < '° એણ', હિં' < '°ભિ', 'હોં', 'હુ' < '°સ' ('મનસ' જેવાનો), 'હે' < '°સે' < '°મ્મે' ( 'તમ્મૈ' વગેરેનો; પછી ચતુર્થી / ષષ્ઠી / પચમીનુ ક્ષેત્ર એકરૂપ ), હૂં' < '°સામ્' ( 'મનસામ્' વગેરેનો ) અને સંબો ધ ન 'હો' < 'સ.' ( 'સુમનસ' વગેરેનો ) એ રીતે ઉદ્ભવ્યા છે

## અકારાન્ત નપુંસકલિંગ

પ્રથમા દ્વિતીયા સિવાય પુંલ્લિંગથી જુદા પ્રત્યયો નથી, પ્ર દ્વિ એકવ મા પણ સાદુ અંગ હોય ત્યા પુંલ્લિંગમા છે તે જ પ્રત્યયો છે પણ સ્વાર્થિક 'અ' પ્રત્યયવાળુ અંગ હોય ત્યાં વિકલ્પે હૂઁ' પ્રત્યય લાગ્યો છે. બહુવચનમા પણ પુંલ્લિંગની જેમ થતા રૂપ ઉપરાંત 'ઇં' પ્રત્યયવાળા રૂપ પણ છે 'ઇં' ના પૂર્વવર્તી 'અ' નો વિકલ્પે આ' થાય છે

૧/૨. એકવચન 'અગ્ગલઉં' અને એ પ્રમાણે નીચેના અંગોમાથી .
અપ્પણય ઉવ્હય, એક્કમેક્ક્ય, એહય, કિઅય, કુડુલય, °છ દય, તણય, તુચ્છય, તેવડ્ડય, થિગ્ગત્તણય દિટ્ઠય પસરિઅય, બોલ્લિઅય, ભગ્ગય, વન્દય, વિઢત્તય, વુત્તય, હિઅય હિઅડય

નાગ્ગિઆ', જગ્ગેના' સોએવા' પુલ્લિંગ પ્રમાણે છે 'સ વલિઅ પ્રાકૃત રૂપ છે

૧/૨ બહુવચન 'કમલઇં' અને એ જ પ્રમાણે નીચેના અંગોમાથી :
અલિ ઉલ કુલ ખડ, ડમર, નિચ્ચિંત, પન્ન, ફલ, મણોરહ, લોઅણ, મર;
'કુનાઇં' અને એ જ પ્રમાણે નીચેના અંગોમાથી
ખલ, °ગંડ, રયણ વડુ, વનણ વિગુત્ત સય, હરિણ
'દલ'. 'રયણ' વગેરે તથા 'લિહિઆ,' વડ્ડા' વગેરે પુલ્લિંગની જેમ
'અઇં', 'આઇં' ના મૂળમા સ. '°આનિ' છે.

## ઇકારાન્ત/ઉકારાન્ત પુંલ્લિંગ નામો

૧/૨. ૧. અને ૨. અપ્રત્યય : સામિ, કેસરિ, મુણિ કડુ.

૩/૧ 'એँ' પ્રત્યય : અગ્ગિએँ; 'ણ' પ્રત્યય : અગ્ગિણ; અનુસ્વાર : અગ્ગિં. 'મતે' (૪૪૧. ૨) મા પ્રત્યય પહેલાં અંગનો અંત્ય સ્વર લુપ્ત થયો છે.

૩. ૨. 'હિँ' પ્રત્યય : બિહિँ.

૫. ૧ 'હેँ' પ્રત્યય : ગિરિહેँ, તરુહેँ.

૫. ૨. 'હુઁ' પ્રત્યય : સામિહુઁ, તરુહુઁ

૪/૬. ૨. 'હુઁ' પ્રત્યય : તરુહુઁ; સઉણિહુઁ.

૭. ૧. 'હિ' પ્રત્યય : કલિહિ.

૭. ૨. 'હિँ' પ્રત્યય : નિહિँ; 'હુઁ' પ્રત્યય : દુહુઁ.

## સ્ત્રીલિંગ

૧/૨. ૧. અપ્રત્યય · ધણ, રેહ, મુદ્ધ, સિલ, ભલ્લિ, કિત્તિ, પઇટ્ઠિ, દિણ્ણી, વંકી.

૧/૨. ૨. અપ્રત્યય : ઉદાહૃત પદ્યોમાં આવતુ નથી અન્યત્ર મળે છે 'ઉ' (કે 'ઓ') પ્રત્યય—જજ્જરિઆઉ, જજ્જરિઆઓ, અંગુલિઉ, ઘુગ્ઘિઉ, સલ્લઇઉ, વિલાસિણિઓ. 'ભન્તિઉ' માં પૂર્વવર્તી 'અ' લુપ્ત થયો છે.

૩/૧. 'એँ' પ્રત્યય—ચંદિમએँ, જાઇટ્ઠિએँ, નિદ્દએँ, કંતિએँ.

૩/૨. 'હિँ' પ્રત્યય– દિંતહિँ, સરિહિँ.

૫/૧. 'હેँ' પ્રત્યય—માલહેँ.

૫/૨. 'હુ' પ્રત્યય—વયંસિઅહુ.

૪/૬ ૧. 'હેँ' પ્રત્યય—અલડ઼ંતિઅહેँ, જંપિરહેँ, તહેँ, તિસહેँ, ધણહેँ, મજ્ઝહે, નિવાસહેँ, મુદ્ધહેँ, હાસહેँ; જોઅંતિહેँ, મેલ્લંતિહેँ, રોમાવલિહેँ; કંગુહેँ.

'ગણંતિએँ' (૩૩૩) પ્રાકૃત છે.

૪/૬. ૨. 'હુ' પ્રત્યય · વયંસિઅહુ; 'હુઁ' પ્રત્યય : માયહુઁ

૭/૧. 'હિँ' પ્રત્યય : એક્કહિँ, ઉજ્જેણિહિँ, ગિદ્ધિહિँ, વારાણસિહિँ, સલ્લઇહિँ, સંધિહિँ; 'હિ' પ્રત્યય : મહિહિ.

૭/૨. 'હિં' પ્રત્યય દિગ્મિહિં.

૮/૧. અપ્રત્યય હિઅ, ધણિ, પુત્તિ બહિણિ, સહિ, ગોરિ,

'એ' પ્રત્યય અગ્ગિએ, બહિણએ, સહીએ;

'ઇ' પ્રત્યય અગ્ગિ, મુદ્ધિ

૮/૨. 'હો' પ્રત્યય તરુણિહો

સંબોધન એકવચનનો 'અ' 'ગોરિએ' મા ઉચ્ચારણ દીર્ઘ થયો છે 'હે' નું મૂળ 'સ્યૈ' મા (તસ્યૈ > તસ્સ > તસે > તહે એવા ક્રમે) છે.

## પહેલો ને બીજો પુરુષ સર્વનામ

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | પહેલો પુરુષ | બીજો પુરુષ | પહેલો | બીજો પુરુષ |
| ૧ | હઉં | તુહું | અમ્હે, અમ્હઇં | તુમ્હે, તુમ્હઇં |
| ૨. | મઇં | તઇં, પઇં | ,, ,, | ,, ,, |
| ૩. | ,, | ,, ,, | અમ્હેહિં | તુમ્હેહિં |
| ૪/૫/૬. | મહુ, મજ્ઝુ | તુહ, તઉ, તુજ્ઝ તુધ્ર | અમ્હહં | તુમ્હહં |
| ૭ | મઇં | તઇં, પઇં | અમ્હાસુ | તુમ્હાસુ |

છંદને કારણે 'અમ્હહં' નું 'અમ્હાહં' થયું છે

## અન્ય વિશિષ્ટ સાર્વનામિક રૂપો

| | પ્રત્યય | અંગ | રૂપ |
|---|---|---|---|
| પ્રથમા/દ્વિતીયા એકવ. | | જ, ત (નપું) | ધ્રુ, ત્રં. |
| ,, ,, બહુવ | એ (અ, ઇ) | ત, એ, ઓ | તે, તેં, તિ; એઇ, ઓઇ, |
| પંચમી એકવ | હાં | જ, ત, ક | જહાં, તહાં, કહાં |
| સપ્તમી | હિં | જ, ત, ક, અન, એક્ક | જહિં, તહિં, કહિં, અન્નહિં, એક્કહિં. |

'એ' નું પું ૧/૨ એકવમાં 'એહો'; નપું. ૧/૨ એકવમાં 'એહુ' અને ષષ્ઠી એકવમાં 'આ' અંગવાળાં 'જાસુ', 'તાસુ', 'કાસુ' એવાં રૂપ થાય છે ઉપરાંત પ્રાકૃત સમયથી પ્રચલિત રૂપો પણ વપરાય છે સ્ત્રીલિંગ અંગો અકારાંત કે આકારાંત હોય છે—'જ', 'જા', 'ત', 'તા' વગેરે

## અનુગો

વિભક્તિપ્રત્યયોથી દર્શાવાતા અર્થસંબંધોનો કોઈ છાયાવિશેષ, અથવા તો જુદો જ અર્થસંબંધ દર્શાવવા સંસ્કૃતમાં અમુક રૂપો ખાસ વપરાતાં. એવાં રૂપોનો વપરાશ મધ્યમ ભારતીય-આર્યમાં વધતો ગયો. અર્થદૃષ્ટિએ તેવા શબ્દો મૂળથી દૂર ખસતા ગયા, અને વ્યક્તિતાની દૃષ્ટિએ બીજા શબ્દોને પડખે ગૌણ બનતા ગયા. ધીમે ધીમે વિભક્તિપ્રત્યયોનું કાર્ય ને સ્થાન આ અનુગો લેતા ગયા. ભિન્નભિન્ન વિભક્તિઓના અલગ અલગ પ્રત્યયો ધ્વનિપરિવર્તનને પરિણામે એકરૂપ બનતાં જ્યારે અર્થગૂંચવાડો થવા લાગ્યો, ત્યારે અનુગો દ્વારા તેમાથી રસ્તો કઢાતાં તેમનો વપરાશ વધતો ગયો. પ્રાકૃત કરતાં અપભ્રંશમાં નવનવા અનુગો ચલણી બન્યા. હેમચંદ્રનાં ઉદાહરણોમાં તે બંને રીતે વપરાયા છે: નામિક અંગ સાથે સમસ્ત રૂપે, તેમ જ વિભક્તિપ્રત્યયને યોગે. તેમની યાદી નીચે પ્રમાણે:

'સાથે' અર્થમાં: **સમાણુ** (સં. 'સમાન'; સં. 'સમમ્'='સાથે' ને અનુસરીને)—
(સમસ્ત) 'પયરક્ખસમાણુ' ૪૧૮.૩; (તૃતીયાને યોગે)
'પુપ્ફવઇહિં સમાણુ' ૪૩૮.૩
**સહું** (=સં. 'સહ') ૪૧૯.૫, ૩૫૬.

'વિના' અર્થમાં: **વિણુ**. (સં. 'વિના'). (તૃતીયાને યોગે). ૩૫૭.૩, ૩૮૬.૧, ૪૨૧.૧, ૪૪૧.૨.

'માંથી' અર્થમાં: **હોંતઉ** (='હો'નું વર્ત. કૃ.), (પંચમીને યોગે). ઉદાહરણો સૂત્ર ૩૫૫, ૩૭૨.૧, ૩૭૩.૧, ૩૭૯.૧ ને ૩૮૦.૧ નીચે.
**ઠિઉ** (સં. 'સ્થિત') સમસ્ત—'હિઅયટ્ઠિઉ જઇ નીસરહિ' ૪૩૯.૪ = 'જો હૃદયથી—હૃદયમાથી નીસરે'. 'અમ્હાસુ ઠિઅં' (૩૮૧) અને 'તુમ્હાસુ ઠિઅ' (૩૭૪) એમાં 'ઠિઅ' અનુગરૂપે છે કે 'રહેલું' અર્થે, તે સંદર્ભ વિના નક્કી ન થાય.

'માટે' અર્થમાં: **કેહિં** (સં. 'કૃતે', પ્રા. કએ, કએહિં), **તેહિં**, **રેસિં**, **રેસિ** (*'રેસ'? નું તૃ. એકવ.) અને **તણેણ** ('તન'–'તણ' નું તૃ. એકવ.) (ષષ્ઠીને યોગે). ઉદાહરણ સૂત્ર ૪૨૫ નીચે.

'સંબંધી' અર્થમાં: **કેરઉં** (ન. કેરઉં, સ્ત્રી; કેરી; સં 'કાર્ય'?) અને **તણઉ** (ન. તણઉં, સ્ત્રી. તણી; સં. '°તન'?), (ષષ્ઠીને યોગે). જુઓ

સૂત્ર ૪૨૨ (૨૦, ૨૧) તથા ૩૬૧.૧, ૩૭૩.૨, ૩૭૯.૫. અર્વા. ગુજરાતી કાવ્યભાષામાં 'કેરું' 'તણું' જીવતા છે.

## ઙ. પ્રયોગો

૧. વર્તમાન કૃદંત પ્રથમા એકવચનનું રૂપ ક્રિયાતિપત્ત્યર્થે વપરાય છે. जइ भग्गा घरु एंतु ૩૫૧ 'જો ભાગીને ઘરે આવત.' जइ ससि छोल्लिंतु तो मुहकमलि सरिसिम लहंतु ૩૯૫. ૧ 'જો ચંદ્ર છોલવામાં આવ્યો હોત, તો મુખકમળની સાથે સમાનતા પામત.'

વર્તમાન કૃદંતનો આવો અર્થ પ્રાકૃત ભૂમિકાથી જ વિકસી ચૂક્યો હતો. હેમચંદ્રે પ્રાકૃત વિભાગમાં (સૂત્ર ૮.૩.૧૮૦) આ વાત નોંધી છે. અર્વાચીન ગુજરાતીમાં પ્રયોગ જીવંત છે.

૨. 'ણુ' પ્રત્યયથી સાધિત ક્રિયાનામ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. એચ્છણુ ૩૫૩, કરણુ ૪૪૧.૧.

૩. 'વ' પ્રત્યયથી સાધિત વિધ્યર્થ કૃદંત હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. દેવં ૪૪૧.૧.

**વિભક્તિપ્રયોગો.**

૪. **તૃતીયા.** નિરપેક્ષ ('ઍબ્સોલ્યુટ') રચનામાં:

पुत्तें जाए कवणु गुणु ૩૯૫.૬ 'પુત્ર જનમ્યે શો લાભ?'
पुत्तें मुएण कवणु अवगुणु ,, 'પુત્ર મર્યે શું નુકસાન?'
पिए दिट्ठें सुहच्छडी होइ ૪૨૩.૨ 'પ્રિય દીઠે (=દેખ્યે) સુખશાતા થાય છે'

૫. ચતુર્થી/ષષ્ઠી. (૨) નિરપેક્ષ રચનામાં:

पिअहो परोक्खहों निद्दडी केवँ ૪૧૭.૧ 'પ્રિયતમ આંખથી દૂર હોતે છતે નિદ્રા કેવી?'

(૨). વર્તમાન કૃદંતવાળી નિરપેક્ષ રચનામાં:

पिअ जोअंतिहें मुह-कमलु ૩૩૨.૨ 'પ્રિયતમનું મુખકમળ જોતાં.' एहउँ चिंतताहँ ૩૬૨ 'એ ચિંતવતાં.' जाहँ अवरोप्परु जोअंताहँ ૪૦૯ 'જેમના અરસપરસ જોતા'. देंतहो हउँ उव्वरिय, जुज्झंतहों करवालु ૩૭૯.૨ 'દેતાં હું ઊગરી, યુદ્ધ કરતા તલવાર'.

અર્વાચીન ગુજરાતીમાં 'બોલતાં, કરતા, ફરતા' વગેરેમાં દેખાતી રચનામાં આ પ્રયોગ ઊતરી આવ્યો છે.

(૩) 'પ્રત્યે' 'તરફ' અર્થે : कुंजरु अन्नहँ तरुअरहँ कोड्डेण घल्लइ हत्थु ૪૨૨.૯ 'હાથી બીજા તરુવર તરફ તો કુતૂહળથી સૂંઢ ફેંકે છે.'
सिरु ल्हसिउ खंधस्सु ૪૫૫.૩ 'શિર ખાંધ તરફ ઢળ્યું છે'.
साहु वि लोउ सत्थावत्थहँ आलवणु करेइ ૪૨૨.૨૨ 'સ્વસ્થ અવસ્થા વાળા પ્રત્યે (=ની સાથે) તો સૌ લોક બોલે.'

(૪) 'ણ' પ્રત્યયથી સાધિત ક્રિયાનામનું ષષ્ઠીનું રૂપ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. अक्खणहँ ૩૫૦.૧, भुंजणहँ ૪૪૧.૧.

(૫) નીચેના ક્રિયાપદોને યોગે :

તુલના અને અનુકરણવાચક : 'ઉવમિઅ'—सीहहों उवमिअइ ૪૧૮.૩ 'સિંહ સાથે સરખાવાય છે'. 'અણુહર'— सुपुरिस कंगुहे अणुहरहिँ ૩૬૭.૪ 'સત્પુરુષ કાંગને મળતા આવે છે'. ससि पिअहों अणुहरइ ૪૧૮.૮ 'ચંદ્ર પ્રિયતમને મળતો આવે છે'. 'ઝા'—तत्तस्सु झाएविणु ૪૪૦ 'તત્ત્વનું ધ્યાન ધરીને'. પણ छम्मुहु झाइवि ૩૩૧માં 'ઝા' દ્વિતીયાને યોગે વપરાયો છે. 'ગણ્'– ताण गणतिएँ ૩૩૩ તેમને ગણતાં.'

૬. સપ્તમી. (૧) નિરપેક્ષ રચનામાં :

अवसरि निवडिअइ ૩૫૮.૨ અને એવી જ રીતે ૩૭૦.૩, ૩૮૩.૨, ૩૯૬.૨, ૪૦૬.૨, ૪૧૮.૮, ૪૨૨.૧૨ ને ૪૨૭.૧ એ ઉદાહરણોમાં.
(૨) 'ણ' પ્રત્યયથી બનેલા ક્રિયાનામનું સપ્તમીનું રૂપ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે : भुजणहिँ ૪૪૧.૧

૭. ઇતર વિશિષ્ટ પ્રયોગો. હેત્વર્થ કૃદંત સાથે न અને जा નાં રૂપ મૂળ ક્રિયાની અતિદુષ્કરતા કે કરવાની અશક્તિનાં વાચક છે. त अक्खणउँ न जाइ ૩૫૦.૧ 'તે કહ્યું જતું નથી'; सुहु भुंजणहिँ न जाइ ૪૪૧.૧ 'સુખ ભોગવ્યું જતું નથી' (='ભોગવી શકાતું નથી). અર્વા. ગુજરાતી તથા હિન્દીમાં આ પ્રયોગ જીવંત છે, અને न વિનાની રચના હિન્દીમાં કર્મણિ રચના તરીકે સ્થિર થઈ છે. ઉપરાંત 'બલિ કિજ્જઉં', 'ભલ્લા હુઆ', 'ન–વિ તિલતાર', 'એકકહિં અક્ખિહિં સાવણુ અન્નિહિં ભદ્દવઉ', 'હાઉ ફેડઇ',

'વડ્ડા ઘર', 'દઢ-કલેવર', 'અહો મુદ્ધ', 'કજ્જેં કવણેણ', 'સુદ્ધુ થક્કેઇ', 'અમ્હણુ લાઇવિ', 'મઇં જાણિઉં', 'ઘર હોઇ', 'પૃચ્છિઅ આસ', 'કાઇઁ ગોરિઅએણ', 'પચ્છિ પડહિં', 'કવણુ ગુણુ', 'મણોરહ વહઇ', 'જેહુ તેહુ', 'જેત્થુ-વિ, તેત્થુવિ' 'અંતરુ દેઇ', 'ન ભંતિ', 'ન એમ ન તેમ્વ', 'વિમ્હઇ પાડિઉ', 'સાવ-સલોણી', 'જહિં કહિં-વિ', 'કહિં...કહિં', 'જઇ પરમત્થુ પુચ્છહ', 'અપૂરઇ કાલિ', 'મમ્ભીસડી દેઇ', 'જાઇટ્ઠિઆ', 'ઉટ્ઠ-બઇસ કરાવિઆ', 'કઉ નાઉં', 'ધૂલડિઆ-વિ ન દિટ્ઠ', 'પિઆસ છિજ્જઇ', 'એત્તહેં તેત્તહેં', 'કિં અબ્ભિ ચડાઉં' વગેરે રૂઢોક્તિઓ મોટે ભાગે અપભ્રંશ વાગ્વ્યાપારમા વિકસેલી વિશિષ્ટતાઓ છે, અને તેમનો ઠીક ઠીક અશ ગુજરાતી, હિન્દી આદિ અર્વાચીન ભાષાઓમાં હજી જળવાઈ ગયો છે.

## ઉપસંહાર

આ પૃથક્કરણથી પ્રાપ્ત સામગ્રીમા 'પ્રાચીન' અને 'આર્વાચીન' તથા ભિન્નદેશીય લક્ષણોની સેળભેળ વરતાઈ આવે છે. આધારભૂત ઉદાહરણોનાં મૂળ સ્થળકાળની દૃષ્ટિએ વિવિધ હતા એ એનુ કારણ છે.

વ્યંજનોના લોપને બદલે ઘોષત્વનુ વલણ તથા ઋકાર અને સંયુક્ત પરવર્તી રકાર તથા જકાર જાળવી રાખવાનું વલણ અપેક્ષાએ પ્રાચીનતાસૂચક છે. બીજે પક્ષે સંયુક્ત વ્યંજનોના એકત્વનુ વલણ અપેક્ષાએ આર્વાચીનતાસૂચક છે.

સ્વરમધ્યવર્તી म् ને व ની તથા સયુક્ત પરવર્તી र् ની જાળવણી, સકારવાળુ ભવિષ્ય અગ, જવાળું ભવિષ્યઆજ્ઞાર્થ અંગ, આજ્ઞાર્થ બીજા પુ. એકવ. નો इ, ભૂતકૃદંતનો इअय, સંબધક ભૂતકૃ. નો इउ, હેત્વર્થનો एव, વિધ્યર્થકૃ. નો एव्वय ને પુંલિંગ પ્રથમા એકવ.નો °अउ એ પ્રત્યયો તથા નપુંસકલિંગનાં રૂપો : આ લક્ષણો પાછળથી ગુજરાતીની વિશિષ્ટતા બન્યાં છે. તો સામે પક્ષે, સ્વરમધ્યવર્તી म् નો वँ કે લોપ તથા व નો લોપ, સંયુક્ત પરવર્તી र् નુ સારૂપ્ય, हકારવાળું ભવિષ્ય-અંગ, સંબધક ભૂત કૃ. નો इ, હેત્વર્થ તરીકે વપરાતાં 'ણુ' પ્રત્યયવાળાં રૂપ, પુંલ્લિગ પ્રથમા એક. નો आ તથા નપુંસકલિંગનો અભાવ : આ લક્ષણો પાછળથી વ્રજ, ખડી બોલી વગેરેના પશ્ચિમી હિંદી ભાષાજૂથની વિશિષ્ટતા બન્યાં છે.

હેમચન્દ્રના ઉદાહરણોમા કેટલાક 'મિશ્ર' લક્ષણો ધરાવતા પદ્યો પણ છે, જેમા પુ. પ્રથમા એકવ. ના अउ ને આ વાળા ભિન્નદેશીય રૂપો સાથેસાથ વપરાયા છે બોલીલક્ષણોની દૃષ્ટિએ હેમચન્દ્રીય ઉદાહરણોની ભાષાને વધુ સૂક્ષ્મતાથી તપાસવી જોઈએ.

પણ ઉપર તારવેલી હકીકતો પરથી એટલુ તો જોઈ શકાશે કે હેમચન્દ્રીય ઉદાહરણોના અપભ્રશને પ્રાચીન ગુજરાતી, પ્રાચીન મારવાડી કે પ્રાચીન હિન્દી કહેવી એ એકાંગી અને અશાસ્ત્રીય છે એ ઉદાહરણોમા ઉક્ત ત્રણે ભાષાઓની કેટલીક લાક્ષણિકતા બીજરૂપમા ધરાવતા પદ્યો છે એવુ વિધાન કરીએ તો જ તે વસ્તુસ્થિતિને અનુરૂપ ગણાશે



# હેમચંદ્રીય અપભ્રંશ ઉદાહરણોની અર્થચર્ચા

હેમચંદ્રે ઉદ્ધૃત કરેલા અપભ્રશ ઉદાહરણોનો અર્થ અનેક કારણે અનેક સ્થળે અશત અસ્પષ્ટ, અજ્ઞાત કે મતભેદનો વિષય રહ્યો છે. પ્રાચીનોમા ત્રિવિક્રમ, ઉદયકલશગણિ વગેરેએ તથા અર્વાચીનોમા પિશેલ, ગુલેરી, દેસાઈ, વૈદ્ય, આલ્સ્ડોર્ફ, દિ વ્રીમ વગેરેએ–ખાસ કરીને છેલ્લા બેએ ચિંત્ય સ્થાનોનું અને ઝીણવટથી— અર્થવિવરણ કર્યું છે. તેમાથી કેટલીક ગૂંચો ઉકેલવાનો અહીં પ્રયત્ન છે. સંદર્ભસૂચિ નીચે પ્રમાણે છે. (ઉદાહરણનો નિર્દેશ સૂત્રાનુસાર છે) :


પિશેલ : હેમચંદ્રસ ગ્રામાતિક દેર પ્રાકૃત–સ્પ્રાકન, ભાગ–૧ (૧૮૭૭), ૨ (૧૮૮૦)

,, : માતેરિઆલીન ત્સુર કેન્ત્નીસ દેસ અપભ્રશ (૧૯૦૨)

ગુલેરી (ચદ્રધર શર્મા) · પુરાની હિંદી (મૂળ પ્રકાશિત : નાગરી પ્રચારિણી પત્રિકા, નવીન સંસ્કરણ, ભાગ ૨, ૧૯૨૨; પુસ્તકાકારે ૧૯૪૮; પૃ. ૧૫૧–૨૫૫)

દેસાઈ (મોહનલાલ દલીચદ) : જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧ (૧૯૨૬), પ્રસ્તાવના પૃ. ૧૨૮–૧૮૪.

વૈદ્ય (પરશુરામ લક્ષ્મણ) : પ્રાકૃત વ્યાકરણ (૧૯૨૮)

વૈદ્ય ( ,, ,, ) : પ્રાકૃત ગ્રામર ઑવ ત્રિવિક્રમ (૧૯૫૪)

આલ્સ્ડોર્ફ (લુડ્વિશ ): અપભ્રશ-સ્તુદીન (૧૯૩૭)

દિ વ્રીસ (કે.) : અપભ્રશ સ્ટડીઝ (જર્નલ ઑવ દ. અમેરિકન ઑરિએન્ટલ સોસાયટિ, ૭૪. ૧૯૫૪, ૧–૫, ૧૪૨–૧૪૬)

સ્વકૃત : અપભ્રંશ વ્યાકરણ (૧૯૬૦)


૩૩૯

તણહેં તઇજ્જી ભગિ ન–વિ, તે અવડ-યડિ વસંતિ
અહ જણુ લગ્ગિવિ ઉત્તરઇ, અહ સહ સઇં મજ્જંતિ

ત્રિવિક્રમમાં 'તે' પાઠાંતર પણ છે. અન્યત્ર 'તં' છે, જે ઉદયસૌભાગ્યગણી, પિશેલ, આલ્સ્ડોર્ફ, વૈદ્ય, ગુલેરી, દેસાઈ, દિ ગ્રીમને માન્ય છે. ઉપરાંત આલ્સ્ડોર્ફ 'સહ સઈં' ને બદલે 'સહસઈં' (= સહસ્રાનિ, 'હજારો') લેવાનું સૂચવે છે. ઉદાહરણરૂપ દુહો એક અન્યોક્તિ છે, અને તેનો ભાવાર્થ સ્પષ્ટ ન પકડાવામાં 'તે' ને બદલે 'તં' પણ કારણભૂત છે. પ્રસ્તુત અર્થ છે સંગ્રામ ખેલતા વફાદાર સુભટોનોઃ સ્વામીભક્ત સૈનિકોને માટે રણસંગ્રામમાં એ જ ગતિ હોય છે —કાં તો તેમની સહાયતાથી સ્વામી વિજય પ્રાપ્ત કરે છે સંગ્રામ 'તરી' જાય છે, કાં તો તેઓ સ્વામીની સાથે જ ખપી જાય છે—'બૂડે' છે, ધરાકાંઠે ઊગતા ઘૈંયા (ચીયા) જેવા તૃણને માટે પણ, તેમના સ્થાનને કારણે એ જ ગતિ હોય છે : કાં તો તેમનો આધાર લઈને, ડૂબતો માણસ તરી જાય છે, અથવા તો તેઓ તૂટી જઈને, ડૂબતા માણસની સાથે જ ડૂબે છે.

દિ ગ્રીસે યોગ્ય રીતે જ પંચતંત્રની આર્યા (૧, ૩૪) તુલના માટે ટાંકી છે :

જાતસ્ય નદીકૂલે તસ્ય તૃણસ્યાપિ જન્મ કલ્યાણં
યત્ સલિલે-મજ્જનાકુલ-જન-હસ્તાલમ્બનં ભવતિ

'નદીકાંઠે જન્મેલા ઘાસનો પણ જન્મ કલ્યાણરૂપ છે, કેમકે તે પાણીમાં ડૂબવાથી આકુળવ્યાકુળ થયેલા લોકોના હાથનો આધાર બને છે.' 'તે' પાઠ લેવાથી અર્થ બેસે તેમ નથી. 'તે' = 'એટલે, તેથી.' તેમાં પૂર્વવાક્યને હેતુ અને ઉત્તરવાક્યને પરિણામ લેવાનું છે. પણ 'તં' લઈને 'જં' (= કારણ કે) તેની આગળ સમજતાં અર્થ દીવા જેવો સ્પષ્ટ થઈ જાય છે. 'તૃણ માટે બે જ ગતિ છે: એ પરિસ્થિતિના પરિણામે તે ધરાકાંઠે વસે છે' એ અર્થ દેખીતો જ બેહૂદો છે. વસ્તુસ્થિતિ ઊલટી છે. ધરાકાંઠે વાસ છે એ હકીકતને પરિણામે જ તેમને માટે એ જ માર્ગ રહે છે. તીરવાસ કારણ છે, ગતિદ્વય પરિણામ છે. ઉદયસૌભાગ્ય-ગણીનો ભાવાર્થ પણ તે ખોટે રસ્તે ચડી ગયા હોવાનું સૂચવે છે. તેઓ કહે છે: જે બીજું કોઈ પણ 'મરું કે શત્રુઓને જીતું' એ બે પ્રકારને વળગી રહેવા માગે છે, તે આવી જ સંકડામણમાં હોય છે. વસ્તુતઃ અર્થ છે—આવી સંકડામણ જેણે પોતા માટે પસંદ કરી હોય તેને પણ ધરાકાંઠેના ઘાસની જેમ એ જ ગતિ હોય છે.

## ૩૪૦/૨

દુહું દિસિહિં—આલ્સ્ડોર્ફ અને તેને અનુસરીને દિ ગ્રીસ અનવધાનથી એમ સમજ્યા છે કે હેમચંદ્રે સપ્તમી બહુવચન 'દુહું દિસિહિં' ને ષષ્ઠી બહુ-

વચનના ઉદાહરણ તરીકે આપવાની ભૂલ કરી છે વાસ્તવમાં વૃત્તિમાં હેમચંદ્રે 'પ્રાયોઽધિકારાત્ ક્વચિત્ સુપોઽપિ હું' એમ સપ્તમી બહુવચન માટે પણ 'હું' વપરાતો હોવાનો પેટાનિયમ આપીનેતેના એટલે સપ્તમી બહુવચનના—ઉદાહરણ તરીકે જ 'દુહું દિસિહિં' આપ્યો છે. એટલે તેમાં હેમચંદ્રનો કશો પ્રમાદ નથી.

### ૩૫૦/૨

ફોડેંતિ જે હિઅડઉઁ અપ્પણઉઁ, તાહઁ પરાઈ કવણ ઘણ
રક્ખેજ્જહુ લોઅહોં અપ્પણા, બાલહે જાઆ વિસમ થણ

પાઠાંતર : 'લોઅહોં'ને બદલે 'તરણહોં.'

આલ્સડોર્ફ : અપ્પણા = આત્મીયો (ગતનો)

બાલહે—દિ ગ્રીસ : બાલહે જાઆ = બાલાયાઃ જાયાયાઃ

ઉદય° ને દિ ગ્રીસને અનુસરી 'અપ્પણા' ને 'આત્માનમ્' (=પોતાને, જાતને) સમજવાનું છે. 'બાલહે' હેમચંદ્ર પંચમી તરીકે લે છે, તેથી અને 'જાઆ' એ 'જાયા' કે 'જાતા' જ હોઈ શકે એવી સમજથી દિ ગ્રીસને ઉત્તરાર્ધનો અર્થ કરવામાં મુશ્કેલી પડી છે, અને 'જાઆ'ને પ્રત્યયરહિત ષષ્ઠી ગણવાની ફરજ પડી છે. વાસ્તવમાં 'બાલહે' દેહલીદીપન્યાયે 'રક્ખેજ્જહુ' સાથે (પંચમી તરીકે) અને 'થણ' સાથે (ષષ્ઠી તરીકે) લેવાનું છે. એટલે 'જાઆ' (=જાતો) સ્વાભાવિક રીતે જ 'થણ' સાથે લઈ શકાશે. અર્થ થશે :

'જે પોતાનું (જ) હૈયું ફોડે છે (= ફાડે છે), તેને પારકાની દયા કેવી ? હે લોકો, (આ) બાલાથી જાતને બચાવજો, (કેમ કે) તેના સ્તન વિકટ બન્યા છે.'

### ૩૬૫/૩

આયહોં દડ્ઢ-કલેવરહોં, જં વાહિઉ તં સારુ
જઇ ઉચ્છુબ્ભઇ તો કુહઇ, અહ ડજ્ઝઇ તો છારુ

ઉચ્છુબ્ભ્—બધા ટીકાકારો તથા વિવરણકારો 'ઉટ્ઠબ્ભઇ' પાઠ લે છે, ને ત્રિવિક્રમ વ૦ કેટલાક સંસ્કૃત છાયા 'ઉત્તભ્યતે' આપે છે, તો કેટલાક 'આચ્છદ્યતે' કે 'સ્થાપ્યતે'. તેનો અર્થ પણ પિશેલ 'દટાય છે,' તો ગુલેરી, દેસાઈ 'ઢંકાય છે–એટલે કે દટાય છે' એવા કરે છે. આલ્સડોર્ફ 'પડ્યું રહેવા દેવું' એવો અર્થ કરે છે. પણ 'ઉટ્ઠબ્ભ્'નો એવો કોઈ અર્થ કરવા માટે

કશો આધાર નથી. હસ્તપ્રતોમાં ' ડ ' અને ' ચ્છ ' વચ્ચે નિયમ તરીકે ગોટાળો થતો એ અસંત જાણીતું છે. એટલે અહીં ' ઉચ્છુબ્ભઇ ' ને સ્થાને ' ઉડુબ્ભઇ ' ચાલુ થઈ ગયુ હોવાનો પૂરતો સંભવ છે. ' ઉચ્છુહ ' ( = ઉત્સૃજ ) નું કર્મણિ ' ઉચ્છુબ્ભ્.' તેના ભૂતકૃદંત ' ઉચ્છૂઢ ' નો અર્થ ' ત્યક્ત ' કે ' ઉજ્ઝિત ' થાય છે. આગમ સાહિત્યમાંથી પાઇઅસદ્દમહણ્ણવે તથા અભિધાનરાજેન્દ્રે 'ઉચ્છૂઢ-સરીરા ' ( = જેણે નિઃસ્પૃહભાવે શરીર તથા ઘર ત્યજ્યું છે ) એવો પ્રયોગ નોંધ્યો છે. એવો પાઠ અટકળીએ તો અર્થ તદ્દન વિશદ બને છે :

' આ બળ્યા કલેવરનો જે કાંઈ લાભ લેવાય, તે જ ( તેનો ) સાર. ( કેમ કે જીવ ઊડી ગયા પછી તો ) જો તેને ત્યજી દેવામાં આવે—નાખી દેવામાં આવે તો તે કોહી જાય, ને જો બાળવામાં આવે તો રાખ ( થઈ જાય )'.

૩૬૬/૧

સાહુ–વિ લોઉ તડપ્ફડઇ, વડ્ડત્તણહોં તણેણ
વડ્ડપ્પણુ પર પાવિઅઇ, હત્થેં મોક્કલડેણ

પર—'પર પાવિઅઇ' અને 'પરિપાવિઅઇ' બંને પાઠ છે, અને વિવરણકારોએ એક કે બીજો પસંદ કર્યો છે. દિ ત્રીસ ' પરિપાવિઅઇ ' સ્વીકારે છે, પણ હેમચંદ્રમાથી મળતા ' પર 'ના પ્રયોગો ( ૩૩૫ ૩૩૮, ૩૫૪/૨, ૩૭૯/૨, ૩૯૫/૭, ૩૯૬/૩, ૪૦૬/૨, ૪૧૪/૩, ૪૨૦/૩, ૪૨૨/૩, ૪૩૮/૧, ૩, ૪૪૧/૧ ) જોતાં જણાશે કે ' પર 'નો અર્થ ' જ ', ' માત્ર ' છે, તેમ ' પરંતુ ' પણ છે, અને હિન્દી 'પર'થી આનું સમર્થન થાય છે. એટલે દુહાના પૂર્વાર્ધમાં રહેલા સામાન્ય કથનની મર્યાદા ઉત્તરાર્ધના વક્તવ્યથી બાંધતા મર્યાદાસૂચક અવ્યય તરીકે ' પર 'ને સ્વાભાવિક રીતે ઘટાવી શકાય છે.

હેમચંદ્રના ઉદાહરણોમાં અંગવિસ્તારક 'ડ' અન્યત્ર વ્યાપકપણે મળે છે. તે પાદપૂરક છે, અને ચાલુ પ્રયોગ ' મોકળે હાથે ' = ' છૂટે હાથે ', ' ઉદારતાથી ' સુવિદિત છે. ટીકાકાર ' મુત્કલ ' એવું સંસ્કૃતીકૃત રૂપ આપે છે. એ જૈન સંસ્કૃતમાં સુપ્રચલિત હતું. પૂર્ણભદ્રના પંચાખ્યાનમાં ' મુત્કલાપ્ ' ( = હિન્દી ' મુકલાના '=વિદાય માગવી ) એમ પ્રેરક નામધાતુરૂપે પણ તે મળે છે. અન્ય પ્રયોગો માટે જુઓ મૂલરાજ જૈન ' શુદ્ધિવિજયકૃત ચિત્રસેન પદ્માવતી કથા,' પ્રસ્તાવના, પૃ. i તથા ન્યૂ ઇન્ડિયન એન્ટિક્વેરિ, ૧૯૩૮, પૃ. ૩૪૨–૪૩.

સાહુ—એ ' સાવહુ ' ( <સવ્વ–હુ<સર્વ ખલુ ) ઉપરથી સધાયો છે. ગુજરાતી ' સહુ ', ' સૌ '.

तणेण—पछी 'कारणेण' अध्याहत करवानुं छे. प्राचीन गुजरातमां तादर्थ्य 'ने' ना प्रयोगने आ प्रयोग मळतो छे.

दुहानो अर्थ थशे : 'सहुए लोक मोटाईने माटे तडफडियां मारे छे : पण मोटाई तो मोकळा हाथथी ( ज ) मेळवी शकाय.'

३७७

मइँ जाणिउ प्रिय-विरहियहँ.    क-वि धर होइ विआलि
नवरि मिअंकु-वि तिह तवइ    जिह दिणयरु खय-गालि

प्रिय-विरहिय केटलाक विवरणकारोए 'प्रिय'ने असमस्त अने संबोधननुं रूप गण्युं छे, पण समस्त 'प्रियविरहिय' वधारे सारी वाक्यरचना आपे छे, अने दि व्रीसे बनाव्युं छे तेम ए समास प्राकृत-अपभ्रंश साहित्यमां रूढप्राय छे.

मइँ जाणिउ 'मइँ जाणिउ' ए 'मने थयुं', 'मने लाग्युं', 'हुं एम समज्यो' एवा अर्थनो रूढिप्रयोग छे. अपभ्रंशमां सुप्रचलित छे (हेमचंद्रमां अन्यत्र, विक्रमोर्वशीयमां, करकंडुचरिउमां). गुजरातीमां पण ते ऊतरी आव्यो छे : 'में जाण्युं जे भूली मुजने मात जो' (खोटादकर); 'में घेलीए एम जाण्युं के सोडमां दीवो मेल' (लोकगीत) तथा चालु प्रयोगोमां पण.

खय-गालि 'खय-गालि'नो अर्थ दि व्रीस निष्कारण, 'प्रलयकाळे' लेवाने बदले सामान्यतः 'विनाशकाळे' एवो ले छे, अने उत्तरार्धनो पण 'पण विनाशने वखते चंद्र पण सूर्य जेवो तपे छे' एवो अनर्थ कर्यो छे. वस्तुतः 'पण चंद्रेय जेवो प्रलयकाळे सूर्य तपतो होय, तेवो तपे छे' ए ज स्वाभाविक अर्थ छे. प्रलयकाळे सूर्य तेना सात के बार स्वरूपे तपे छे ते जाणीती पौराणिक मान्यता छे ( जुओ विष्णु तथा अन्य पुराणोनां प्रलयवर्णनो). विरहावस्थामां चंद्र प्रलयकाळना बार सूर्यो जेवो अत्यंत दाहक लागे छे ए जाणीती वचनभंगितुं ज उच्चारण छे.

३८६/१

खग्ग-विसाहिउ जहिँ लहहुँ, पिअ तहिँ देसहिँ जाहुँ
रण-दुब्भिक्खे भग्गाइँ, विणु जुज्झे न वलाहुँ

વલ્—'વલાહુઁ'નો અર્થ દોધકવૃત્તિને અનુસરીને પિશેલ, વૈદ્ય, ગુલેરી, દેસાઈ તથા આલ્સડોર્ફે 'મજા નથી આવતી', 'આનંદ નથી પડતો,' 'સુખ નથી થતું' એવો અર્થ કર્યો છે પણ તે માટે આધાર શો છે તેનો કોઈને ખ્યાલ આવ્યો નથી. ગુલેરી અને દેસાઈએ તો સ્પષ્ટ કહ્યું છે કે દોધકવૃત્તિ 'ન રતિ' ઞસ્તુમઃ' એમ અર્થ આપે છે, પણ તે સંતોષકર નથી.

વાસ્તવમા દોધકવૃત્તિએ આપેલો અર્થ ભાવાર્થ છે. 'ભગ્ગાઉઁ' અને 'વલાહુઁ' એક બીજાના વિરોધમા સાથે ઘટાવવાના છે. દુર્ભિક્ષ—દુકાળથી શરીર ક્ષીણ થઈ જાય—ભાગી પડે, પછી તે યોગ્ય આહાર મળે તો પાછું વળે. આ ગુજરાતી પ્રયોગ 'તેનુ શરીર વળ્યુ' તે જ દુહાનો 'વલાહુઁ.' 'વળવુ' એટલે મંદવાડમા દૂબળું થયેલું શરીર ભરાઈને સારુ થવુ—મૂળ સ્થિતિમાં પાછુ આવવુ. આ વિશિષ્ટપણે ગુજરાતી પ્રયોગ છે: રોગ વગેરેથી શરીર ભાગી પડે અને આહારથી વળે, તેમ યુદ્ધપ્રિય યુદ્ધ વિના ભાગી પડે અને યુદ્ધ મળતા સારો થાય. એટલે દુહાનો અર્થ થશે:

'હે પ્રિય, ખડ્ગથી સાધેલુ' (ખડ્ગ વાપરીને પ્રાપ્ત થતુ) જ્યાં આપણને મળે તે દેશમા જઈએ. (અહીં) સંગ્રામના દુકાળથી આપણે તો ભાગી પડ્યા: યુદ્ધ વિના આપણું શરીર નહીં વળે'

છે. શુદ્ધ પ્રાસ કાં તો જુદો જ શબ્દ ને કાં તો જુદો અર્થ માગે છે. 'હોપ્પિ' નો સંભવ વિચારી શકાય. તે પછી પણ 'ઠિઉ' 'ઊભો રહે' જેવા સામાન્ય અર્થમાં સમજવાનું છે. 'ઇત્તઉ' = 'એટલું', નહીં કે 'આમ'. અર્થ થશે :

'એટલું બોલીને શકુનિ રહી ગયો. પછી દુઃશાસન (આ પ્રમાણે) બોલીને (રહી ગયો): 'જો મારી આગળ આવીને (?) ઊભો રહે તો હું જાણું કે આ (ખરો) હરિ.'

૩૯૫/૧

જિવઁ તિવઁ તિક્ખાલેવિ કિર, જઇ સસિ છોલિજ્જંતુ
તો જઇ ગોરિહે મુહ-કમલિ, સરિસિમ કા-વિ લહંતુ

ત્રિવિક્રમ (પાઠાંતર), વૈદ્ય, ગુલેરી, દેસાઇ : તિક્ખા લેવિ.

ત્રિવિક્રમ (પાઠાંતર), પિશેલ : તિક્ખાલેવિ, તિક્ખાવેવિ.

ત્રિવિક્રમ, પિશેલ, વૈદ્ય : કર.

ત્રિવિક્રમની એક પ્રતમાં 'તીક્ષ્ણાન્ લાત્વા' છે : ગુલેરીએ (ને તેને અનુસરી દેસાઈએ) 'તીક્ષ્ણ'નો અર્થ 'તીક્ષ્ણ શસ્ત્રો' કરીને તેનો સંબંધ 'કર' (=કિરણ) અને 'ગસી' બંને સાથે ઘટાવ્યો છે. વૈદ્યે 'તીક્ષ્ણ કિરણો છોલી કાઢ્યા હોય' એવો અર્થ કરીને 'લેવિ'ને છોડી દીધો છે, અને 'સર' (=શર) પાઠાંતર સાથે 'તીક્ષ્ણ બાણોથી શશીને છોલ્યો હોય' એવો અર્થ કર્યો છે. પિશેલે પણ 'તિક્ખાવે' પાઠને આધારે 'જો ચંદ્ર કોઈક રીતે પોતાના કિરણો તીક્ષ્ણ બનાવે' એવો અર્થ કર્યો છે, પણ તેમાં 'તિક્ખાવેવિ' અને 'છોલિજ્જંતુ'નો વ્યાકરણાનુસાર અર્થ નથી કર્યો.

**તિક્ખાલેવિ** પ્રથમ તો 'તિક્ખાલેવિ' એ એક જ શબ્દ છે. તેમાં આખ્યાતિક અંગ 'તિક્ખાલ્' છે. 'તિક્ખાલ્' એટલે 'તીક્ષ્ણ બનાવવું' : 'તિક્ખાવ' જેવો જ અર્થ છે. દેશીનામમાલા (૫, ૧૩)માં હેમચંદ્રે 'તિક્ખાલિઅ' શબ્દ 'તીક્ષ્ણીકૃત' અર્થમાં નોંધેલો છે. પાઇઅલચ્છીનામમાલા (૫૯૦)માં પણ તે 'નિશાત' (=તીક્ષ્ણીકૃત)ના અર્થમાં આપ્યો છે. પાઇઅસદ્દમહણ્ણવોએ સુરસુંદરીચરિઅ (૧૨,૧૦૬)માંથી 'તિક્ખાલિજ્જંતિ' પ્રયોગ નોંધ્યો છે.

કિર  બીજું 'કર'ને બદલે ૩૪૯/૧ (નિઅ-મુહ-કરહિઁ વિ મુદ્ધ કિર)ની જેમ અહીં 'કિર' (= કિલ) એ ઉત્પ્રેક્ષાસૂચક અવ્યય જોઈએ.

'તિક્ખાલેવિ' સંબંધક ભૂ. કૃ. નહીં, પણ હેત્વર્થ લેવાનું છે. અર્થ થશે: 'ગમે તેમ કરીને ચંદ્રને તીક્ષ્ણ કરવા માટે ધારો કે છોલવામાં આવે તો તેને ગોરીના મુખકમળની કાંઈક સમાનતા પ્રાપ્ત થાય તો થાય'

૪૨૬/૧

સુમરિજ્જઇ તં વલ્લહઉँ,   જં વીસરઇ મણાઉँ

જહિँ પુણુ સુમરણુ જાઉ ગઉ, તહોઁ નેહહોઁ કઉँ નાઉँ

દિ ગ્રીસ : સુમરિજ્જઇ = 'સામાન્યતઃ કહેવાય છે', 'કહેવાની પ્રથા છે.'

ત્રિવિક્રમ, પિશેલ, ગુલેરી: તં વલ્લહઉં—'તે વલ્લભ'

ગુલેરી : મણાઉં—'મનથી'

પિશેલ, ઉદય°, ગુલેરી, આલ્સ્ડૉર્ફ : જાઉ (પાઠાં° 'જાઉँ') =સં.'યાવત્' = 'સુધી'

દિ ગ્રીસ : જાઉ ગઉ—'થયો તેવો જ ગયો.'

આ અપભ્રંશ ઉદાહરણના મૂળમાં સપ્તશતકની ૧/૯૫ ગાથા છે એ લક્ષમાં ન આવ્યાને કારણે તેનો સંતોષકર અર્થ કોઈ નથી આપી શક્યું. માત્ર દેસાઈને ભાવાર્થ સાચો સમજાયો છે—'જેનો નેહ છે તે કદી ભૂલી શકાતો નથી અને તેના સ્મરણની જરૂર નથી.' ગાથા નીચે પ્રમાણે છે :

સો ણામ સંભરિજ્જઇ પબ્ભસિઓ જો ખણં-પિ હિઅઆહિ

સંભરિઅવ્વં ચ કઅં ગઅં-વ પેમ્મં નિરાલંબં

(મુદ્રિત પાઠ 'ગઅંચ' છે, પણ 'ગઅં-વ' હોવા ઘણો સંભવ છે)

'સંભારવાનો તો તેને હોય, જે હૃદયમાંથી એક ક્ષણ પણ ખસ્યો હોય : પણ સંભારવા જેવો કર્યો તે પ્રેમ આધાર વગરનો. હોઈ ગયા જેવો જ જાણવો.'

ઉપર્યુક્ત અપભ્રંશ દુહામાં 'વલ્લહઉँ' = 'વહાલું માણસ' અને 'સુમરણુ જાઉ ગઉ' = 'સંભારવાની અવસ્થાએ પહોંચ્યો.' આના પ્રકાશમાં દુહાનો અર્થ આમ થશે: 'સંભારવાનું તો તે વહાલાને હોય, જેને (મન) જરાક પણ વીસરે. પણ જ્યાં સ્નેહ સંભારવાની અવસ્થાએ પહોંચ્યો, ત્યાં તેનું નામ પણ શું લેવું?' (એટલે કે તે સ્નેહ 'સ્નેહ' નામને પાત્ર નથી).



# ગુજરાતી ભાષાનો કુળક્રમ

ભાષાઓ સતત પરિવર્તનશીલ છે. બોલાતી ભાષાનું સ્વરૂપ ક્રમે ક્રમે સૂક્ષ્મ રીતે, અભાનપણે અવિરત પલટાતું રહે છે. વર્ણો રૂપો વાક્યરચના શબ્દભંડોળ અર્થસંકેતો ને બંધારણ—એ સૌમાં વધતુંઓછું રૂપાંતર થતું જ રહે છે. અને આ રીતે જેમ કાળને અનુસરીને ભાષામાં વિકાર થાય છે, તેમ સ્થળ અને સમાજબંધારણને અનુસરીને યે ભાષાસ્વરૂપમાં પલટો આવે છે. અમુક પ્રદેશ પર એકરૂપે બોલાતી ભાષાની એકરૂપતા ઝાઝો સમય ભાગ્યે જ ટકી રહે છે. તે પ્રદેશના જુદાજુદા વિભાગો અને જૂથો વચ્ચેનો સંબંધ ને વ્યવહાર ઐતિહાસિક આર્થિક ને સામાજિક કારણોને લીધે ઓછો થતાં, તે તે વિભાગનાં લોકોની બોલીમાં આગવી વિશિષ્ટતાઓ વિકસે છે—એટલે કે એકરૂપે બોલાતી ભાષામાંથી બોલીઓ ઉદ્ભવે છે. ઐતિહાસિક બળોની અનુકૂળતા મળતાં આ બોલીઓ સ્વતંત્ર વ્યક્તિત્વ વાળી ભાષાઓ બની રહે છે.

*

ઉત્તર ભારતની ઘણીખરી ભાષાઓ ભારત–યુરોપીય પરિવારની છે. એટલે કે મૂળે એકરૂપે રહેલી ભારત–યુરોપીય ભાષાના જ એ રૂપાંતરો છે. ભારત અને યુરોપમાં પ્રચલિત ઘણી ભાષાઓનું મૂળ ભારત–યુરોપીય છે. ભારત–યુરોપીય પરિવારની દસ શાખાઓ તે ભારત–ઈરાની, બાલ્ટિક–સ્લાવિક આર્મેનિઆઈ, આલ્બેનિઆઈ, ગ્રીક, ઈટલિક, સેલ્ટિક, જર્મેનિક, તોખેરી અને હિત્તી. ભારતીય–ઈરાનીની એક ઉપશાખા તે ભારતીય-આર્ય—ભારતમાં આવી વસેલા આર્યોની ભાષા. ઉત્તર ભારતની પ્રાચીન સમયની સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષાઓ તેમ જ તેમાંથી કાળક્રમે ઉદ્ભવેલી ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી વગેરે અર્વાચીન ભાષાઓ આ ભારતીય–આર્ય શાખાની છે.

*

ભારતીય-આર્યનો વિકાસ ત્રણેક તબક્કામાં વહેંચવો અધ્યયનદૃષ્ટિએ અનુકૂળ છે : પ્રાચીન ભારતીય-આર્ય, મધ્યમ ભારતીય-આર્ય અને અર્વાચીન ભારતીય-

આર્ય. વૈદિક ભાષા, સંસ્કૃત વગેરેનો સમાવેશ પહેલી ભૂમિકામા, પાલિ, પ્રાકૃતો, અપભ્રંશ વગેરેનો સમાવેશ બીજી ભૂમિકામા અને હિંદી, બંગાળી, ગુજરાતી વગેરે ઉત્તર ભારતની અર્વાચીન ભાષાઓનો સમાવેશ ત્રીજી ભૂમિકામા થાય છે.

*

કોઈ પણ ભાષાના વિકાસનુ પૂરેપૂરુ ચિત્ર તૈયાર કરવાનો આધાર તે માટે ઉપલબ્ધ સાધનસામગ્રીની પર્યાપ્તતા પર રહેલો છે સાધનસામગ્રીની મર્યાદાથી વિકાસચિત્ર એક કે બીજી દૃષ્ટિએ અધૂરુ કે ખામીભર્યું રહે છે

ભાષા એ એક વ્યવહારાર્થ પ્રયોજાતુ પ્રતીકતંત્ર હોવાથી એનું અસ્તિત્વ બોલનાર સમૂહથી અલગ ન હોઈ શકે. બોલનાર સમૂહના જીવનમા થતા પરિવર્તન તેની ભાષામા પણ કોઈ નહિ ને કોઈ સ્વરૂપે અંકિત થતા રહે છે. એટલે ભાષા-વિકાસની સર્વાંગીણ વિચારણા માટે બોલનાર સમૂહના ઇતિહાસનુ જ્ઞાન અનિવાર્ય છે પણ એ જ્ઞાન તે માટે મળતી સાધનસામગ્રીના સ્વરૂપ ઉપર જ અવલબે એ દેખીતું છે

*

એક ભાષા બોલનાર સમૂહને બીજી ભાષા બોલનાર સમૂહથી અળગો રાખે તેવી સ્પષ્ટ ભૌગોલિક સીમાઓનો અભાવ, રાજકીય સીમાડાઓનો સંકોચ-વિસ્તાર, સાધુસંન્યાસી, યાત્રાળુઓ, સૈન્યો, સંકટગ્રસ્ત પ્રદેશના લોકસમૂહો, પરદેશી આક્રમણકારો ને જાતિકુલો વગેરેના ચાલુ ભ્રમણો કે સ્થળાંતરો—આ બધા બળોને લઈને ભારતીય-આર્યમા એક બીજાથી જુદી તરી આવે તેવી સ્પષ્ટરેખ બોલીઓ વિકસવા આડે ઠીક ઠીક નડતર હતા. અને એવી અલગ વ્યક્તિત્વ ધરાવતી બોલીઓ વિકસ્યા પછી પણ ભાષાસામગ્રીની આપલે વધતેઓછે અંશે ચાલુ રહી પ્રાચીન અને મધ્યમ ભૂમિકાની ભારતીય આર્ય બોલીઓમા આવી સામગ્રીની આપલે સારા પ્રમાણમા થતી રહી હોવાનું જણાય છે આ કારણે પણ એ બોલીઓના સ્વરૂપનુ ચોકકસ આલેખન કરવાનુ કામ સારી રીતે મુશ્કેલ બની જાય છે. આ વાત બીજી અર્વાચીન ભારતીય ભાષાઓને તેમ જ ગુજરાતીની પૂર્વભૂમિકાને સમાનપણે લાગુ પડે છે અર્વાચીન ભારતીય આર્ય ભૂમિકામા પણ રાજકીય, ધાર્મિક કે સાહિત્યિક મહત્ત્વને લઈને વ્રજ, મરાઠી, હિંદી, બંગાળી જેવી ભાષાઓની ગુજરાતી ઉપર અસર પડી છે .

*

સમકાલીન સહજન્ય બોલીઓની અરસપરસ થયેલી અસર ઉપરાંત બીજી એક દિશામાથી પણ ભારતીય-આર્ય સમૂહની બોલીઓના વિકાસવ્યાપાર પર પ્રબળ

પ્રભાવ પડતો રહ્યો છે શિષ્ટ વ્યવહાર, સાહિત્ય ને સંસ્કારની ભાષા તરીકે સંસ્કૃત મધ્યમ અને અર્વાચીન ભૂમિકાઓને સતત પ્રભાવિત કરતી રહી છે વિશેષ કરીને અર્વાચીન ભૂમિકામાં નવતર વિભાવો દર્શાવવા માટે સંસ્કૃતના અખૂટ અને સમૃદ્ધ શબ્દભંડારનો શતાબ્દીઓથી લાભ ઉઠાવાતો આવ્યો છે—જો કે બીજે પક્ષે સંસ્કૃતમાં પણ તે તે સમયની લોકબોલીઓના પ્રભાવથી પરિવર્તન થતું રહ્યું છે સંસ્કૃત ઉપરાંત મહારાષ્ટ્રી અને અપભ્રંશ જેવી બીજી સંસ્કૃતેતર વ્યાપક સાહિત્યિક ભાષાઓ પણ સમકાલીન લોકબોલીઓ પર પોતાની અસર પાડ્યા વિના ન જ રહી હોય

*

એક ત્રીજી દિશામાંથી પણ ભારતીય આર્યના ઇતિહાસને વ્યાપક અસર પહોંચતી રહી છે આર્યોના ભારતપ્રવેશથી માંડીને અત્યાર સુધી ભારતીય–આર્યનો અનેક ભિન્ન પરિવારની ભાષાઓ—પરભાષાઓ સાથે વધતોઓછો કે આછોઘેરો સંપર્ક રહ્યો છે તે તે ભાષાભાષીઓનું મુકામને સંખ્યાબળ, તેમનો સાંસ્કારિક કે રાજકીય મોભો, સંપર્કનો અવધિ વગેરે અનુસાર તેમના પ્રભાવની માત્રા અને અનુમાન કરી શકાય ઋગ્વેદની ભાષામાં દ્રાવિડી તેમ જ કોલ-મુંડા ભાષાઓના પ્રભાવના ચિહ્નો જોઈ શકાય છે પછીના સમયની વાત કરીએ તો હાલની ગુજરાતી–રાજસ્થાનીના પ્રદેશનો સંબંધ કાળક્રમે એકટ્રીયનો, શકો, ક્ષત્રપો, ગૂર્જરો, હૂણો, આરબો, મોગલો, પારસીઓ, કન્નડભાષીઓ, ફિરંગીઓ, અંગ્રેજો વગેરે પરદેશીઓ—પરભાષીઓ સાથે રહ્યો છે પણ પ્રાગર્વાચીન અસરોનું ચોક્કસ સ્વરૂપ અને પ્રમાણ નક્કી કરવા માટે આપણી પાસે નજીવા જ સાધનો છે ગુજરાતીના વિકાસનું અધ્યયન કરવામાં ઉપકારક બને એવી ગુજરાતીઓના ઇતિહાસની જે સામગ્રી આપણને મળે છે તે ઘણી જ અધૂરી છે એ અંગે સામાન્ય સૂચનો અને સંભાવ્ય અટકળો જ મોટે ભાગે કરવાના રહે છે

*

ભાષાવિકાસના સર્વદેશીય નિરૂપણનો મેળ સમૂહના ઇતિહાસ સાથે નિકટનો સંબંધ છે એ ખરું, પણ તેનો પાયાનો સંબંધ તો તે ભાષાને સીધેસીધી સ્પર્શતી સાધનસામગ્રીના સ્વરૂપ સાથે છે ખોવાતી ભાષાના પૂર્વસ્વરૂપોના મળતા ઐતિહાસિક નમૂના જેટલા વિપુલ અને જેટલે અંશે પ્રતિનિધિરૂપ હોય, તથા તેને લગતી વ્યાકરણ, વૃત્તાંત, વગેરે રૂપે રહેલી, ને આનુષંગિક પુરાવા તરીકે કામમાં આવે તેવી સામગ્રી જેટલે અંશે પ્રમાણભૂત અને સમીક્ષિત હોય, તેટલે અંશે ભાષાની પૂર્વભૂમિકાઓનો કડીબદ્ધ અખંડ ઇતિહાસ રચી શકાય, અને અંતમાં અદ્યતન

ભૂમિકાનો વિકાસવ્યાપાર તેના વાસ્તવિક સ્વરૂપમાં સમજાવી શકાય. આને અંગેની સાધનસામગ્રીના સ્વરૂપનું મહત્ત્વ આંકીએ તેટલું ઓછું.

*

ભારતીય-આર્યના આખાયે વિકાસગાળામાં તેના જે નમૂના મળે છે, તે થોડા અપવાદો બાદ કરતા, ભાષાના બોલચાલના સ્વરૂપના નહિ, પણ ઔપચારિક કે વૈધ સ્વરૂપના છે. બોલીના વાસ્તવિક સ્વરૂપ સાથે સીધો સંબંધ ધરાવતા નમૂના ભાગ્યે જ જળવાયા છે. જળવાયેલી ભાષા ઘણુંખરું સાહિત્યિક જ છે અને તે પણ વિશેષે કરીને આલંકારિક, અને પાયાની જીવંત બોલી મૃત બની ગયા પછી કૃત્રિમ સ્વરૂપમાં સદીઓ સુધી વિશિષ્ટ વર્ગે જીવતી રાખેલી આમા પ્રાચીન ભૂમિકાનુ સાહિત્ય વિપુલ છે. મધ્યમ ભૂમિકાના ભાષાભેદોમાં નિબદ્ધ સાહિત્ય તેમનાં સ્વરૂપનો સંતોષપ્રદ ખ્યાલ આપવા માટે તદ્દન અપર્યાપ્ત છે. ગુજરાતી ભૂમિકાના પ્રાચીન અને મધ્યમ તબક્કા માટે સેકડો કૃતિઓ અને હસ્તપ્રતો જળવાઈ રહી છે, જો કે આરંભના સમયમા રચાઈ હોય તેવી કૃતિઓ ઘણી થોડી છે પંદરમી શતાબ્દીથી સંખ્યાબંધ કૃતિઓ આપણને મળે છે

*

સંસ્કૃતના સ્વરૂપના વૈજ્ઞાનિક અધ્યયન માટે તો બીજું એક અમૂલ્ય સાધન પણ ઉપલબ્ધ છે. પાણિનિ અને તેના પુરોગામીઓની અસાધારણ વ્યાકરણી પ્રતિભાને પરિણામે સંસ્કૃતનુ સૂક્ષ્મતમ પૃથક્કરણ અને કડકમાં કડક શાસ્ત્રીય પદ્ધતિને આધારે તૈયાર થયેલુ સમકાલીન વર્ણન આપણને મળે છે. પણ પાલિ, પ્રાકૃત કે અપભ્રંશનો પ્રાચીન ભારતીય વૈયાકરણોએ આપેલો વૃત્તાંત તુલનાયે તદ્દન ઉપરચોટિયો, સ્થૂળ અને પદ્ધતિદોષથી ભરેલો છે અર્વાચીન ભૂમિકાની કોઈ બોલીનુ સાચુ ખોટું વર્ણન કરવાનો પણ પ્રાચીનોએ પ્રયાસ નથી કર્યો—ઔક્તિકોમા મળતી આછીપાતળી સામગ્રીના અપવાદે.

*

પ્રાચીન અને મધ્યમ ગુજરાતી ભૂમિકા પૂરતા પ્રચુર નમૂના મળે છે એમ ઉપર જણાવ્યુ છે. પણ તેનાથી બહુ હરખાવા જેવું નથી. કેમકે તેમાંથી અમુક કૃતિઓની જ રચનાનો ચોક્કસ સમય અને સ્થળ આપણે જાણીએ છીએ. બાકીની કૃતિઓ માટે તે ચોક્કસ કયા સ્થળે રચાઈ તેનો નિર્ણય કરવાનું કે

સાધન નથી, જ્યારે તેમના રચનાસમય અંગે તો સાપેક્ષ રીતે અટકળ કરવા સિવાય વિશેષ કશું કરી શકાય તેમ નથી.

*

પણ રચનાસમય અને સ્થળને લગતી ચોક્કસ માહિતીના અભાવ કરતાં બીજી એક ઘણી ગંભીર ખામીને લીધે પ્રાગર્વાચીન ગુજરાતીના ભરપૂર જળવાયેલા નમૂનાઓનું મૂલ્ય આપણે માટે ઓછું થઇ જાય છે. ઘણીખરી કૃતિઓની હસ્તપ્રતો તેમના રચનાસમયની એક બે કે વધારે શતાબ્દી પછીની છે. બીજા શબ્દોમાં કહીએ તો કૃતિના રચનાસમય અને તેની મળતી હસ્તપ્રતોના પ્રતિલિપિસમય વચ્ચે ઘણુંખરું ઠીક ઠીક અંતર રહેલું છે. સાથે વ્યાકરણસ્થાપિત ધોરણ અને શિષ્ટરૂઢ સ્વરૂપની અસ્પષ્ટતાને લીધે સાહિત્યમાં પ્રયુક્ત ભાષા પણ બોલચાલની ભાષામા થયે જતા ફેરફારનુ વધતેઓછે અંશે પ્રતિબિંબ પાડતી રહેતી. કૃતિ જેમ લોકપ્રિય, તેમ આ મર્યાદા તેને વધુ લાગુ પડે. ત્રીજી બાજુ લેખનપદ્ધતિ માટે ધોરણ નિશ્ચિત ન થયું હોવાથી, સૂક્ષ્મપણે બદલાયે જતા ઉચ્ચારણને વ્યક્ત કરવાના અધકચરા પ્રયત્નોને કારણે જબરી ગરબડ ઊભી થઈ હતી. આથી લહિયાને હાથે જાણતા–અજાણતા પ્રતિલિપિપ્રાપ્ત કૃતિની ભાષાને પોતાની બોલીનો પાસ અપાતો ને પરિણામે રચનાસમય ને પ્રતિલિપિસમય વચ્ચે અતર હોય ત્યારે તે કૃતિની ભાષામાં મૂળના અંશોની અને મુકાબલે અર્વાચીન અંશોની અનિયંત્રિત ભેળસેળ અનિવાર્ય બનતી. અભાનપણે આવું થતું હોય ત્યાં મૂળનાં ઉચ્ચારણ ને રૂપ યથાતથ જાળવી રાખવાની કે તેમને સ્થાને થોડાક ફેરવાળાં નવાં ઉચ્ચારણ ને રૂપ મૂકી દેવાની બાબતમાં સાવ અતંત્રતા પ્રવર્તતી. આમાં જુદા જુદા બોલીપ્રદેશમાં થતી અમુક એક કૃતિની પ્રતિલિપિઓમાં સ્થાનિક અંશો પણ પ્રવેશતા અને પરિણામે ભાષાનું મૂળ સ્વરૂપ વધુ સેળભેળિયું બનતું. એટલે પહેલવહેલા પ્રાચીન ગુજરાતી લેખનપદ્ધતિના અધ્યયન દ્વારા તથા અર્વા-ચીન ગુજરાતી વ્યવસ્થાને પડછે હસ્તપતોની ભાષાના પ્રાચીન, અર્વાચીન અને સ્થાનિક અંશોને જુદા પાડવાનાં ધોરણો નિશ્ચિત કરવાનું અને તેમનો ઉપયોગ કરીને કૃતિઓનો સમીક્ષિત ગ્રંથપાઠ તૈયાર કરવાનું પ્રારંભિક કાર્ય થઈ જાય, તે પછી જ પ્રાચીન ગુજરાતી ભાષાસામગ્રીને ઐતિહાસિક વિકાસ તપાસવા માટે પૂરી છૂટથી ઉપયોગમાં લઈ શકાય. આતરિક પુનર્ઘટના તથા તુલનાત્મક પદ્ધતિનો પણ આ માટે આવશ્યક ઉપયોગ કરાય.

સમગ્રપણે કે સમયસમયની પ્રાચીન ગુજરાતીનું ઐતિહાસિક દષ્ટિએ અધ્યયન

કરવા ઇચ્છનારને તેના આધારભૂત સાધનસામગ્રીની આ મર્યાદાઓ અને મૂલવણી નજર સામે રાખીને જ પ્રવૃત્ત થવાનુ રહે છે.

*

આપણે ગુજરાતી ભાષાની વાત કરીએ છીએ ત્યારે આપણા મનમા બીજી ભાષાઓથી ભિન્ન હોય એવી એક ભાષાનો ખ્યાલ હોય છે. ભિન્ન એટલે પોતાના આગવા સ્વરૂપથી, અલાયદા વ્યક્તિત્વથી બીજી ભાષાઓથી જુદી પડી આવતી. ગુજરાતીને આ વ્યક્તિત્વ ક્યારથી મળ્યુ ? એ પહેલાથી જ સિદ્ધ હતુ ? આપણે જાણીએ છીએ કે ભાષાનો ઉદ્ભવ ને અસ્તિત્વ સમાજને કારણે છે. પરિણામે ભાષાનુ વ્યક્તિત્વ તેના સમાજના વ્યક્તિત્વ ઉપર નિર્ભર હોય છે. વ્યક્તિના વ્યક્તિત્વ જેટલું કોઈ સામાજિક જૂથનુ વ્યક્તિત્વ સુરેખ ને નિર્ભેળપણે અલગ તારવી શકાય તેવુ નથી હોતુ એ ખરુ, પણ સ્પષ્ટ-અસ્પષ્ટ રૂપમા આપણે તેને ઓળખતા હોઈએ છીએ એ પણ એટલું જ ખરુ વાણિયો ને સોની, સુરતી ને અમદાવાદી, હિંદુ ને મુસ્લિમ વગેરેની લોકજીભે તારવી આપેલી ખાસિયતો સૌને જાણીતી છે

સામાજિક જૂથના વ્યક્તિત્વનો પાયો તેની રહેણીકરણીની વિશિષ્ટતામા હોય છે. એક જૂથ અને બીજા જૂથ વચ્ચે પહેરવેશ, રીતરિવાજ, ખાનપાન, બોલી, માનસિક વલણો વગેરે જેવી બાબતોમા ઉઘાડો ફરક હોય છે—ને ફરક પણ આજકાલનો નહિ, પણ પરંપરાથી બધાતો આવેલો. દરેક સમાજના જૂથોને સાધનારી કડીઓ તે બીજી કોઈ નહિ, પણ આવી સમાન સાસ્કૃતિક વિશિષ્ટતાઓ જ છે સમયે સમયે પ્રવર્તેલા ઐતિહાસિક, ભૌગોલિક ને આર્થિક પરિબળોથી એ વિશિષ્ટતાઓ ઉદ્ભવે છે, ને જૂથભાવના પ્રકટ ભાન સાથે પોષાતી જાય છે. આ રીતે બધાતા સામાજિક વ્યક્તિત્વમા ભાષા એ સૌથી ઉપર તરી આવતુ ભેદક લક્ષણ બને છે

આ દૃષ્ટિએ સમજી શકાશે કે ગુજરાતી સમાજનુ અને તેના અનુષગે ગુજરાતી ભાષાનુ વ્યક્તિત્વ સમયના પ્રવાહ સાથે ઉત્તરોત્તર સિદ્ધ થતુ આવ્યુ હોઈને, સપર્કની માત્રા ઓછી થતી ગઈ, તેમ ક્રમે ક્રમે જ ગુજરાત પ્રદેશના લોકો બીજા પ્રદેશના લોકોથી રહેણીકરણીમા જુદા પડતા ગયા હોય, અને ગુજરાતી સમાજ અને ભાષાનુ આગવુ વ્યક્તિત્વ વિકસ્યુ હોય.

આ પ્રક્રિયા સર્વસામાન્ય છે, એટલે બીજી ભારતીય ભાષાઓ ને સમાજોના વિકાસ પરત્વે પણ સમજવાની છે. અને ગુજરાતીનો ઉદ્‌ગમ અને વિકાસ કેટલેક અંશે અન્ય ઉત્તર ભારતીય ભાષાઓ સાથે નિકટપણે સંકળાયેલો હોવાથી, સ્પષ્ટ ચિત્ર ઉપસાવવા માટે તેમને અલગ રૂપે નહિ પણ સમગ્રના સંદર્ભમાં જ જોવાનો રહેશે.

*

ઈસવી સન પૂર્વે બારસો–તેરસો વરસના અરસામાં જ્યારે આર્યોએ ભારતમાં પ્રવેશ કર્યો, ત્યારે ભારતમાં જુદા જુદા ત્રણેક કુળની ભાષા બોલતા લોકો વસેલા હતા. ઉત્તર–પૂર્વ અને પૂર્વ સરહદ પર ચીનીતિબ્બતી બોલીઓ, મધ્ય ભારતની મુણ્ડા બોલીઓ અને દક્ષિણ ભાગની દ્રાવિડી બોલીઓ. દ્રાવિડીભાષી લોકો તે વેળા ઉત્તર ભારતમાં પણ અમુક અંશે વસેલા હતા. હડપ્પા સંસ્કૃતિ (સિંધુ સંસ્કૃતિ)ના લોકોની ભાષા દ્રાવિડી હતી કે બીજી કોઈ તેનો નિર્ણય હજી થઈ શક્યો નથી. ગુજરાતીનું મૂળ ત્રીજી પેઢીએ આ આર્યોની ભાષામાં રહેલું છે.

બધા આર્યો એકસાથે ભારતમા ન આવ્યા હોય, પણ જુદે જુદે સમયે અમુક ટોળીઓના જથ્થા આવતા રહ્યા હોય એ સમજી શકાય તેમ છે. એટલે આર્યોની ભાષા સાવ એકરૂપ હોવા કરતાં વધતોઓછો બોલીભેદ ધરાવતી હોવાનો ઘણો સંભવ. અને બીજી રીતે પણ તે માટે થોડાક પુરાવા પાછળથી મળે છે.

*

ભારતમાં આવેલા આદિમ આર્યોમાં સામાજિક ભેદ અનુસાર જુદા જુદા સ્તરનાં ત્રણ ભાષાસ્વરૂપ પ્રચલિત હતા. દેવતાનાં સ્તોત્રો કે સૂક્તો તથા અન્ય ધાર્મિક કાવ્યો રચવા માટે બ્રાહ્મણો—પુરોહિતો એક ખાસ (ને મુકાબલે પ્રાચીન) ભાષાસ્વરૂપ વાપરતા. ઋગ્વેદની ભાષા એ એનો જળવાઈ રહેલો નમૂનો છે. આ ઉપરાંત બ્રાહ્મણો તથા અન્ય ઉચ્ચ વર્ગોમાં શિષ્ટ વ્યવહાર અને અધ્યયન –અધ્યાપન માટે એક એવું ભાષાસ્વરૂપ વપરાતું જે સૂક્તોની ભાષાથી વધુ આગળ વધેલું, વધુ અર્વાચીન હતું. આ બે સિવાય ત્રીજું ભાષા સ્વરૂપ જનતામાં નિત્યના વ્યવહાર માટે વપરાતું, જે ઉપર્યુક્ત બીજા સ્વરૂપથી પણ વધુ પરિવર્તન પામેલું હતું. આમાંનું બીજું સ્વરૂપ પછીથી 'સંસ્કૃત' ભાષા તરીકે સ્થિર થાય છે અને ત્રીજા સ્વરૂપનો મધ્યદેશ અને પશ્ચિમ કાંઠે પ્રવર્તતો ભેદ, શતાબ્દીઓ પછી શૌરસેની પ્રાકૃતની આધારશિલા બને છે.

*

ભાષાનું સાહિત્યિક સ્વરૂપ બંધિયાર બનતું જાય છે. બોલચાલનું સ્વરૂપ જ

પરિવર્તિત રહે છે. તે અનુસાર સમય જતા આર્યો પંજાબ ને ગંગાયમુનાના દોઆબમાં થઈને પૂર્વ તરફ બિહાર સુધી વિસ્તર્યા, તેમ તેમ તેમની બોલીઓમાં પ્રાદેશિક ભેદો સ્પષ્ટ સ્વરૂપ પકડતા ગયા. બ્રાહ્મણ ગ્રંથોમાં ઉદીચ્ય (ઉત્તરનો), મધ્યદેશીય (એટલે હાલના મધ્ય પ્રદેશનો નહિ, પણ ગંગાયમુના દોઆબનો) ને પ્રાચ્ય (પૂર્વનો) એવા ભાષાભેદોના ઉલ્લેખ છે. ઈ. સ. પૂર્વે છઠ્ઠી–પાંચમી શતાબ્દીમાં મધ્યદેશીય ભાષાના શિષ્ટ વ્યવહારમાં વપરાતા રૂઢ સ્વરૂપને નિયમબદ્ધ કરવાના પ્રયત્નો થાય છે. તેવા પ્રયત્નો પાણિનિના વ્યાકરણમાં અંતિમ કક્ષા સિદ્ધ કરે છે. અને ઉપર કહ્યું તેમ 'સંસ્કૃત' નામે એ ભાષાપ્રકાર મધ્યપ્રદેશના સાંસ્કારિક વર્ચસ્વને કારણે, વધુ ને વધુ પ્રચાર પામતો રહી સર્વકાલીન ગૌરવનો ભાગી બને છે.

*

ભારતીય–આર્યની મધ્યમ ભૂમિકાનો પણ આરંભ ઈસુ પૂર્વે છઠ્ઠી સદી લગભગ થયો હતો. તે અરસામાં બુદ્ધે અને મહાવીરે તેમના સમયમાં પંડિતો અને શિષ્ટ વર્ગમાં પ્રચલિત સંસ્કૃત ભાષામા ઉપદેશ નહીં કરતાં, સામાન્ય જનતાની નિસના વ્યવહારની ભાષામાં ઉપદેશ અને પ્રચાર કરવાનુ પસંદ કર્યું હતું. આ રીતે સંસ્કૃતની જેમ પૂર્વના પ્રદેશની એક જનબોલીને પણ પ્રતિષ્ઠા અને ગૌરવ મળ્યાં. પૂર્વની એ માગધીની જેમ મધ્યદેશની ઉત્તરની તથા પશ્ચિમની જનબોલીઓ પણ આગવા સ્વરૂપે વિકસી રહી હતી. ત્યારથી ભારતીય-આર્ય ભાષાઓની બીજી ભૂમિકા—'પ્રાકૃત' ભૂમિકા આરંભાય છે. ઈસવી સન પૂર્વે ત્રીજી શતાબ્દીમાં અશોકના શિલાલેખોની ભાષામાં આપણને તત્કાલીન બોલીઓનુ સ્થૂળ ચિત્ર જોવા મળે છે. તેમા પ્રકટ રીતે પૂર્વ,'પશ્ચિમ અને ઉત્તરની બોલીઓ તારવી શકાય છે. ગિરનારના અશોકલેખની ભાષાનાં કોઈ કોઈ લક્ષણો પશ્ચિમ અને મધ્યપ્રદેશની ભાષામાં ઉત્તરોત્તર ક્રમે જળવાતાં રહીને ગુજરાતી સુધી ઊતરી આવ્યાં છે—સંયુક્ત ઉત્તરવર્તી રકારની જાળવણી, દંત્ય ને વકાર (મકાર)ના સંયોગને સ્થાને દીર્ઘ ઓષ્ઠ્ય વ્યંજન, વગેરે.

*

અશોકાલીન બોલીઓ પછી ઘણી સદીઓ સુધી ગુજરાતની કે તેની સાથે ભાષાદષ્ટિએ સંબદ્ધ પ્રદેશની વિશિષ્ટ ભાષા વિષે કશું જાણવા મળતું નથી. સમયના વહેવા સાથે પ્રાદેશિક વિશિષ્ટતાઓને વધુ ને વધુ સ્પષ્ટ આકાર મળતો જાય છે. ઈસવી ત્રીજી–ચોથી શતાબ્દીની ભાષાવિષયક પરિસ્થિતિનો કાંઈક ખ્યાલ આપણને ભરતનાટ્યશાસ્ત્ર ઉપરથી મળે છે. નાટકના ઉપયોગની દૃષ્ટિએ

તેમાં ગણાવેલી સાત બોલીઓ તે માગધી ને પ્રાચ્યા (પૂર્વની), શૌરસેની (મધ્યની), આવન્તી (મધ્ય ને પશ્ચિમની મિશ્ર), અર્ધમાગધી (પૂર્વ ને મધ્યની મિશ્ર), બાહ્‌લીકી (ઉત્તરની) ને દાક્ષિણાત્યા (દક્ષિણ-પશ્ચિમની) આ ઉપરાંત આભીર, ચાંડાલ, વગેરેની જાતિવિશિષ્ટ બોલીઓ અને હિમાલય, સિંધુ, અર્બુદ વગેરે પ્રદેશના બોલીભેદોની પણ અછડતી નોંધ આપી છે.

*

પાંચમી-છઠ્ઠી શતાબ્દીના અરસામા પશ્ચિમ કાંઠાની અને મધ્યપ્રદેશની લોકબોલીઓના આંશિક મિશ્રણવાળી એક નવી સાહિત્યભાષા વિકસી. એ ભાષા તે અપભ્રંશ. અપભ્રંશને લગતા પ્રાચીનતમ ઉલ્લેખ ઈસવી પાંચમી સદીથી બહુ આગળ જતા નથી. સાતમી સદીનો બાણભટ્ટ 'ભાષાકવિ'નો ઉલ્લેખ કરે છે. છઠ્ઠી સદીનો વલભીરાજા મૈત્રક ગુહસેન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એમ ત્રણે ભાષામાં સાહિત્યરચના કરતો, એવો ઉલ્લેખ છે. પાચમી સદીના જૈન માહારાષ્ટ્રી ગ્રંથ વસુદેવહિંડીમાના એક પદ્યમાં કેટલાંક વિશિષ્ટપણે અપભ્રંશ રૂપો વપરાયેલાં છે. તે પહેલાંના કેટલાક બૌદ્ધ ગ્રંથોની સંકર સસ્કૃત પર અને ત્રીજી સદી પછીના જૈન માહારાષ્ટ્રી ગ્રંથ પઉમચરિયની ભાષા પર તત્કાલીન લોકબોલીની અપભ્રંશને મળતી અસર છે. આ ઉપરથી ઈસવી પાંચમી-છઠ્ઠી શતાબ્દી લગભગમાં અપભ્રંશ, સંસ્કૃત અને પ્રાકૃતોની હરોળમાં ગણાવાને પાત્ર એક સાહિત્યભાષા તરીકે પ્રતિષ્ઠિત થઈ ચૂકી હતી એમ ચોકક્સ કહી શકાય.

*

મૈત્રકોનું વલભી વૈદિક, જૈન અને બૌદ્ધ ધર્મનું તથા વિદ્યાનું કેન્દ્ર હતું. દેવર્ધિગણિ, ભટ્ટિ, સ્થિરમતિ, ગુણમતિ વગેરે અનેક આચાર્યો ને કવિઓ ત્યાં થઈ ગયા. રાજસ્થાન પ્રદેશમા પણ બ્રહ્મગુપ્ત, હરિભદ્ર, ઉદ્યોતન વગેરે પ્રખર વિદ્વાનો થયા. તે સમયનાં રાજસ્થાન, ગુજરાત ને માળવામાં સંસ્કૃત, માહારાષ્ટ્રી, અર્ધમાગધી, પાલિ ને અપભ્રંશનું અધ્યયન-અધ્યાપન રસપૂર્વક થતું. નવમી શતાબ્દી સુધીમાં અપભ્રંશનું સાહિત્યભાષા લેખે વર્ચસ્વ ઘણું વધી ગયું. પશ્ચિમના અને મધ્ય ભારતના સંખ્યાબંધ જૈન કવિઓએ શતાબ્દીઓ સુધી અપભ્રંશનું સાહિત્યનિર્માણ કર્યું છે. નવમી શતાબ્દીનો રાજશેખર પશ્ચિમ તરફનો પ્રદેશ (ગુજરાત, રજપૂતાના વગેરે) અપભ્રંશ કવિઓનું ખાસ સ્થાન હોવાનું સૂચિત કરે છે.

*

પ્રાકૃત વ્યાકરણકારોમાં સાહિત્યિક ઉપયોગ માટે પ્રારંભમા ચાર મુખ્ય પ્રાકૃતો ગણાવવાની એક પરંપરા હતી. શૌરસેની, માગધી, માહારાષ્ટ્રી ને પૈશાચી પછીથી આમાં અપભ્રંશને પણ ભેળવતા. પણ બોલીઓના વિકાસની દૃષ્ટિએ જોઈએ તો સાતમી–આઠમી શતાબ્દી લગભગ સિંધ–પંજાબની બોલીઓનું જૂથ તથા પહાડી બોલીઓનુ જૂથ પશ્ચિમ અને મધ્યના શૌરસેની બોલી–જૂથથી અલગ પડી ગયું માની શકાય અને આગળ જતાં દશમી શતાબ્દી સુધીમાં શૌરસેની જૂથ પણ મધ્યમ ને પશ્ચિમી બે શાખામાં ફંટાયું—એ શાખાઓ હિંદી જૂથ અને રાજસ્થાની–માળવી–ગુજરાતી જૂથ તરીકે આપણને જાણીતી છે. આઠમી શતાબ્દીમા થયેલા ઉદ્યોતનસૂરિ પ્રાકૃત કથાગ્રંથ ‘કુવલયમાલા’માં મધ્યદેશ, ટક્ક (પંજાબ), સિંધુ, મરુ, માળવ, ગુર્જર ને લાટના વેપારીઓની બોલીઓ જુદી જુદી હોવાનો નિર્દેશ કરે છે. પણ એ નિર્દેશ ‘બાર ગાઉએ બોલી બદલાય’ એવા અર્થના બોલીભેદને અનુલક્ષીને હોય એ ઘણું સંભવિત છે.

અપભ્રંશના સ્વરૂપનો વિસ્તૃત પરિચય આ પહેલા (જુઓ પૃ ૩૦–૪૨) આપેલો છે, તેમ બારમી શતાબ્દીમાં થયેલા હેમચંદ્રે ઉદ્ધૃત કરેલાં અપભ્રંશ ઉદાહરણોનું વ્યાકરણ પણ પ્રસ્તુત કરેલું છે. (જુઓ પૃ. ૪૩–૬૮) હેમચંદ્રનાં કેટલાંક ઉદાહરણપદ્યોનો અપભ્રંશ સ્વયંભૂ (નવમી શતાબ્દીનો ઉત્તરાર્ધ), પુષ્પદંત (દશમી શતાબ્દી)ના ઉચ્ચ અપભ્રંશની તુલનાએ અર્વાચીન હોવા ઉપરાંત, તેનું ખાસ મહત્ત્વ તો એ રીતે છે કે એ એક મિશ્ર ભૂમિકા રજૂ કરતો જણાય છે. અન્યત્ર બતાવ્યું છે તેમ તેમાં પ્રથમાનાં ઉકારાંત ને આકારાત રૂપો (ગુજરાતી ‘ઘોડઉ’ —‘ઘોડો’, હિંદી ‘ઘોડા’), મકાર અવિકૃત ને મકારનો વકાર (ગુજરાતી ‘નામ’, હિંદી ‘નાવઁ’), વકારની જાળવણી ને વકારનો લોપ (ગુજ. ‘દીવો’, હિંદી ‘દિયા’), ‘ઇઉ’વાળા તેમ જ ‘ઇ’વાળાં સંબંધક ભૂતકૃદંતો (ગુજ. ‘કરિઉ’, –‘કરી’ હિંદી ‘કરિ’–‘કર’) વગેરે જેવાં લક્ષણો સાથેસાથ મળે છે, જે પાછળથી ગજસ્થાની-ગુજરાતી અને હિંદી બોલીઓ માટે લાક્ષણિક બની જાય છે. હેમચંદ્રનાં ઉદાહરણોમાં અપાયેલા માલવપતિ મુંજ રચિત અપભ્રંશ દુહાઓ, તથા ચૌલુક્ય કાળની પાટણ અને ધારા વચ્ચેની સાહિત્યિક તથા વિદ્યાચાતુર્યની સ્પર્ધા આ દૃષ્ટિએ સૂચક છે ને તેવી જ સૂચક છે હિંદી ને ગુજરાતી-મારવાડી વચ્ચેની અનેક દેશ્ય ને તળપદા શબ્દોની, રૂપોની ને રૂઢોક્તિઓની સમાનતા—જે સમાનતા ઉપરકહ્યા અપભ્રંશના સમાન વારસાને જ આભારી છે.

*

શબ્દભંડોળના વિષયમાં એક ખાસ નોંધવા જેવી વિશિષ્ટતા એ છે, કે પ્રાકૃત વ્યાકરણોએ જેમને 'દેસ્ય' કે 'દેશી' એવું નામ આપ્યું છે, તે શબ્દોનો પ્રચાર પ્રાકૃત કરતાં અપભ્રંશમાં અને તેથી અનેક ગણો પછીની ભૂમિકામાં થયો છે. 'દેસ્ય' એટલે વસ્તુતઃ તો એવા શબ્દો જે પ્રાકૃતમાં–અપભ્રંશમાં પ્રવર્તતા સાદા અને વધુ વ્યાપક ધ્વનિવલણોની નીચે સહેલાઈથી ન આવતા હોય, જે શબ્દનું પૂર્વરૂપ સંસ્કૃતમાં કે તેની પૂર્વ ભૂમિકામાં ન જળવાઈ રહ્યું હોય, જે શબ્દો દ્રાવિડી વગેરે ભારતની આર્યેતર ભાષાઓમાંથી અથવા તો ભારત બહારની પરદેશી જાતિઓની ભાષામાથી આવ્યા હોય, અથવા તો છેવટે જેમનું મૂળ અજ્ઞાત હોય

*

પૂર્વભૂમિકા—કહો કે જનની—લેખે અપભ્રંશની ગુજરાતી હિંદી જેવી અર્વાચીન ભૂમિકાની ભાષાઓ સાથે આંતરિક નિકટતા હોવા છતાં બાહ્ય દૃષ્ટિએ એ એક મધ્યમ ભારતીય–આર્ય ભાષા જ છે, જ્યારે ગુજરાતી વગેરે અર્વાચીન ભારતીય–આર્ય ભૂમિકાની ભાષાઓ છે.

અપભ્રંશનો પ્રભાવ–અપભ્રંશરંગી શબ્દો, લઢણો ને રૂઢિપ્રયોગો તો પંદરમી–સોળમી શતાબ્દી સુધી સાહિત્યક્ષેત્રે વપરાતાં રહ્યાં છે. પણ બારમી શતાબ્દીથી જ આપણને રાજસ્થાન ગુજરાત માલવ પ્રદેશની તળપદી બોલીઓની સ્પષ્ટ છાપ ધરાવતી ભાષામાં સાહિત્ય મળવા લાગે છે. દશમી શતાબ્દી પછી ઉત્તર-ભારતીય બોલીઓની જે નવી—ત્રીજી ભૂમિકા મંડાય છે, તેની એ હકીકત દ્યોતક છે. ઉક્ત સમગ્ર પ્રદેશની ભાષા સાહિત્યિક પ્રયોજન પૂરતી એકરૂપ ગણી શકાય તેમ હતું. નરસિંહ, ભાલણ, ગણપતિ વગેરે જેવા જેમ આપણા તળ ગુજરાતના સાહિત્યકાર તેમ 'કાન્હડદે-પ્રબંધ'નો કર્તા પદ્મનાભ, મીરાં વગેરે જેવા આપણા જ તળ રાજપૂતાનાના સાહિત્યકાર. અને ગુજરાતીના જૈન રાસાકારો ને ગદ્યકારોમાંથી અનેકે ગુજરાતમાં રહીને તો અનેકે રાજપૂતાનામાં રહીને પોતાની લેખનપ્રવૃત્તિ કરી હોવાનું જાણીતું છે.

*

'ગુજરાતી' નામના મૂળમાં 'ગુજરાત' એ પ્રાદેશિક સંજ્ઞા છે. 'ગુજરાત'નું પ્રાચીન રૂપ હતું 'ગુજ્જરત્તા' (સંસ્કૃત બનાવેલું રૂપ.'ગુર્જરત્રા' કે 'ગૂર્જરત્રા'), ને એનો અર્થ હતો 'ગુર્જર લોકો' 'ગુર્જર લોકોનો સમૂહ' અને પછી 'ગુર્જરોના અધિકાર નીચેનો પ્રદેશ.' મૂળે પરદેશી જણાતા ગુર્જરો (કે 'ગૂર્જરો') સાતમી શતાબ્દી સુધીમાં તો આર્ય પ્રજામાં એટલા ભળીને એકરૂપ થઈ ગયેલા કે તેમના મૂળ વિશે કશો ઉલ્લેખ તેઓ નથી કરતા. પણ જ્યારે જ્યારે કોઈ

પણ પરદેશી જૂથ સમયાન્તરે બીજા ભિન્ન ભાષાભાષી મોટા જૂથમાં ભળી જાય છે અને પોતાની ભાષા અને રહેણીકરણી તજી દઈ ક્રમે કરીને બીજાં અપનાવે છે, ત્યારે ત્યારે ત્યજી દીધેલી ભાષા ને રહેણીકરણી પોતાની વધતી-ઓછી છાપ-મૂકી ગયા વિના રહેતી નથી. તદનુસાર પ્રાચીન ગુર્જરોની મૂળ ભાષા પણ અત્રત્ય ભાષા પર પોતાના થોડાક સંસ્કાર મૂક્યા વિના ન જ રહી હોય. ગુજરાતી શબ્દભંડોળમાં રહેલા દેશ્ય શબ્દોમાંથી જે અંશ ઇતર ભારતીય ભાષાઓમાં નથી મળતો—ગુજરાતીનો જ લાક્ષણિક અંશ છે, તેને અમુક અંશે ગુર્જરોની મૂળ ભાષા સાથે કીક કીક લેવાદેવા હોય એમ માનવુ વધારે પડતું નથી.

*

પ્રાચીન ગુર્જરભાષાને તેની પૂર્વભૂમિકાથી જુદી પાડતા લક્ષણો વ્યવહારદષ્ટિએ નીચે પ્રમાણે આપી શકાય :

ધ્વનિવિકાસના વિષયમાં, (૧) પૂર્વ ભૂમિકામાં આરંભાયેલું દીર્ઘ વ્યંજનોને હ્રસ્વ કરવાનું (અનુસ્વારનો અનુનાસિક કરવાનું) અને સાથેસાથ પ્રથમાક્ષર પૂરતું પૂર્વવર્તી હ્રસ્વ સ્વર દીર્ઘ કરવાનું વલણ હવે ઠરીને ઠામ થાય છે. 'સત્ત' જેવા ઉચ્ચારને સ્થાને 'સાત' જેવો ઉચ્ચાર સંભળાતો થાય છે, બીજી પણ ઘણી નવ્ય ભારતીય–આર્ય ભાષાઓ માટે આ વલણ લાક્ષણિક છે. ખુલ્લા અક્ષરો બોલવાની આ ખાસિયતથી પ્રાચીન ગુજરાતી વગેરેમાં, સંસ્કૃતમાં હતા તેવા સ્વરાન્તર્ગત એકવડા સ્પર્શ વ્યંજનો ફરી પ્રચારમાં આવે છે અને પરિણામે સંસ્કૃત શબ્દોને તેમના અધિકૃત રૂપમાં અપનાવવા શક્ય બને છે, (આગલી ભૂમિકામાં, સ્વીકૃત સંસ્કૃત શબ્દો અમુક ધ્વનિવિકાર સાથે જ વાપરી શકાતા.) બીજાં ધ્વનિવલણોમાં (૨) અમુક ધ્વનિસંદર્ભમા હકાર ને વકારનો લોપ, (૩) અંત્ય ઉકારનો અકાર, (૪) સંપર્કમાં રહેલા સ્વરોનો સંકોચ, એ ગણાવી શકાય. રૂપવિકાસના વિષયમાં, આગળના વિભક્તિતંત્રની વિચ્છિન્નતા, અનુગોનો વધતો જતો વપરાશ અને તેમને સંબંધે એક સામાન્ય રૂપનો વિકાસ, સહાયક ક્રિયાપદોની અને કૃદંતમૂલક કાળોની રચના, અને કર્મણિ પ્રત્યય વગેરે જેવા નવતર પ્રયોગો લાક્ષણિક રીતે ધ્યાન ખેંચે છે. શબ્દભંડોળમાં અનેક નવતર શબ્દોના ભરણા ઉપરાંત રવાનુકારી અને દ્વિરુક્ત ઘડતરના શબ્દોનું પ્રમાણ ઘણું વધી જાય છે.

આ બધાં લક્ષણો જે ભાષા ધરાવતી જણાય તેને જ અર્વાચીન ભૂમિકાની કહેવાય. પ્રાચીન ગુર્જર ભાષાની આરંભની કૃતિઓ વજ્રસેનકૃત 'ભરતેશ્વર-બાહુબલિ-ઘોર' (ઈ.સ. ૧૧૬૯ લગભગ), શાલિભદ્રકૃત 'ભરતેશ્વર-બાહુબલિ-રાસ' (ઈ.સ. ૧૧૮૫), ધર્મકૃત જંબૂસામિચરિત્ર (ઈ. સ. ૧૨૧૦) અને વિજયસેનસૂરિકૃત રેવંતગિરિરાસ (ઈ. સ. ૧૨૩૦ આસપાસ) છે. આ કૃતિઓની ભાષા ઉપરની કસોટીએ અર્વાચીન ભૂમિકાની જણાય છે. ક્વચિત નવમીદસમી સદીની અપભ્રંશમાં પણ કોઈ કોઈ શબ્દમાં બેવડા વ્યંજનને એકવડો કરવાનું ને તેની પૂર્વેના હ્રસ્વ સ્વરને દીર્ઘ કરવાનુ વલણ છે. પણ ત્યાં આ વલણ છૂટકછૂટક શબ્દોમાં જોવા મળે છે, જ્યારે ઉપર્યુક્ત કૃતિઓમાં તે વ્યાપકપણે અને દૃઢમૂળ થયેલું જોઈ શકાય છે. તેવી જ રીતે વિશિષ્ટ અનુગોનો વપરાશ અપભ્રંશ ભૂમિકાથી જ શરૂ થઈ ગયો છે, પણ પ્રાચીન ગુજરાતીની ઉપર ગણાવેલી કૃતિઓમાં તેમનો ઉપયોગ બહોળા પ્રમાણમાં અને લાક્ષણિક રૂપે થયો છે. આમ પ્રાચીન ગુજરાતી બારમી સદીના ઉત્તરાર્ધમાં તો સાહિત્યભાષા તરીકે વપરાતી થઈ ગઈ હતી. ઉપરાંત આપણે ઉપર જોયું કે હેમચંદ્રીય અપભ્રંશને પણ અર્વાચીનતાનો પાસ લાગેલો છે. એ લક્ષમાં લેતાં બોલચાલના વ્યવહારમાં બારમી સદીના આરંભથી કે તે પહેલાં પચીશપચાસ વરસથી અર્વાચીન ભૂમિકા અસ્તિત્વમાં આવી ગઈ ગણાય.

*

ચૌદમી શતાબ્દી પછીથી રાજસ્થાની-ગુજરાતી-માલવી જૂથના બે ફાંટા પડે છે: એક તરફ જયપુરી ને બીજી તરફ ગુજરાતી-મારવાડી-માલવી. આ બીજો ફાંટો પંદરમી શતાબ્દી લગભગ જુદી જુદી ત્રણ શાખાઓમાં વિભક્ત થવા લાગે છે. એ શાખાઓ તે મારવાડી, માળવી ને ગુજરાતી. નપુંસકલિંગની જાળવણી અને બીજાં કેટલાંક લક્ષણો જોતાં અર્વાચીન ગુજરાતી વધુ અંશે પૂર્વપરંપરાને વળગી રહી હોવાનું કહી શકાય. બીજું એ કે પશ્ચિમ રજપૂતાના અને ઉત્તર ગુજરાતનો ઘણોખરો પ્રદેશ સંયુક્ત રીતે આઠમીથી અગિયારમી શતાબ્દી વચ્ચે 'ગુર્જરત્તા' 'ગુર્જરત્રા' નામે જાણીતો હતો. એટલે એ પ્રદેશમાં સમાનપણે પ્રચલિત ભાષાને 'જૂની પશ્ચિમ રાજસ્થાની' કે 'મારુગુર્જર' એવે નવે નામે ઓળખવા કરતાં 'પ્રાચીન ગુર્જર' કહેવી વધુ યોગ્ય લાગે છે. પણ ખરા સ્વરૂપને લક્ષમાં રાખીએ તો નામનું એવું કોઈ મહત્ત્વ નથી.

*

આ ઈસવી બારમી સદીનો આરંભ એ ગુજરાતીના ઉદ્ગમ માટે આપેલી સમય-

મર્યાદા અભ્યાસદૃષ્ટિએ જ સાચી ગણાય. બાકી તો ભાષામાં અવિરતપણે પરિવર્તન થયા કરતું હોય છે તેની ગતિ પ્રમાણમાં ધીમી અને સ્વરૂપ સૂક્ષ્મ અને ક્રમિક હોવાથી એ પરિવર્તન તત્કાલીન નજરે ચડતું નથી. ભાષા બોલનાર લોકોને તો પોતાની ભાષા સદાને માટે એક જ રૂપે બોલાતી હોવાનો ભ્રમ રહે છે. ઉચ્ચારણમા પડતો જતો સૂક્ષ્મ ફરક, શબ્દોની ધીમે ધીમે બદલાતી જતી અર્થછાયા, પ્રચલિત શબ્દોનો વપરાશલોપ અને નવતર શબ્દોનો પ્રચાર, પ્રયોગોની ચડતીપડતી—આ પરિવર્તનોનો પેટાળમા વહેતો પ્રવાહ ભાષા બોલનારના લક્ષની બહાર રહે છે. પણ પોણોસો કે સો વરસ જેટલા અતરે મ્હેના બે ભાષાનમૂના તપાસતા થયેલું પરિવર્તન આપણે તરત પકડી શકીએ છીએ જેમ આપણી આખ સામે સતત રહેતા માણસમા થતો ફેરફાર આપણે કળી શકતા નથી, પણ દસપંદર વરસને અંતરે એકની એક વ્યક્તિને જોતા તેનામા થયેલો ફેરફાર તરત જ દૃષ્ટિગોચર થાય છે, તેવું જ ભાષાનું છે. આમ હોવાથી કોઈ પણ ભાષાના ઇતિહાસમા અમુક ચોક્કસ સમયે આગલી ભૂમિકા શરૂ થઈ એમ ભાગ્યે જ કહી શકાય. પણ ભાષામાં થતા પરિવર્તનની ગતિ એકધારી નથી હોતી ઐતિહાસિક કારણોને લઈને અમુક એક ગાળામા ભાષામા પ્રમાણમાં થોડા ફેરફાર થતા હોય, તો બીજો સમયનો ગાળો એવો હોય, જેમા ભાષાના વિવિધ અંગોમા વિપુલ પ્રમાણમાં પલટો આવે. જ્યારે પરિવર્તનના મબ્યાબધ વલણો અમુક સમયના ગાળામા અપેક્ષાએ સ્થિર થયેલા જોવામાં આવે ત્યારે ભાષાની નવી ભૂમિકા સિદ્ધ થઈ એમ ગણી શકાય. નવી ભૂમિકાની તુલનામા આગલી ભૂમિકાના અનેક લક્ષણોની કાયાપલટ થઈ ગયેલી દેખાય છે. અને એક ભૂમિકા પૂરી થાય અને બીજી ભૂમિકા સિદ્ધ થાય તે વચ્ચે હમેશા સંક્રાતિનો ગાળો સ્વીકારવાનો હોય છે, જેમા કેટલીક બાબતમા આગલી ભૂમિકાનાં વલણો અને પાછલી ભૂમિકાના વલણો સાથેસાથ પ્રવર્તતા હોય છે એ દૃષ્ટિએ ઇસવી અગીયારમી સદી લગભગથી ઉત્તર ગુજરાત અને મારવાડના પ્રદેશની ભાષામા અર્વાચીન વલણો પ્રબળ થયા હોવાનું અને ઇસવી બારમી સદીમા તે વલણો સ્થિર થયા હોવાનું આપણે માનીશુ તો તે સયુક્તિક ગણાશે.

*

આપણી પાસે પ્રાચીન ગુજરાતીની ઠેઠ બારમી સદી લગભગની કૃતિઓ હોવાથી આપણે ગુજરાતીના ઉદ્‌ગમનો સમય કાંઈક ચોક્કસાઈ સાથે ઠરાવી શક્યા ઉત્તર ભારતની અર્વાચીન ભૂમિકાની ઘણી ભાષાઓનું સાહિત્ય આટલું વહેલું નથી મળતું, કેમ કે સાહિત્યભાષા તરીકે રૂઢ થયેલી ભાષાને બદલે બોલચાલની

ભાષા સાહિત્યરચના માટે વપરાય તેવું અસાધારણ સંજોગોમાં જ બનતું. અપભ્રંશ જેવી સદીઓથી પ્રતિષ્ઠિત સાહિત્યભાષાની તુલનામાં બોલચાલની ભાષા ગ્રામ્ય ગણાય, અને તેમાં સાહિત્ય રચવાનું કોઈની કલ્પનામાં પણ ન આવે. પણ અપભ્રંશમાં ક્રમેક્રમે 'ગ્રામ્ય' તત્ત્વોનું ભરણું થતું ગયું, એટલે શિષ્ટ અપભ્રંશની સાથેસાથ આ 'ગ્રામ્ય' તત્ત્વોવાળો—એટલે કે બોલચાલની ભાષાની સેળભેળવાળો ઉત્તરકાલીન અપભ્રંશ પણ સાહિત્યરચના માટે વપરાતો થયો. ઉપરાંત ગુજરાતના જૈનો (અને બૌદ્ધો)માં પહેલેથી જ સામાન્ય જનતાની—મધ્યમવર્ગની ભાષામાં સાહિત્ય રચવાનો પ્રઘાત હોવાથી તેમણે અપભ્રંશની થોડીક છાંટવાળી લોકબોલીમાં જ સાહિત્ય રચવા માંડયું. પ્રાચીનતમ ગુજરાતી કૃતિઓ જૈન લેખકોની છે તેનું એક કારણ આ છે.

*

પ્રાચીન સમયથી જ ગુજરાત અનેક પરદેશી જાતિઓના વધતાઓછા ને આછાગાઢા સંપર્કમા રહ્યું છે. દરિયાકાંઠાના અને વાણિજ્યપ્રિય હોવાને કારણે ગુજરાતીઓની ભાષામાં અન્યાન્ય ભાષાઓમાંથી સામગ્રીની આયાત થતી રહી હોય એ સમજી શકાય તેમ છે. દશમી શતાબ્દી સુધીમાં ગ્રીકો, શક-ક્ષત્રપો, હૂણો, ગુર્જરો જેવી વિદેશી જાતિઓ સ્થળાંતર કરીને ગુજરાતમાં આવી અને કેટલીક જાતિઓએ રાજકીય વર્ચસ્વ પ્રાપ્ત કર્યું. તેમની બોલીઓમાંથી કેટલીક સામગ્રી અપનાવીને ગુજરાતની લોકભાષા સમૃદ્ધ બનતી રહી. પછીના સમયમાં મુસ્લિમો દ્વારા ગુજરાતી ઉપર ફારસી-અરબીનો ઘણો દૂરગામી પ્રભાવ પડ્યો અને ખાસ કરીને ગુજરાતી શબ્દભંડોળને આ સંપર્કથી ઘણી અસર પહોંચી. હિંદી ને મરાઠી ને ફિરંગી અસરોએ પણ આ જ દિશામાં કામ કર્યું. પણ અંગ્રેજીના સંપર્કથી તો ગુજરાતીની કાયાપલટ થઈ ગઈ. વિચારની સાથેસાથ વાક્યના ઢાળા ને લઢણો ધરમૂળથી પલટાઈ ગયાં ને બુદ્ધિ ને તર્કના ભારને ઝીલતું ગદ્ય વિકસ્યું.

બીજી દૃષ્ટિએ, ઇસવી સનના આરંભથી અહીંના લોકો યથાપ્રાપ્ત સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ને દેશી ભાષામાં સાહિત્યપ્રવૃત્તિ કરતા રહ્યા હોવાથી તેમની ભાષાને સંસ્કારનું પોષણ સતત મળ્યા કર્યું છે અને વ્યાવહારિક ઉપરાંત સાંસ્કારિક જીવનની સૂક્ષ્મ અને અનેકવિધ આવશ્યકતાઓને પહોંચી વળવાની ક્ષમતા તે ખીલવતી રહી છે. એ ભૂલવાનું નથી કે અત્યારની ગુજરાતી માત્ર અત્યારની નથી. તેની પાછળ હેમચંદ્રની, નરસિંહ ને પ્રેમાનંદની, ગોવર્ધનરામ ને ગાંધીજીની ગુજરાતીની ઉન્નત અને બલિષ્ઠ પરંપરા છે, અને એ પરંપરાને જાળવવાનો ને દીપાવવાનો ભાર અત્યારના સંસ્કારી વર્ગને શિરે છે.

*

# પ્રાકૃત-અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી

## ૧. અઉગ, ઉગા

મરાઠીમાં ચાલુ પ્રચારમા રહેલા, પણ અર્વાચીન ગુજરાતીમાથી લુપ્તપ્રાય બનેલા 'ઉગા' કે 'અઉગા' શબ્દના ૧૨ મી, ૧૩ મી, ૧૪ મી, ૧૬ મી ને ૧૭ મી શતાબ્દીના પ્રાકૃત, પ્રાચીન ગુજરાતી તથા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાથી પ્રયોગો મળે છે

### (૧) પ્રાચીન ગુજરાતી પ્રયોગો

(૧) બિવંદણિક ગચ્છના હરજીકૃત ભરડકબત્રીશી રાસ' (રચના વર્ષ[૧] ઈ. સ. ૧૫૮૭–૮૮)ની પહેલી વાતનો સાર 'નરસિંહ યુગના કવિઓ' (સંપા ક. મા. મુનશી, ફા. ગુ. ત્રૈમાસિક ૩.૩.૧૯૩૮, પૃ ૩૨૦) એ લેખમાથી નીચે ઉદ્ધૃત કરું છું:

એક ભરડો જમવા ગયો હતો. પંગતમા બેઠો. પીરસવા માડતાં વાડકીમાં એક વાનું પીરસાયું. પેલો સમજ્યો નહીં કે આ શુ છે, તેથી, તેણે જોડે બેઠેલાને પૂછ્યુ, 'આ શું?' પાસે બેઠનારે કહ્યુ 'મ ઝખિ' ('મા='ન' બોલ), પછી ઘેબર પીરસાયાં. એટલે પેલાએ પાછુ પાડોશીને પૂછ્યુ: 'આ શુ?' એટલે તેને જવાબ મળ્યો કે 'ઉગા' (નકામો પૂછે છે). પછી શ્રીખંડ પીરસાતાં પૂછ્યુ: પેલાએ કહ્યું: 'ચૂપ'. ઘેર ગયા પછી મિત્રોએ તેને પૂછ્યુ: 'આજે શું જમ્યા?' ભરડાએ કહ્યુ:

> "'મ ઝખિ' પડી કટોરડઇ, 'ઉગા' પડિયા પચ,
> અવર ન કાંઈ મીઠડુ, જેહવી મીઠી 'ચૂપ.'"

---

૧. હરજીના "ભરડકબત્રીશી રાસ"ના સમયની શ્રી મુનશીની અટકળ ('સં. ૧૫૦૦ આસપાસ') નિરાધાર દર્શાવી મો. દ. દેસાઈએ તે વિ સ ૧૬૨૫નો અથવા ૧૬૪૫નો હોવાનુ જણાવ્યુ છે. ('જૈન ગૂર્જર કવિઓ', ભાગ ૩, પૃ ૭૧૩). પણ 'વેદ યુગ રસ ચંદ' એટલે ૧૬૪૪ હરજીની 'વિનોદચોત્રીશી કથા'નો સમય ૧૬૪૧ છે, એ ધ્યાનમાં રહે.

મૂર્ખ ભરડો ન બોલવાની કે મૂંગા રહેવાની સૂચનાના શબ્દોને તે તે ખાદ્યનાં નામ સમજી બેઠો! ઉપર આપેલા ઉદ્ધરણમાં 'મ ઝખિ' અને 'ઉગા'નો ભાવાર્થ આપેલો છે...' ઝખ'[2]=' લવારી કરવી,' 'બકવાસ કરવો.' એટલે ' મ ઝખિ'= ='બકબક ન કર.' 'ઉગા'='મૂગો' કે 'મૂંગો રહે' એવો અર્થ છે અને એટલા પૂરતો તે ' ચૂપ 'નો પર્યાય છે.

(૨) ' ભરડકબત્રીશી રાસ 'ની આધારભૂત વાતો પરથી સંસ્કૃત ગદ્યમા—ખરી રીતે તો જૈનપ્રચલિત લૌકિક સરકૃતમાં—તપાગચ્છના પ્રખ્યાત ઉપાધ્યાય સમયસુદરના શિષ્ય સાધુરાજના શિષ્યે, સાધુરાજ પાસેથી વાતો સાભળીને–'ભરટક–દ્વાત્રિંશિકા' (પ્રકાશક મેસર્સ એ. એમ. કંપની, પાલીતાણા, ૧૯૨૬) રચી હતી (આશરે ઈસવી ૧૭મી સદી). તેમા ઉપરની વાત ૨૪ માં કથા તરીકે આપેલી છે. વીગતોમા ફેર છે. પહેલા કટોરામા પાણી આપ્યુ ત્યારે ભરડાએ ' આનું નામ શું ?' એમ પૂછ્યું, એટલે સાથે બેઠેલાએ 'મ ઝખિ' કહ્યુ. પછી પડસુંદી[3]ના ગણા પીરસાતા પૂછ્યુ ને 'ઉગા' કહ્યુ. છેવટે લાપસી વખતે 'ચૂપ' કહ્યુ. ઘેર આવીને ભરડાએ ભોજનનુ વર્ણન કરતા કહેલો દૂહો શબ્દશઃ ઉપર પ્રમાણે છે. ' ઉગા ' ઉપરના ટિપ્પણમા તેનો અર્થ ' ન બોલ ' એવો કર્યો છે.

(૩) વિનયચંદ્રકૃત નેમિનાથ-ચતુષ્પદિકા (આ. ૧૩૦૦)મા ' અડગ ' શબ્દવાળી પંક્તિ અને તેનો સંદર્ભ આ પ્રમાણે છે :

ભણઇ વયણુ ઉગ્રસેણહ જાય
' કરિસુ ધમ્મુ, સેવિસુ પ્રિય-પ્રાય '
મિલિઉ સખી રાજલ , પભણુંતિ
' ચિણય જેમ ન મિરિય ખજ્જંતિ
**અઉગી અચ્છી**, સખિ, ઝખિ મન આલ
તપુ દોહિલ્લઉ, તઉં સુકુમાલ' (૩૫–૩૬)

''ઉગ્રસેનની પુત્રી (આ) શબ્દો બોલે છે, હુ ધર્મ આચરીશ, પ્રિયનાં ચરણો સેવીશ.' સખીઓ મળીને રાજલને કહે છે, ' મરી કાંઈ ચણાની જેમ નથી ખવાતા. સખી, **મૂગી રહે**. નકામો બકવાસ ન કર. તપ છે દોહ્યલું, ને તું છે સુકુમાર.' અહીં પણ 'ઝખિ મન'ની સાથે 'અઉગી અચ્છિ'નો પ્રયોગ થયો છે.

---

૨. પ્રાચીન પ્રયોગોમા ' ઝખ ' મળે છે. જુઓ પ્રસ્તુત ગ્રંથ પૃ. ૧૪૯.

૩. ગ્રંથકારે ' પડસુદી ' માટે ' પદ્દશુદ્ધિ ' અને લાપશી માટે ' લપનશ્રી ' એવા સસ્કૃત શબ્દો બનાવવાને મૂક્યા છે.

(૪) ઈ. સ. ૧૨૦૦ લગભગ રચાયેલા મુનિ રત્નસૂરિકૃત સસ્કૃત 'અગડ કથાનક' કે 'અગડચરિત્ર'માથી ચીમનલાલ ડા. દલાલે 'પ્રાચીન ગુજરાતી સુભાષિતો' ('સાહિત્ય', મે ૧૯૧૪) એ લેખમા[૪] કેટલાક પ્રાચીન ગુજરાતી સુભાષિત ઉદ્ધૃત કર્યા છે. તેમા નીચેનુ સુભાષિત પણ છે :

ઉગી ઉગી બાપડી, મુહ ઢાકી મન રોઇ,
જુ જમ લાંચઇ ફિરઇ તુ, ફિરલ (?) ન મરઇ કોઇ.

અત ભાગમાં પાઠ ભ્રષ્ટ જણાય છે, પણ અર્થ સમજાય છે · બાપડી ! મો ઢાકીને છાની છાની રો નહીં. જમ જો લાચ લેતો ફરતો હોત, તો તો કોઈ ન મરત'

## (૨) અર્વાચીન ગુજરાતી પ્રયોગ

સાહિત્યમા કે વ્યવહારમા સામાન્ય નામ તરીકે 'ઉગા'નો પ્રયોગ મારા લક્ષમા આવ્યો નથી, પણ વિશેષ નામ તરીકે 'ઉગા' જાણીતો છે. આપણા અનેક વ્યક્તિનામોનો ઉદ્‌ભવ વહેમમા છે. મેલી નજરથી, દૃષ્ટિદોષથી સતાનને બચાવવા તેનું નામ નિરર્થકતા, તુચ્છતા વગેરેના વાચક શબ્દો પરથી પાડવામા આવતું. 'ઉગો' એટલે 'મૂગો', 'છાનો', 'નકામો', 'અમચ્તો.' એ રીતે 'ભીખો', 'કચરો', 'પૂજો' મફત', 'અમથો', 'જીકો', 'ધૂળો' વગેરેના વર્ગમા 'ઉગો' પણ બેસે છે.

## (૩) પ્રાકૃત પ્રયોગ

ઈ. સ. ૧૦૫૨માં રચાયેલા જિનેશ્વરસૂરિકૃત 'કથાકોષ-પ્રકરણ'[૫]ના 'શાલિભદ્ર-કથાનક'મા પ્રવ્રજ્યા લેવાના શાલિભદ્રના નિર્ણયથી રડી રહેલી તેની બહેન અને તેના બનેવી ધન્ય વચ્ચેની વાતચીતનો એક અશ નીચે પ્રમાણે છે :

ભણિયં ધન્નેણ, 'મા રુયસુ કાઉરિસો સો કહ પવ્વજ્જ કાહી, જો એક્કેક્કિયં તૂલિયં મુયઇ.'

ભણિયમણાએ, 'દેવ, અઉગ્ગાએ અચ્છ, સપ્પુરિસો તુમ ચેવ નૂણ જો ઝત્તિ પવ્વઇસ્સસિ.'

"ધન્યે કહ્યુ, 'રો મા. જે (રોજની) એક એક તળાઈ તજે છે, એ કાયર પુરુષ શુ પ્રવ્રજ્યા લેશે?'

---

૪. એ લેખ "જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૧, પ્રસ્તાવના, પૃ. ૨૯૫ અને પછીના પર ઉદ્ધૃત કરેલો છે આગળ આપેલો દુહો આમાથી લીધો છે.

૫ સપાદક, જિનવિજય મુનિ, સિંઘી જૈન ગ્રથમાળા, ૧૧, ૧૯૪૯.

તે બોલી, 'દેવ, મૂંગો રહે. ભડવીર એક તું જ ખરો ને,જે ઝટ કરતોકને પ્રનજ્યા લઈ લે.'

આ પ્રયોગને લક્ષમા લેતા વિકાસની સાકળ આ પ્રમાણે સમજી સકાય: પ્રાકૃત 'અઉગ્ગઓ,' પ્રાચીન ગુજ. 'અઉગઉં', મધ્ય, ગુજ 'ઉગો'.

(૪) મરાઠી પ્રયોગો

'ઉગા'નો અર્વાચીન ગુજરાતીમા વ્યવહાર નથી, પણ અર્વાચીન મરાઠીમા તે સુપ્રચલિત છે 'મૂગુ' 'શાત,' 'છાનુ' 'કશી બોલચાલ કર્યા વગર' એવા અર્થો જાણીતા છે 'ઉગા બૈંસ, અગદી હાલૂ નકો,' 'ઉગા બૈસ', 'મહીના ભર ઉગા બૈસ'[૬] વગેરે અનેક ચાલુ પ્રયોગો છે.

પ્રાચીન મરાઠીમા પણ તેનો ચાલુ પ્રયોગ થતો. પ્રાચીનતમ પ્રયોગ જ્ઞાનેશ્વરીના છે એક ઉદાહરણ: 'મ્હણૌનિ ઉગા' (૧૩,૬૬)

૨. અપૂટ્ઠ મર

નાની વયમા અકસ્માતથી રોગથી કે સાહસ, અવિચાર વગેરેથી નોતરી લઈને મૃત્યુ પામનાર તેનુ નિર્મિત આયુષ્ય પૂરુ કર્યા વિના મરી ગયાનુ મનાય છે એવા મૃત્યુ માટે અકાળે મૃત્યુ કે 'આયુષ્ય કે જીવનકાળ ખૂટ્યા વગરનુ મૃત્યુ' કહેવાય છે. ચાલુ પ્રયોગમા 'વણખૂટ્યે મિચાગ કૈંક મરી ગયા' વગેરે જાણીતા છે. પ્રાકૃત, અપભ્રશ અને પ્રાચીન ગુજરાતીમા આ પ્રયોગ (કે તેવા ભાવના વાચક મળતા પ્રયોગ)ના કેટલાક ઉદાહરણ

(૧) પુષ્પદતકૃત અપભ્રશ મહાકાવ્ય 'મહાપુરાણ' (૧૦મી શતાબ્દી) ૧૬/૭/૧૦

તો પણવહુ જઇ કાલુ ન ખુટ્ટઇ.

'જો આયુષ્ય ન ખૂટ્યુ હોય તો પ્રણામ કરો'.

અહીં ટિપ્પણમા 'કાલુ'નો અર્થ 'આયુ' આપેલો છે.

(૨) મહાપુરાણ ૮૧/૫/૧૦

મા મરઉ અપુણ્ણઇ કાલિ

'અધૂરા આયુષ્યે તે ન મરો'

(૩) મહેંદ્રસૂરિકૃત પ્રાકૃત કથા 'નમ્મયાસુદરીકહા' (૧૨મી શતાબ્દી) પૃ. ૬૮.

સચ્ચો જણપ્પવાઓ મરઇ ન અખુટ્ટે જીવિએ કોઇ.

'જીવિત ખૂટ્યા વિના કોઈ ન મરે—એ લોકોક્તિ ખરેખર સાચી છે.'

---

૬. મોલ્સવર્થનો મરાઠી કોશ.

(૪) ધનપાલકૃત ભવિસત્તકહ (૧૩૩૭) ૧૪/૧૧/૮ માં આને મળતો પ્રયોગ :

જેત્થુ અઊરઇ કાલિ મરિજ્જઇ
'જ્યા અધૂરે આયુષ્યે મરણ આવે છે'

(૫) ભરતેશ્વર બાહુબલિરાસ, કડી ૧૧૦૫ :

ગિરિકંદરિ અરિ છપિઉ ન છૂટઇ, તું બાહુબલિ મરિ મ અખૂટઇ
'શત્રુગિરિકંદરામાં છુપાય તો પણ નથી બચતો. માટે હે બાહુબલિ, તું વણખૂટ્યે મર મા'.

(૬) એ જ, કડી ૧૩૦૫ :

જઇ ગિરિકંદરિ વિવરિ વીર પઇસંતુ ન છૂટઇ
જઇ જલિ જંગલિ જાઇ કિમ્હઇ તઇ મરઇ અખૂટઇ

'વીર ગિરિકંદરામાં પેસે, દરમાં પેસે તોપણ તેનાથી બચે નહીં : જળમાં કે જંગલમાં જાય, પણ ગમે તેમ કરીને તેને અખૂટયે મરવાનુ જ રહે'.

(૭) એ જ, કડી ૬૧૫ :

આખ અખૂટઉ કાલ, ખૂટઉ રહિ રહિ ઇમ ભણઇ એ
"વણખૂટેલો કાળ આ જ ખૂટયો મારે રહી જા' એમ તે કહે છે."

(૮) એ જ, પંક્તિ ૧૪૯૩ :

ચિંતવઇ ય સુહડહ રાઉ જોઇ આજુ ખૂટઉં આઉ
'સુભટરાજ વિચારવા લાગ્યો : જો, આજ આયુષ્ય ખૂટયુ'.

સિદ્ધહેમના એક અપભ્રંશ ઉદાહરણ પદ્યમાં (૪, ૪૨૨/૧૪) 'અપૂરઇ કાલિ' = 'અધૂરે કાળે' — 'વખત ભરાયા પહેલાં' એવો પ્રયોગ મળે છે.

(૯) કાન્હડદે પ્રબંધ(૧૪૫૬), ૧, ૬૧૫.

માધવ ભણઇ કર્ણ જા નાસી કાંઇ મરઇ અણખૂટઇ
'માધવ કહે : કર્ણ, તું નાસી જા, વણખૂટયે કાં મરે છે'

(૧૦) તે જ, ૨, ૧૧૪ :

હાથી ઘોડઉં આડઇ આવઇ તેહ મરઇ અણખૂટઇ
'હાથી કે ઘોડુ તેની આડે આવે તે વણખૂટયે મરે.'

૩. **અસરાલ :**

અર્થ 'પુષ્કળ', 'અત્યંત'; પછીથી 'મોટું'.

નવમી શતાબ્દીનો ઉત્તરાર્ધ (સ્વયંભૂતકૃત પઉમચરિય, સ્વયંભૂપાદિત, ૧૯૫૩)

(૧) કો વિ ઘણઇ ધણ્ણઇ **અસરાલઇં** (આણઇ) (૨, ૧૬, ૪/૫)
'કોઈ પુષ્કળ ધન ને ધાન્ય આણે છે'

(૨) જહિં તે લોહ-રુક્ખ કંટાલા, અસિપત્તલ **અસરાલ** વિસાલા (૩૫, ૧૪, ૩)
'જ્યાં પેલા પુષ્કળ વિશાળ ને કાંટાળાં લોહવૃક્ષ હોય છે.'

(૩) તહિં **અસરાલુ** કાલુ અચ્છેવઉ (૪૨, ૫, ૫/ક)
'ત્યાં ઘણો સમય રહેવાનુ હોય છે.'

**૯૫૭-૬૫** (પુષ્પદંતકૃત મહાપુરાણ, વૈદ્યસંપાદિત.)

૧૯, ૨, ૪; ૫૬, ૩, ૧૪; ૭૦, ૧૫, ૨; ૮૭, ૪, ૭ અને ૧૦૨, ૮, ૯ એટલાં સ્થળે 'પુષ્કળ' અર્થમાં 'અસરાલ' વપરાયો છે. ટિપ્પણમાં 'બહુલ', 'અપર્યાપ્ત', 'અપર્યન્ત' (= અપાર) એવા અર્થ આપેલા છે.

આ. ૧૬૭૧-૬૨ (ઉદયવિજયકૃત પાર્શ્વનાથ રાજગીતા, પ્રાચીન ફાગુ-સંગ્રહ, સાંડેસરા ને પારેખ સંપાદિત, ૧૯૫૫)

ઉપરિ અવર ધરી શિર સુરસરિતા **અસરાલ** (૧૮/૫)

'બીજી સ્ત્રી—મહાન ગંગા—ને (શંકરે) શિર પર ધરી છે.'

શબ્દકોશમાં પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'અસરાલ'નો અન્યત્ર પણ પ્રયોગ થયાનું, સૂરદાસમા 'નૈનન નીર વહૈ અસરાર' એ પંક્તિમા છે તેમ પ્રાચીન હિંદીમાં તે 'અસરાર' રૂપે મળતો હોવાનુ, અને આ રૂપો તેમજ પ્રા. ગુજ. અજરાલ = 'મોટું, પુષ્કળ' અરબી 'ઇઝ્રાઇલ' ઉપરથી આવ્યાનો સભવ — એટલા વાનાં નોધ્યા છે.

**૧૬૮૨-૮૩** (યશોવિજયકૃત જંબૂસ્વામીરાસ, શાહસંપાદિત, ૧૯૬૧)

તે ઊલ્હાઇ નીરથી, એ તો નયણજલઇ અસરાલા રે (૧, ૧૬/૫)

'(અગ્નિજ્વાળા) નીરથી ઓલાય છે, પણ (વિરહજ્વાળા) તો આંસુથી મોટી બને છે'

ટિપ્પણમા 'અસરાલ'નો અર્થ 'મોટું', 'વધે છે' એવો કર્યો છે. ત્યાં 'વધે છે' લાક્ષણિક અર્થ સમજવાનો છે. અરબી 'ઇઝરાઈલ' ઉપરાંત વિકલ્પે ગં. 'અશરારુ' = 'અનશ્વર' મૂળશબ્દ તરીકે આપ્યો છે.

જોડણીકોશ૪ (૧૯૪૯) 'અજરાલ' કે 'અજરાળ'ના 'વિશાળ'ને 'ભયાનક' અર્થો આપે છે, ને અરબી 'મુંઝહલ' માંથી સધાયેલો ગણે છે. પ્રાચીનતમ પ્રયોગ નવમી શતાબ્દીનો છે તે જોતાં અરબી મૂળ ઓછું શક્ય છે. પ્રાચીન રૂપ 'અજરાલ' નહીં, પણ 'અસરાલ' છે એ પણ સૂચક છે. 'અશરારુ'નું માધ્યમિક ભૂમિકામાં સામાન્ય નિયમ પ્રમાણે 'અસરાર' ન થતાં વૈરૂપ્ય (dissimilation)થી 'અસરાલ' થયું : જેમ બૌદ્ધ સંસ્કૃતમાં 'શર્કરા' ને બદલે 'શર્કલા' મળે છે, અને સં. 'કુરર' ઉપરથી પ્રાચીન રાજસ્થાનીમાં 'કુરલઇ' (= કળેળે) થયું છે (ઢોલામારુરા દૂહા, ૫૧, ૫૩, ૫૬, ૫૭, ૨૬૧, ૩૮૯).

૪. ઉજા 'ઉતાવળે ધસવું,' 'દોડી જવું'

**૧૨૭૯–૮૦** ઉજાઇ=ઉદ્યાતિ (સંગ્રામસિંહકૃત બાલશિક્ષા, પ્રા. ગૂ. ગ. પૃ. ૨૧૩, પં. ૧૫)

ઉજાઈઉ ગિઉ ગંગવણે (શાલિભદ્રકૃત પંચપડવચરિતરાસુ, પં. ૩૦)
'ઉતાવળે ધસીને (રાજા) ગંગાવનમાં ગયો.'

શબ્દસૂચિમાં મોદીએ 'વિમાર્ગે દોરાઈ જવું' એટલે કે 'ભૂલા પડવું' એવો અર્થ કર્યો છે તે બરાબર નથી. તેમણે આને પ્રેરક અંગ 'ઉજ્જાવ' ઉપરથી થયેલા ભૂતકૃદંતનુ પ્રથમા એકવચનનું રૂપ ગણ્યું છે, તે પણ બરાબર નથી. વાસ્તવમાં તે 'ઊજા' આખ્યાતિક અગનુ સંબંધક ભૂતકૃદંતનુ રૂપ છે. સરખાવો 'નિસુણીઉ' (૧૩૮, ૧૫૪, ૫૪૭), 'પણમીઉ' (૧૬૩), 'જાઈઉ' (૧૪૩, ૨૦૧, ૭૭૫), 'લેઉ' (૬૦, ૬૯ વગેરે) ઇત્યાદિ. મોદીએ પ્રા. ગૂ. ગ. વાળા બંને પ્રયોગ નોંધ્યા છે.

**૧૪૨૧–૨૨** (મણિકયસુંદરકૃત પૃથ્વીચંદ્રચરિત, પ્રા. ગૂ. ગ. પૃ. ૧૩૫, પં. ૧૭)
ધાઇ રાણા, બ્રાહ્મણ ઘરભણી ઉજાણા
'રાણાઓ દોડે છે, બ્રાહ્મણો ઘરભણી ઉતાવળે ધસ્યા.'

**૧૬મી શતાબ્દીનો પૂર્વાર્ધ**

(ભાલણકૃત કાદંબરી, શાસ્ત્રી સંપાદિત ૧૯૫૩, ૯, ૧૬)
અનેક જન અતિ ઊજાઇનિ ધાઇ ધાઇ હર્ષ અપાર
'અનેક લોકો અતિ ઉતાવળે ધસે છે ને અપાર હરખથી દોડયા દોડયા જાય છે.'
(ભાલણકૃત નલાખ્યાન, શાસ્ત્રી સંપાદિત ૧૯૫૭, કડવું ૨૧.
કડી ૧૨૩ પં. ૯૮૧)

(હસ્તી) ઊજાણું

'(હાથી) ઉતાળવે ધસ્યા'

(એ જ, પ ૨૨, ૫; પં. ૧૦૧૦)

ઊડીનિ ઊજાણી નારી, અતિગિ કોમલ અંગ છ

'ઉડીને તે સ્ત્રી ઉતાવળે દોડી, તેનાં અંગ અતિશય કોમળ હતાં'

શબ્દકોશમાં શ્રી. શાસ્ત્રીએ 'ઉજ્જાણી'નો અર્થ 'અવજ્ઞા પામી' કરીને તેને મં 'અવ–જ્ઞા' વગેરેમાથી સાધવા પ્રયાસ કર્યો છે તે બરાબર નથી. જોડણીકોશે નોંધેલા 'ઉજાવુ'ની તેમણે નોંધ લીધી નથી 'ઉજાણ્યા'ને 'ઉજાણી' થી જુદો જ શબ્દ ગણી શબ્દ સાથે 'અજાણ્યા' એવો અર્થ કર્યો છે અને 'અ–જ્ઞા' કે 'અપ–જ્ઞા' માથી સાધવા પ્રયાસ કર્યો છે તે પણ ભૂલ છે.

શ્રી શાસ્ત્રી 'કાદંબરી પૂર્વભાગ અધ્યયન'ના શબ્દકોશમા ઉજાઇ = કૂદી કૂદીને આગળ વધે છે' એવો અર્થ કર્યો છે તે પણ સાચો નથી. ત્યા પણ 'ધસે છે.' અર્થ છે: એક ધાઇ, ઉજાઇ (૧૧, ૬૩)

જોડણીકોશે 'ઉજાવું' = દોડી જવુ' કાલગ્રસ્ત શબ્દ તરીકે નોંધેલો છે. ગ. 'ઉદ્+યા' સાથે તેને જોડવા ઉપરાત તેને દે. 'ઉજ્ઝમણ' સાથે પણ જોયો છે, તે નિરાધાર અટકળ છે.

'ભગવદ્ ગોમડલ' મા 'ઉજાવુ'='ઉમંગમા આવવું, હોશમા આવવુ, હરખાવુ, આનદભેર ઉતાવળિયા થવુ' એ અર્થો પણ અટકળે જ કરેલા જણાય છે. ભોજામાથી 'શઠ તે કાને સાંભળી ક્રોધા, અણુવાણા ઉજાઈ રે' એ ટાચણ આપેલું છે તેમા 'ધસે છે' અર્થ બરાબર બેસે છે. ઉપરાત 'ઉજાયુ'='ઉત્સાહી, હોશવાળુ' એવો અર્થ કર્યો છે, તે પણ સાચો નથી. આધારભૂત ટાંચણ 'રથે સુભદ્રા સહિત રથ, અશ્વ ઉજાયા જાય' પ્રેમાનંદના નામ નીચે આપ્યુ છે, તેમા 'ધસ્યા જાય' અર્થ બેસે છે.

ભ૦ ગો૦ બીજા અર્થ લેખે 'દોડી જવુ, ધસવુ' નોંધે છે અને ભાલણમાથી 'જમ ગજપતિનો સાદ સાભળી વૈકુઠથી ઉજાણા' એ ટાચણ આપે છે તે બરાબર છે.

ઉપરાંત 'ઉજાવવું'=ઉતાવળા થવુ' નોંધ્યું છે પણ કશો આધાર નથી ટાંકયો.

૫. અપ. ઉવ્વિટ્ટ–, પ્રા. ગુ. ઉબીઠ–'અકારું થયું' 'ઓખખે પડયું.'

૧. સ્વયંભૂકૃત સ્વયંભૂચ્છંદ[1] (નવમી શતાબ્દી,) ૬. ૪૨ (૧):

ગોરી અંગણે, સુપ્પંતી દિઠ્ઠા
ચંદેહો અપ્પણી, જોણ્હ વિ ઉવ્વિટ્ટા

'ગોરીને આંગણામાં સૂતેલી જોઈ અને ચંદ્રને પોતાની જ્યોત્સના પણ અકારી થઈ પડી.'

૨. ભોજકૃત સરસ્વતીકંઠાભરણ[2] (દસમી શતાબ્દી), ૨૧૧ :

પંકઅ પંકિ વહેલિઅ કુવલય ખિત્ત દહિ
વાડિહિં બિંબ વિ ઘલ્લિઅ ઘિત્તઉ ચંદુ ણહિ
કરન્ણઅણાહર–વઅણહિં તહિ લીનાવઇહિ
ણિઅ-સિટ્ઠિ વિ ઉવ્વિટ્ટી ણાઇં પઆવઇહિ

'પંકજ પંકમાં તરછોડ્યાં; કુવલય ધરામાં નાખ્યા, બિંબને પણ વાડમાં ફેંક્યાં; ચંદ્રને આકાશમા ફગાવ્યો : તે લીલાવતીના કર, નયન, અધર ને વદનને લીધે પ્રજાપતિને મન પોતાની સૃષ્ટિ પણ જાણે કે અકારી થઈ પડી.'

૩. હેમચંદ્રકૃત છંદોનુશાસન[3] (બારમી શતાબ્દી), ૭.૫૭ (૧):

તુહ પુહઈસર-સેહર કિત્તિ અકિત્તિમ સુરહિઅ-દિસિ મુહ
જાવેંહિં સગ્ગિ પઇટ્ઠિઅ
તાવેંહિં તક્ખણિ સુરસુંદરિ-સોઅહુ સુરતરુ-કુસુમ-માલ ધ્રુવુ હુઅ
મણ-ઉવ્વિટ્ઠિઅ

'હે નૃપચૂડામણિ, તારી સાચી કીર્તિ દિશામુખને સુગંધિત કરીને જેવી સ્વર્ગમાં પેઠી તેવી જ દેવાંગનાઓને મન મંદારપુષ્પની માળા એકદમ અકારી થઈ ગઈ.'

૪. પુરાતનપ્રબંધસંગ્રહ[4] (પંદરમી શતાબ્દી પહેલાં), પૃ. ૧૫, પદ્ય ૪૦.

પઙ્કે પઙ્કજમુજ્ઝિતં કુવલયં ચાપારનીરે હ્રદે
બિમ્બી ચાપિ વૃતેર્બહિઃ પ્રકટિતા ક્ષિપ્તઃ શશી ચામ્બરે।
યસ્યાઃ પાણિવિલોચનાધરમુખાન્ વીક્ષ્ય સ્વસૃષ્ટિર્વિધે
રુદ્વિષ્ટેવ પુરાતની સમભવદ્દૈવાદ્ વિધાયેહ તામ્ ॥

'પંકજ પંકમા અને કુવલય અપાર નીરવાળા ધરામાં તરછોડયુ. બિંબીને પણ વાડની બહાર પ્રગટ કરીને, ચંદ્રને આકાશમાં ફેંકયો. જેનાં હાથ, નયન, અધર ને મુખ જોઈને વિધાતાને પોતાની જ સૃષ્ટિ અકારી જેવી થઈ પડી—તેનું અહીં અકસ્માત્ નિર્માણ કરવાથી, તે પુરાણી બની ગઈ'

૫. વસંતવિલાસ-ફાગુ[5] (ચૌદમી શતાબ્દી લગભગ), ૪૧.

માઇ મૂ દૂખ અનીઠઉં દીઠઉં ગમઇ ન ચીરુ

ભોજનુ આજ ઉબીઠઉં મીઠઉં સ્વદઇ ન નીરુ

'મા ! મારા દુઃખનો અંત નથી. ચીર દીઠું ગમતું નથી. ભોજન આજ અકારું થયું છે. પાણીનો સ્વાદ મીઠો નથી લાગતો.'

૬. વરિતગકૃત ચિહુંગઇ-ચઉપઇ[6] (પંદરમી શતાબ્દી પહેલાં), ૫૮.

માથઉં ધવલઉં દેહ જાજરી વાંકઉ વાંસઉ ઝૂંબઉં લાલરી

ઘર-હતઉ નવિ કયાહઇં જાઇ સઘલા કુટુંબ ઉબીઠઉ થાઇ

'માથું ધોળું, દેહ જર્જરિત, વાંસો વાંકો વળેલો, લાળ ટપકે : ઘરમાંથી કયાંયે ન જાય ને આખા કુટુંબને અકારો થાય.'

૭. વિરહ-દેસાઉરી-ફાગ[7] (સોળમી શતાબ્દી પહેલાં), કડી ૫૦.

હસી હસી પૂછઉં વાતડી પ્રીય સેજડી બઇઠ

સર્વસુ અતિ સમોસમ્યઉં વીસરિઉ દૂખ ઉબીઠ

'સેજમાં બેસીને હસી હસીને પ્રિયને વાત પૂછું છું. બધું ..શમી ગયું. અકારું દુઃખ વિસરાયું.'

૮. સૂરદાસ[8] (સોળમી શતાબ્દી),

સુઠિ મોતી લાડૂ મીઠે

વૈ ખાત ન કબહું ઉબીઠે

'મોતીચૂર લાડૂ ખૂબ મીઠા છે. તે ખાતો નથી. તો કયારથી તે અકારા થઈ ગયા છે?'

૯. તુલસીદાસ[9] (સોળમી શતાબ્દી)

યહ જાનતહુ હૃદય અપને-સપને ન અધાઈ ઉબીઠે

આ બંને પ્રયોગને આધારે હિંદીશબ્દસાગર 'ઉબીઠના'નો અર્થ 'મન ભરાઈ જવાને કારણે સારું ન લાગવું,' 'મનમાથી ઊતરી જવું,' 'અરુચિકર થઈ જવું' એવો આપે છે.

આમ અપ. 'ઉવ્વિટ્ઠ-', 'ઉબ્બિટ્ઠ-,' સં. ઉદ્દિષ્ટ-,' પ્રા. ગુજ. 'ઊબીઠ-,' પ્રા. બ્રજ-અવધી 'ઉબીઠ-'નો અર્થ સ્પષ્ટ રીતે 'અકારું લાગવું,' 'બેસ્વાદ બનવું,' 'અળખે આવવું.' 'અળખામણું લાગવુ' થતો. શબ્દ સંસ્કૃત 'ઉદ્+દ્વિષ-'ના

ભૂતકૃદંત 'ઉદ્+દિષ્ટ–' ઉપરથી ઊતરી આવ્યો છે. આના સમર્થનમાં સહેલાઈથી 'ઉદ્+દિષ્–' પરથી સધાયેલું આખ્યાતિક અંગ 'ઉવીસ–' (='ઉબીસ–' < 'ઉચ્ભીસ્–', < ઉબ્ભિસ્સ્–' હવે ટાંકી શકાય તેમ છે.

૧૦. ધારનો શિલાલેખ[૧૦] (આ ૧૩મી શતાબ્દી), કડી ૫૦.

[ક] ચ્ચુ-વિચ્ચહિં જે રયણ દીસહિં
તે નિહાલિ સવ વથુ ઉવીસહિં

'કંચુકી વચ્ચેથી રતન દીસે છે તે નિહાળ્યા પછી (નિહાળનારને) બધી વસ્તુ અકારી બની જાય છે.' આમ 'ઉવીસ' અને 'ઉબીઠ' (ઊબીઠ) બંને વપરાશમાં હતા—જેમ ગુજરાતી 'બેસવુ' ને હિંદી 'બૈઠના', ગુજરાતી 'પેસવુ' ને હિંદી 'પૈઠના' છે તેમ. પણ ગુજરાતીમાં 'ઉવીસવુ' કે 'ઉબીસવુ' ઊતરી આવ્યો લાગતો નથી.

જેમ 'ઉબ્બિટ્ઠ' ને 'ઉચ્છિટ્ઠ' સમજી લેવાની ભૂલ થઈ છે, તેમ 'ઉવ્વિસ' ને 'ઉવ્વસ' (=ઉજ્જડ) વચ્ચે પણ ભૂલ થવાના સંજોગો છે. કુંતકકૃત 'વક્રોક્તિજીવિત' (૧, ૨૦)માં આપેલું ઉદાહરણ જુઓ.

લીલાઇ કુવલઅં કુવલઅં-વ સીસે સમુવ્વહં તેણ
સેસેણ સેસપુરિસાણ પુરિસઆરો સમુવ્વસિઓ

'લીલાએ કરીને કુવલય (=પૃથ્વી મંડળ)ને કુવલય (=નીલ કમળ)ની જેમ શીશ પર ઊંચકતા શેષે (=શેષનાગે) શેષ પુરુષોનો પુરુષાર્થ ઉજ્જડ બનાવી દીધો'. અહીં 'ઉજ્જડ'ને બદલે સહેલાઈથી 'નીરસ' મૂકી શકાય—'સમુવ્વિસિઓ' સહેજે થઈ શકે.

## ટિપ્પણ

૧ હ દા. વેલણકર દ્વારા સંપાદિત, રાજસ્થાન ગ્રન્થમાલાના ૭૭મા ગ્રંથાંક તરીકે પ્રકાશિત (૧૯૬૩) સંપાદકે 'વિકિચ્છિટ્ઠા' એવો પાઠ માન્ય ગણી '*યુચ્છિષ્ટા' એવી સંસ્કૃત છાયા આપી છે. નોંધેલા બીજા પ્રયોગોમાં પણ 'ઉવ્વિટ્ઠ'ને જાણીતો 'ઉચ્છિટ્ઠ' (=ઉચ્છિષ્ટ) સમજી લેવાયો છે. આમાં બંનેના અર્થની નિકટતા અમુક સંદર્ભોમાં સહેજે નભે તેમ હોવાથી, સંદર્ભ એકદમ નિર્ણાયક નથી બનતો ને સંદિગ્ધતા ટકી રહે છે.

'આગણામાં સૂતેલી ગોરીને જોઈને ચંદ્રને પોતાની જ્યોત્સ્ના ઉચ્છિષ્ટ લાગી' એ ભાવ કરતા 'ચંદ્રને પોતાની જ્યોત્સ્ના પણ ~~આકરી~~ અકારી બની ગઈ' એ ભાવ વધુ ચારુતાપોષક છે. 'ચંદહોં' ચતુર્થી ('ચંદ્રાય'='ચંદ્રને') લેવાની છે

૨. ઉદ્ધૃત છંદનો કાવ્યમાલા (૯૪) આવૃત્તિ (પૃ ૪૫૫, પદ્ય ૨૧૧)મા આપેલો પાઠ સારી રીતે અશુદ્ધ છે પિશેલે 'માતેરિઆલીન' (પૃ ૫૫, ૭૮ XIX)મા કેટલાક સુધારા સૂચવી અર્થ ઘટાવવા પ્રયાસ કર્યો છે. આલ્સડૉર્ફે અપભ્રંશ-સ્ટુડીન' (૧૯૩૭, પૃ ૯૮)મા પિશેલના સૂચનો અને અર્થ તપાસી, અસ્વીકાર્ય હોવાનુ દર્શાવી, નવેસરથી સુધારા સૂચવ્યા છે અને ફલસ્વરૂપ જુદો અર્થ કર્યો છે પદ્યનો છંદ ગસાવલય (૧૨+૯= ૨૧ માત્રા અતિમ નિકલને સ્થાને ત્રણ લઘુ) છે એ આલ્સડૉર્ફનો મત સાચો છે. પાઠશુદ્ધિ અંગેના પિશેલ, આલ્સડૉર્ફ અને અહીંના સૂચન નીચે આપ્યા છે

| મુદ્રિતપાઠ | પિશેલ | આલ્સ્ડૉર્ફ | અહીં સ્વીકૃત |
|---|---|---|---|
| પંકઅ | પડઆ | પકઅ | પકઅ |
| ખિત્તઉ | ખિત્તઅ | ખિત્ત | ખિત્ત |
| દહહિં | દહહિં | દહિ | દહિ |
| વાલિહિં | વહિલહિં | વહિલહિં | વાડિહિં |
| વિવિલ્લિઓ | વિવિલ્લિઅ | વિવિલ્લિઅ | વિ ઘલ્લિઅ |
| ઘત્તિઓ | પત્તિઓ | ઘત્તિઓ | ઘત્તિઉ |
| ણુહહિ | ણુહહિં | ણુહિ | ણુહિ |
| °વઅણુહિં | °વઅણેહિં | °વઅણેંહિ | °વઅણુહિં |
| તહિં લીલાવદહિં | તમ્હહ લીલાવઇહિં | તહિ લીલાવઇહિ | તહિ લીલાવઇહિ |
| °સિદ્ધિ વિ ઉચ્ચિદ્દીણા ઇ પઆવઇહિં | °સિદ્ધી વિઉવ્વિદ્ધી ણુવઇ પઆવઇહિ | સિદ્ધિ વિઉચ્ચિદ્દ ણુઇ પઆવઇહિ | °સિદ્ધિ વિઉવ્વિદ્ધી ણુઇં પઆવઇહિ |

સરસ્વતીકંઠાભરણમા 'વૃતૌ' એવી ભોજે આપેલી છાયા (ગ. ઘ પ્રત પ્રમાણે) લક્ષમા લેતા 'વાડિહિં' (= વાડમા) મૂળ પાઠ હોવા વિશેષ સભવ. તે જ પ્રમાણે વિવિલ્લિઅ' પ્રાકૃત 'વેલ્લઇ' (='પ્રેરે છે, વિસ્તારે છે') કે 'વિરેલ્લિઅ' (=વિસ્તારિત)ને આધારે સમજવા કરતા બીજી પંક્તિઓના 'વહેલિઅ', 'ખિત્ત', 'ઘત્તિઅ'ના પ્રકાશમા 'વિ ઘલ્લિઅ' લેવુ વધુ યુક્ત છે ચોથી પંક્તિમા સ્વયભૂચ્છંદના પદ્યની જેમ જ આલ્સડૉર્ફ 'ઉવ્વિદ્ધ'ને 'ઉચ્છિદ્ધ' સમજે છે—પિશેલનુ 'વિ+ઉદ્+વિધ્' માથી સાધવાનુ સૂચન પણ નિરાધાર છે આગળ 'પુરાતનપ્રબંધસંગ્રહ' માથી ઉદ્ધૃત કરેલા

આ પદ્યના સંસ્કૃત અનુવાદમાં પણ 'વૃતે' અને 'ઉદ્દવિષ્ટા' અહીં કરેલાં સૂચનોને સમર્થિત કરે છે (જો કે મુદ્રિત 'વિવિટિલઓ'નો અર્થ ભોજે 'પ્રકીર્ણ' અને પુરાતનપ્રબંધસંગ્રહવાળા અનુવાદમાં 'પ્રકટિત' કર્યો છે.) 'પ્રજાપતિની પોતાની સૃષ્ટિ ઉચ્છિષ્ટ થઈ ગઈ' તે કરતાં 'તે અકારી બની ગઈ અને એટલે તેણે છિન્નવિચ્છિન્ન કરીને સરજતને ગમે તેમ ને ગમે ત્યા ફગાવી દીધી' એ ભાવ વધુ રોચક છે.

૩. હ. દા વેલણકર સંપાદિત અને સિંધી જૈન ગ્રંથમાળા (૪૯) માં પ્રકાશિત (૧૯૬૧). અહીં પાઠ 'ઉબ્બિટ્ટિઅ' છે, તે હિંદી 'ઉબીઠ-'નુ પૂર્વરૂપ સૂચવે છે. ટીકાકારે 'અપ્રિયા', 'અવલ્લભા' એવો અર્થ કર્યો છે, તે લક્ષમાં લેવાનુ છે.

૪. મુનિ જિનવિજયજી સંપાદિત અને સિંધી જૈન ગ્રંથમાલા (૨) માં પ્રકાશિત (૧૯૩૬). જુઓ ટિપ્પણ ૨ માં કરેલી ચર્ચા. મુદ્રિત પાઠ 'સ્વસૃષ્ટિ', 'રુદ્દિષ્ટેવ' અને 'દ્વિધા ચેહતામ્' છે. ચોથી પંક્તિનો કામચલાઉ અર્થ બેસાડવા પ્રયાસ કર્યો છે. સરસ્વતીકંઠાભરણવાળા છંદમા મૂળ પાઠ 'ઉચ્છિટ્ટ' (=ઉચ્છિષ્ટ) નથી તેનુ પુરાતનપ્રબંધસંગ્રહવાળા છંદના 'ઉદ્દિષ્ટા'થી સમર્થન થાય છે.

૫. વ્યાસે ૧૯૫૭ની ગુજરાતી આવૃત્તિમાં અમારી ચર્ચાને અનુસરી 'ઉબીઠઉ' પાઠ સ્વીકાર્યો છે (આગલી આવૃત્તિમા 'ઉઝીઠઉ' લીધેલો) સમર્થનમા સરસ્વતીકંઠાભરણવાળો પ્રયોગ પણ ટાંક્યો છે. મોદી (રાજસ્થાન પુરાતન ગ્રંથમાલા ૩૬, ૧૯૬૩, પૃ. ૯૭) 'ઉચીઠઉ'ને શુદ્ધ પાઠ ગણી તેનો અર્થ 'ઉચ્છિષ્ટ' કરે છે. બ્રાઉને (અમેરિકન ઓરિએન્ટલ સિરિઝ ૪૬, ૧૯૬૨) પણ લઘુવાચનામાં 'ઊછીઠઉ' અને બૃહદ્દવાચનામા 'ઉછિઠઉ' પાઠ સ્વીકાર્યો છે—જો કે હસ્તપ્રતનો 'ઉવીઠઉ' 'ઊબીઠઉ' ને 'અબીઠઉ' પાઠ તેણે નોધ્યા છે. શબ્દકોશમા પણ 'ઉચ્છિષ્ટ' અર્થ આપ્યો છે. દેખીનાં જ અહીં ભોજન ઉચ્છિષ્ટ બનવાની વાતનુ કશુ ઔચિત્ય નથી. વિરહાવસ્થામાં જેમ પાણી બેસ્વાદ બને, તેમ ભોજન પણ અકારું બને—બધા ભોગ અળખામણા થઈ જાય.

૬. ઠાકોર, દેસાઈ ને મોદી સંપાદિત ને ગાયકવાડ્ઝ ઓરિએન્ટલ સિરિઝ (૧૧૮) મા પ્રકાશિત 'ગુર્જરરાસાવલી' (૧૯૫૬) મા પૃ. ૭૭ થી ૮૭ ઉપર પ્રકાશિત. 'ઊભીઠઉ' ભ્રષ્ટ પાઠ છે—'ઊબીઠઉ' જોઈએ અને

આપેલા શબ્દકોશમાં મોદીએ અટકળે 'બહાર કૂદેલું' અર્થ કરીને શબ્દને પ્રાકૃત 'ઉબ્ભટ્ટ', સં. 'ઉદ્દ્ભ્રષ્ટ'માંથી વ્યુત્પન્ન કર્યો છે. પણ સાથે યોગ્ય રીતે જ હિંદી 'ઉબિટના' 'ઉબીટના'ની તુલના કરી છે.

૭. સાંડેસરા અને પારેખ દ્વારા સંપાદિત પ્રાચીન ફાગુ-સંગ્રહ (પ્રાચીન ગુર્જર ગ્રંથમાલા ૩, બીજી આવૃત્તિ, ૧૯૬૦), પૃ. ૨૨૩ થી ૨૩૦ ઉપર પ્રકાશિત. શબ્દકોશમાં 'ઊબીઠ'નો અર્થ અટકળે 'નિબિડ, ગાઢ' આપ્યો છે.

૮. 'બ્રજ ભાષા સૂર-કોશ' (દીનદયાલ ગુપ્ત તથા પ્રેમનારાયણ ટંડન, ૧૯૬૨) માં 'ઊબીટના' નીચે સૂરમાંથી આપેલી ઉદાહરણ-પંક્તિઓ અહીં ઉદ્ધૃત કરી છે. હિંદી-શબ્દસાગર (૧૯૧૪) માં પણ 'ઉબીટના' નીચે એ પાઠાંતરે ઉદ્ધૃત કરેલી છે.

૯. હિંદી-શબ્દસાગર (૧૯૧૪) માં 'ઉબીટના' નીચે ઉદ્ધૃત.

૧૦. સ્વસંપાદિત 'પ્રિન્સ ઓવ વેલ્સ્ મ્યુઝિયમ સ્ટોન ઇનસ્ક્રિપ્શન ફ્રોમ ધાર' (ભારતીય વિદ્યા, ૧૭, ૩-૪, ૧૯૫૭, પૃ. ૧૩૦-૧૪૬; ૧૯, ૧-૪, ૧૯૫૯, પૃ. ૧૧૬-૧૨૮). જુઓ શબ્દકોશમાં 'ઉવીસ' નીચે.

૬. ઓલગ્ગ 'સેવા.'

પ્રાકૃત

આઠમી શતાબ્દી—

હરિભદ્રકૃત સમરાઇચ્ચકહા (પૃ. ૬૩૯)
'કરેઉ દેવો પસાયં મમ ઓલગ્ગાએ'
'મહારાજ મને સેવા સોંપવાની કૃપા કરે'.

અપભ્રંશ

નવમી શતાબ્દી—

સ્વયંભૂકૃત પઉમચરિય:

૧. ઓલગ્ગઇ પાણેહિં વિજયસીહુ (૭ / ૬ / ૫)
'વિજયસિંહ પોતાના પ્રાણ વડે સેવા કરી રહ્યો છે' (= સેવામાં પ્રાણાર્પણ કર્યું છે—યુદ્ધમાં ખપી ગયો છે.)

૨. તિહુઅણ-ગુરુહેં જાહિ ઓલગ્ગએ (૨ / ૯ / ૬)
'ત્રિભુવન ગુરુની સેવા કરવા જા'

૩. કિં ઓલગ્ગએ (૨૫ / ૩ / ૧૦)
'સેવાથી શું?'

દસમી શતાબ્દી—

પુષ્પદંતકૃત મહાપુરાણમા ૬, ૫, ૫; ૯, ૨૩, ૧૦; ૨૩, ૧૨, ૪, ૩૨, ૧૨, ७; ૪૫, ૧૨, ૮, ૬૦, ૨૬, ૨; ૬૨, ૧૪, ૪; ७૬, ૫, ૫; ૮૩, ૧૬, ૬, ૮૫, ૩, ૩; ૯૨, ૪, ૧૪; ૯૫, ૯, ૧૪ એ સ્થળે 'ઓલગ્ગ' મળે છે.

વજ્જાલગ્ગ ૩૨મા પણ તેનો પ્રયોગ છે

અગીઆરમી શતાબ્દી—

હેમચંદ્રકૃત દેશીનામમાલા

ઓલુગ્ગો = સેવક ( ૧ / ૧૬૪ )

સાહિત્યમા સર્વત્ર 'ઓલગ્ગા', 'ઓલગ્ગો' ઇત્યાદિ મળે છે. હેમચંદ્રે જે પરંપરાને આધારે 'લુ' વાળી જોડણી સ્વીકારી છે, તે શ્રદ્ધેય જણાતી નથી.

'ઓલગ' કે 'ઊલગ', 'ઊલગૂ', 'ઉલગાણુ' વગેરે રૂપે જૂની ગુજરાતીમા અર્બુદાચલવીનતી (આ. ૧૪૦૪; ૫ ૩૬); સદયવત્સવીરપ્રબંધ (આ. ૧૪૧૦, 'ઉલગ' ૧૦૦, 'ઊલગ' ૧૦૭ વગેરે), વિરાટપર્વ (૧૪૨૨; ૫-૫૭, ૬૬૮); કાન્હડદેપ્રબંધ (૧૪૫૬; ૨, ૬૯; ૨, ૯૨), પ્રબોધબત્રીશી (૧૫મી સદી; ૧૭૦, ૨૮૮); નલદવદંતીરાસ (૧૫૫૬, ૫૦૭); અંબડવિદ્યાધરરાસ (૧૫૮૨; ૩, ૨૧૯, ૩૩૩, ૩૪૪; ૫ ૮૭, ૧૩૧); ઉક્તિરત્નાકર (આ. ૧૭મી શતાબ્દી; ૧૬, ૧; ૪૮, ૨, ૫૦, ૨, ૫૪, ૨); વાસુપૂજ્યમનોરમ ફાગ (૧૬૪૦; ૫. ૨૨), વગેરે.

અર્વા ગુજરાતી 'ઓળગ' (=સેવા), 'ઓળગવુ' (=સેવા કરવી), 'ઓળગૂ' (=સેવક), 'ઓળગાણો' (ભગી); મરાઠી 'ઓળગણે'.

મૂળમાં 'ઓલગ્ગા' કન્નડમાથી આવ્યો છે સરખાવો[1]

- ક ઊરિગ, ઊરગ સેના ચાકરી, કામ; ઊરિગતન =સેવા, કામ
  ઊરિગિ = સેવક
- તા. ઊરિયમ = સેવા (જેમ કે 'દેવસેવા')
  ઊરિયન્ = સેવક
- મ. ઊરિયમ્ = સેવાચાકરી, કામ
  ઊરિન્ = સેવક
- તુ. ઊળિગ = સેવા
- તે ઊડિગમુ, ઊડિયમુ = સેવાચાકરી, કામ

૧. બરો, ટી, એમેનો, એમ બી —એ દ્રાવિડિયન ઇટિમોલોજિકલ ડિક્શનરિ, ૧૯૬૧.

પ્રાકૃત શબ્દોને સંસ્કૃત રૂપ આપવાના વલણથી પાછળથી જૈન સંસ્કૃતમાં 'અવલગ્' 'અવલગક' વગેરે રૂપે ઉક્ત શબ્દ વપરાયો છે, અને તેમાં તેમને સંસ્કૃત 'અવ + લગ્' માંથી વ્યુત્પન્ન કરવાનો પ્રયાસ છે. 'ઓળગ'નો પાછળથી રાજસ્થાનીમાં 'પરદેશે જવું', 'પરદેશ ખેડવો' એવો અર્થવિસ્તાર થયો છે.

૭. કૂછ 'દાઢી'.

પ્રેમાનંદનું સુદામાચરિત્ર (દેરાઈ, ૧૯૪૨)માં દ્વારિકા જતા સુદામાના વર્ણનમાં 'મૂંછ-કૂછનુ જાળ વાધ્યુ, કર્દમ દીસે કાય'

એ પંક્તિ (૧૮૨) છે. તેમા 'કૂછ' દાઢીના અર્થમા છે. નિયમ પ્રમાણે સં. 'કૂર્ચ' ઉપરથી પ્રાકૃત 'કુચ્ચ' અને ગુજરાતી 'કૂચ', 'કૂચો', 'કૂચડો' વગેરે થાય. 'કૂર્ચ'નો અર્થ દાઢી, કવિ વસ્તુપાલના ઉપનામ 'કૂર્ચાલ સરસ્વતી' (=દાઢીવાળી સરસ્વતી)માં જોઈ શકાય છે. આ 'કૂચ'ને બદલે અહીં 'કૂછ' છે, તે 'મૂંછ'ના સાદૃશ્યે. આ પ્રકારના જોડિયા શબ્દોમા પરસ્પરના પ્રભાવથી સ્વરવ્યંજન બદલાયાનાં બીજાં ઉદાહરણ 'ગૂપચૂપ' (<'ગપચૂપ; મરાઠી 'ગપ' = મૂંગો), 'ઓળખીતાપાળખીતા' (મૂળ 'પારખીતા', પરખાતા કે જાણીતા હોય તેવા), 'દેખરેખ' (મૂળ, 'દેખ રાખ'), વગેરે.

૮. જબાધિ : 'સુગંધી દ્રવ્યવિશેષ.'

૧. ગણપતિકૃત માધવાનલ-કામકંદલા-પ્રબંધ (૧૫૨૮), મજમુદાર સંપાદિત (૧૯૪૨), અગ ૮, કડી ૩૬ :

> ખેલસિ જિહાં ખડોખલી, મેહલસિ માંહિ જબાધિ
> ગર્તા ભરસિ ગુલાલ-જલિ

'જ્યારે (વૈશાખમાં) હોજમા અંદર જબાધિ નાખીને હું ખેલીશ, કુંડી ગુલાલજળે ભરીશ.... ..'

૨. એ જ કૃતિમાં ૬.૬૮૦ માં પૂછેલી અન્તર્લાપિકા સમસ્યાનો ઉત્તર 'જબાધિ' છે.

૨. હેમરત્નસૂરિફાગુ (પંદરમા શતકનો અંત), સાંડેસરા સંપાદિત 'પ્રાચીન ફાગુ-સંગ્રહ' ગત (૧૯૫૫, ૧૯૬૦), પૃ. ૭૩, કડી ૧૬ :

> ચંદન-કુસુમ-કપૂરિહિ, સિંદૂરિહિં સરવરિ સાર
> મૃગનાભિ જબાધિહિં મહમહિ, ગહગહઇ પુષ્પ-સંભારિ

(સંપાદિત પાઠ 'મૃગ નાભિ જ બાંધિઇ'ને અહીં આપ્યા પ્રમાણે ઘટાવવો જોઈએ.)

'(ગુરુવંદને આવતી સ્ત્રીઓ) ચંદન, કુસુમ ને કપૂરે, શિર સિંદૂર તથા કસ્તૂરી ને જબાધિથી મઘમઘે છે અને પુષ્પભારે આનંદપુલકિત બને છે'

૩. શામળકૃત વેતાલપચીસી (આ. ૧૭૬૦), અંબાલાલ પટેલ સંપાદિત (૧૯૬૨), પૃ. ૨૦૨, કથા ૨૦, કડી ૪૬:

બાવના ચંદન અરઘજા અતી, કસ્તુરી કંદ્રપ મોહે મતિ
સેવંત્રાં કેરા શુભ સોઢ, જબાધ ચંપક પ્રેમલ પ્રોઢ

અહીં બાવના ચંદન, અરગજો, કસ્તુરી, સોપારી ને મઘમઘતા જબાધ ને ચંપાનો ઉલ્લેખ છે.

૯. ઝંખ્—ઝખ્ 'બકવાદ કરવો.'

અપભ્રંશમા 'ઝંખ' અને જૂની ગુજરાતીમાં 'ઝંખ-' કે 'ઝખ' એ આખ્યાતિક અંગ 'બકવાદ કરવો' 'લવારી કરની' એવા અર્થમાં મળે છે. તેની સાથે કર્મ તરીકે ઘણીવાર 'આલ-' (=અર્થ વગરનું કે ખોટું વચન)[1] હોય છે, અને એમ 'આલુ ઝંખ-' = અર્થ વગરનું બોલવું. ખોટી કે નાખી દેવાની વાત કરવી, નકામી લવારી કરવી. પ્રયોગો નીચે પ્રમાણે:

૧. સિદ્ધહેમ ૮, ૪, ૩૭૯ નીચે આપેલું અપભ્રંશ ઉદાહરણપદ્ય:

મહુ કંતહોં બે દોસડા હેલ્લિ મ ઝંખહિ આલુ
દેંતહોં હઉં પર ઉવ્વરિઅ જુજ્ઝંતહોં કરવાલુ

'અલી સખી, જૂઠો બકવાદ ન કર. મારા કંથમાં બે દોષ છે: દેતાં દેતાં હું હજી બચી છું, ને યુદ્ધ કરતાં તલવાર.'

દોગ્ધકવૃત્તિમાં બીજા પાદની છાયા આમ છે: 'હે સખિ અનર્થકં મા જલ્પ.'

૨. ભરતેશ્વરબાહુબલિ રાસ (૧૧૮૫), કડી ૧૦૫ (જિનવિજયજીની આવૃત્તિ પ્રમાણે):

જઇ રિસહેસર-કેરા પૂત અવર જિ અમ્હ સહોયર દૂત
તે મનિ માન ન મેલ્હઉં કીમઇં આલ ઇયાણુ મ ઝંખિસિ ઇમ્હઇ

'હે દૂત, બીજા જે અમારા સહોદર છે તેઓ ઋષભેશ્વરના

૧. 'આલ બોલવું' એ જૂનો રૂઢિપ્રયોગ છે. 'એ સાચઉ કઇ બોલિઉ આલ' (તેસ્સિતોરિ નોટ્સ ઑન દ ગ્રામર ઑવ ઓલ્ડ વેસ્ટર્ન રાજસ્થાની. §૧૦૮ નીચે)

(સાચા) પુત્રો હોય તો મનથી માન કેમે ય ન મૂકે. મૂરખ, તું આમ મિથ્યા બકવાસ ન કર.'

૩. વિનયચંદ્રકૃત નેમિનાથચતુષ્પદિકા (૧૩મા સૈકાનો અંત), કડી ૩૬ :
મિલિઉ સખી રાજલ પભણુંતિ, ચિણુય જેમ ન મિરિય ખજ્જંતિ
અઉગ્ગી અચ્છી સખિ ઝંખિ મન આલ, તપુ દોહિલઉં તઉં સુકુમાલ

'એકઠી મળીને સખીઓ રાજલને કહે છે મરી કાંઈ ચણાની જેમ નથી ખવાતા. તુ મૂંગી બેસ. નકામું બોલબોલ ન કર. તપ રહ્યું દોહ્યલું, ને તું છો સુકુમાર.'

૪. માતૃકાચઉપઇ (તેરમા સૈકાનો અંત), કડી ૧૨ (પૂર્વાર્ધ) :
આલિહિ અલીઉ મ ઝંખિસિ કિમઇ, જે જિનુ-વયણુ હિયઇ તૂ ગમઇ
'જો જિનવચન તને હૃદયમા રૂચતું હોય, તો કેમેય કરીને અમસ્તુ જૂઠું ન બોલજે.'

૫. મંગલમાણિક્યકૃત અંબડવિદ્યાધરરાસ[2] (૧૫૮૨), ૪, ૬૮ (પૂર્વાર્ધ)
અરે ખાઉ ખાઉ હૂ જોઇ, ઝખતુ ગાઢઇ ઉઠિઉ સોઇ
'અરે, જો હું ખાઉં છું, ખાઉં છું'એમ વોર લવારો કરતો તે ઊઠયો.

૬. હરજીકૃત 'ભરડકબત્રીશીરાસ' (૧૫૮૮)મા 'મ ઝંખિ' (=બકબક ન કર), તથા સાધુરાજશિષ્યે કરેલા સંભવત' તેના જ સંસ્કૃત રૂપાંતર 'ભરટક-દ્વાત્રિંશિકા' (આશરે ૧૭મો સૈકો)મા પણ 'મ ઝંખિ' મળે છે.[3]

૧૦. તુડિ 'સ્પર્ધા'

'સ્પર્ધા,' 'ચડસાચડસી,' 'બરાબરી'ના અર્થમા 'તુડિ' અપભ્રંશ અને જૂની ગુજરાતીમા મળે છે. 'તુડિ ચડ્' 'ચડસાચડસી કરવી' જેવા અર્થમા મળે છે. કેટલાક પ્રયોગો અહીં નોધ્યા છે.

૧. સ્વયંભૂકૃત પઉમચરિઉ (નવમો સૈકો) ૬, ૩, ૯.
કણ્ણાદાણુ કહિંતણુઉ, જઇ ણ દિણ્ણુ તો તુડિહિં ચડાવઇ
'કન્યા કોઇકને દાનમા ન દઈ દીધી હોય તો તે પ્રતિસ્પર્ધા કરાવે છે'.

---

૨ બ. ક ઠાકોરસંપાદિત ૧૯૫૩.
૩ જુઓ પ્રસ્તુત ગ્રંથ પૃ. ૯૩-૯૪

૨. ધનપાલકૃત ભવિસત્તકહ (ચૌદમો સૈકો) ૩, ૬, ૪:
તુડિ હિઁ ચડિવિ જઇ તં કિર કિજ્જઇ
વયણુ-વિ નઉ કરાલુ જપિજ્જઇ
'ચડસાચડસીમાં આવીને તે કદાચ કરીએ તો પણ કઠોર વચન ન જ બોલીએ.'

૩. એ જ, ૧૫, ૮, ૯:
જો ચપ્પિઉ જેણુ, તાસુ તેણુ સહ કવણુ તુડિ
'જેનાથી જે ચંપાયો, તેની સાથે તેની સ્પર્ધા કેવી ?'

૪. એ જ, ૧૭, ૬, ૧૧:
વુત્તુ દુવકકેણુ તુજ્ઝ-વિ મજ્ઝુ-વિ તુડિ કિજ્જઇ.
'દુર્વાક્ય દ્વારા કહ્યું : ચાલ, તારી અને મારી સ્પર્ધા રાખીએ'
યાકોબી અને ગુણે 'તુડિ' નો અર્થ 'કલહ' 'તકરાર' લે છે, પણ વધારે ચોક્કસ અર્થ ઉપર બતાવ્યો તે જ છે.

૫ સુપ્રભદેવકૃત વૈરાગ્યસાર[1], કડી ૬૮:
જેત્તિઉ તુડિ ચઢિ ધાવઇ દામહુઁ
'ચડસાચડસી કરી પૈસા માટે માણસ જેટલો દોડે છે......'

એ જ, કડી ૭૦:
સુપ્પહુ તુડિ ચડિ લબ્ભઇ તિત્તિઉ
'હે સુપ્રભ, સ્પર્ધા કરતાં પણ તેટલું જ મળે છે, (જેટલું અન્ય ભવે દીધું હોય).

૭ ભરતેશ્વરબાહુબલિરાસ, કડી ૧૧૦ ક:
જીવંતા વિહિ સહુ મંપાડઇ, જુ તુડિ ચડિસિ તુ ચડિઉ પવાડઇ.
'જીવતાને વિધિ બધું મંપડાવે છે, પણ જો પ્રતિસ્પર્ધાએ ચડીશ તો ચડેલાને તે પાડે તેમ છે.

૮. એ જ, કડી ૧૧૬ ક:
તે પરિ કાંઇ ગમાર વીસાર, જુ તુડિ ચડિસિ તુ જાણિસિ સાર.
'એ પેર, હે ગમાર, તું કેમ વીસરી જાય છે ? જો પ્રતિસ્પર્ધાએ ચડીશ તો ખબર પડી જશે'

---

૧. વેલણકર દ્વારા એનલ્સ ઓવ્ દ ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ, ૯, ૧૯૨૮, પૃ. ૨૭૨-૩૮૦માં સંપાદિત.

૯. પૃથ્વીચંદ્રચરિત્ર, પૃ. ૯૬, પંક્તિ ૧૧ :
સોરઠીયઉ સેવઇ, તુડિ ન કરઇૅ દેવઇૅ
'સોરઠનો રાજા સેવા કરે છે. દેવ સાથે તે કદી સ્પર્ધામાં ઊતરતો નથી.'

## ૧૧. સં. દુસ્તટી; પ્રાકૃત, ગુજ. દોત્તડી, દુત્તડી, દોતડી.

પાઇઅસદ્દમહણ્ણવો 'દોત્તડી' ની છાયા 'દુસ્તટી' આપીને 'દુષ્ટ નદી' એવો અર્થ કરતાં ઉપદેશમાલાટીકા તથા સુપાસનાહચરિઅના નિર્દેશ સાથે નીચેનું ઉદાહરણ આપે છે :

એગત્તો સદ્દૂલો અન્નત્તો દોત્તડી વિયડા.

'એક તરફ શાર્દૂલ, ને બીજી તરફ વિકટ એવી દુષ્ટ નદી.'
પાણીનું ભયંકર તાણ હોય, વમળો ને અણધાર્યા ધૂના હોય—એવા બીજા ઓચિંતા ભયોથી ભરપૂર નદી તે 'દોત્તડી' કે 'દુસ્તટી'. દૃષ્ટાન્ત લેખે આપેલી ઉક્તિ એક કહેવત છે અને બે મોટા ભય વચ્ચે એવી રીતે આવી પડીએ કે એક તરફ નાસવાનો માર્ગ ન રહે એ પરિસ્થિતિ દર્શાવવા તે વપરાય છે. પાઇઅસદ્દમહણ્ણવોમાં 'દુત્તડી' પણ નોંધાયો છે. અર્થ આપ્યો છે 'ખરાબ કિનારો'. અહીં પણ ઉપરનો જ અર્થ હોવા ઘણો સંભવ છે.
બારમી શતાબ્દી પહેલાંના અપભ્રંશ કાવ્ય પઉમસિરિચરિયમાં આ શબ્દ વપરાયો છે :

નઇ-પૂરિં જિહ દોત્તડિ-પલાસુ (૧/૧૬૫)

'જેમ નદીના પૂરથી દુષ્ટ નદીને કાંઠેનો પલાશ (ઊખડી જાય)...'
ભરતેશ્વરબાહુબલિરાસમાં રણસંગ્રામમાં હાથીના વર્ણનમાં,
ધાઇ ધૂણઇ ક્રાસવઇ એ, દંતૂસલિ દોત્તડિ (૧૨૦)
એવી એક પાઠ પ્રમાણે પંક્તિ છે. અર્થ થશે 'દોડે છે, ધૂણે છે, દંતૂશળે દુષ્ટ નદીને ધમરોળે છે.'

સત્તરમી શતાબ્દીના સાધુસુંદરસૂરિકૃત ઉક્તિરત્નાકરમાંનો પ્રયોગ :

આગઇ વાઘ પાછઇ દોતડિ (પૃ. ૧૫/૨)

આની સંસ્કૃત છાયા આપી છે :

અગ્રે વ્યાઘ્રઃ પશ્ચાદુસ્તટી

અન્યત્ર 'ઇતો વ્યાઘ્ર ઇતસ્તટી' પણ આવે છે.

હમગાજવસ્છગાજચોપાઈ (૧૬૨૩)મા

આગે દાતગ પાછે વાઘ રે (૩/૪/૧૪)

મુદ્રિત 'દાતગ' છે પણ ખરી રીતે 'દાતડ' કે 'દાતડી' જોઈએ

**૧૨. અપ. પચ્ચાર્, ગુ. પચાર્ 'ધમકીભર્યું મહેણું આપવુ'.**

**નવમી શતાબ્દીનો ઉત્તરાર્ધ** (સ્વયંભૂકૃત પઉમચરિય, ૧૮૫૩)

૪ ૧, ૯, ૧૩, ૩, ૮, ૧૫, ૫, ૫; ૩, ૫, ૧૫, ૧, ૩૮, ૧૭, ૮; ૫૦, ૪, ૨: ૫૧, ૭ ૬; એટલા સ્થળે 'પચ્ચાર' કે તેના આધિત રૂપો 'મહેણું મારવુ—યુદ્ધ કરના પ્રતિસ્પર્ધીને વચનબાણે વીધવો' એવા અર્થમા વપરાયા છે. પણ ૩૮, ૧૬, ૮, ૬૧, ૧૦, ૯ અને ૭૨, ૧૨, ૧ એ સ્થળોએ 'યુદ્ધમા પ્રતિસ્પર્ધીને આહ્વાન આપવુ' એવો અર્થ છે—'મહેણાનાં વચનો કહી યુદ્ધ આપવા ઉત્તેજિત કરવુ કે આહ્વાન આપવુ' એવો સામાન્ય અર્થ હોવાનુ સમજી શકાય.

**૯૫૭–૯૬૫** (પુષ્પદંતકૃત મહાપુરાણ, ૧૯૩૭–૪૧)

૭, ૫, ૫; ૧૧, ૧૬, ૮; ૨૮, ૨૮, ૮; ૩૦, ૧૯, ૨, ૩૬, ૬, ૮; ૩૭, ૮, ૮, ૫૨, ૧૭, ૨ ૫૨, ૨૦, ૧૪, ૫૭, ૧૨, ૬; ૬૦, ૧૦, ૧૧, ૬૯, ૩૧, ૮, ૮૪, ૧૦, ૧૩; ૮૮, ૮, ૯ એટલા સ્થળે 'પચ્ચાર્' કે 'પચ્ચારિય' વપરાયો છે. 'ઉપાલભ દેવો', 'મહેણું મારવુ' વગેરે જેવા અર્થ છે. પુષ્પદંતના 'ણાયકુમારચરિઉ'મા પણ આ શબ્દ વપરાયો છે

ધનપાલકૃત ભવિસત્તકહ (ચૌદમી શતાબ્દી)મા 'પચ્ચારિય' = ઉપાલભ દીધો. હેમચંદ્રે સિદ્ધહેમમા આપેલા ધાત્વાદેશોમા 'પચ્ચાર્' ધાતુ 'ઉપાલભ દેવો' એ અર્થમા નોંધ્યો છે (૪, ૧૫૬)

ગુજરાતીમા 'પચાર્', પચારિય' ચૌદમી શતાબ્દી સુધી તો વપરાતો મળે છે

**૧૧૮૯.** (ભરતેશ્વર-બાહુબલિ રાસ)

*અવર અઠાણૂ વર કુમર-રાઉ સોઇ પહુતઉ પચારઇ* (૧૧૭)

'તે પાછુ બીજા અઠ્ઠાણુ કુમાર રાજવીઓ (પાસે) પહોચ્યો અને તેમને ધમકીથી ડારે છે (= ડાર્યા)'

*ધન પચારીય પાડઇ પછઇ* (૧૬૦)

'એમ ધમકીભર્યું તિરસ્કારવચન કહે છે, પછી તેને પાડે છે.'

આ. ૧૪૦૩ (વસ્તિગકૃત ચિહુંગતિચઉપઈ)

'કહ રે પરધન ખાતઉ કીમ', સાંડસે ત્રોડી પચારઇ ઈમ (૩૬)

'કહે રે, પરધન કેમ ખાતો હતો'—સાંડસાથી તોડીને આમ (તેમને) મહેણાં મારે છે.'

૧૪૫૮ (નરપતિકૃત પંચદંડ)

અરધભાગિ રમતિ હૂઇ રાઇ પચારી લોઇ (૧/૧૬૦)

'રમત અરધી થઈ એટલે રાજાએ તે સ્ત્રીને મહેણું માર્યું'

૧૫૮૨ (મંગલમાણિક્યકૃત અંબડવિદ્યાધરરાસ)

એમ પચારી વારોવાર, થયુ રાઉલ ઊપરિ અસવાર (૨/૨૬૦)

'એમ વારંવાર ધમકીભર્યાં મહેણાં દઈને તે રાજા ઉપર સવાર થયો.'

આ રીતે ગુજરાતીમા, શિક્ષા કરતાં કે એમ જ ધમકીભર્યું મહેણું આપવાના અર્થમાં 'પચાર' વપરાયો છે.

કન્નડમાં 'પચ્ચાર', 'પચારિસુ' ધાતુ 'ઠપકો આપવો', 'ધમકાવવું' અર્થમાં અને મળયાળમમાં 'પચ્ચી' શબ્દ ઉપહાસ કરવાના અર્થમાં છે તે નોંધવું જોઈએ.*

## ૧૩. નામાંકિત ચંદ્ર કે ચંદ્રાંકિત નામ

ચંદ્રબિંબમા દેખાતા કાળા ડાઘ કે કલંકને શશ, મૃગ વગેરે લેખવાની લોકમાન્યતા અને કવિસમય સંસ્કૃત સાહિત્યમાં જાણીતા છે. 'અંક' કેપિ શશાંકિરે જલનિધેઃ પંક' પરે મેનિરે' વાળો શ્લોક આવી કેટલીક માન્યતાઓનો સુભગ નિર્દેશ કરે છે. અપભ્રંશ સાહિત્યમાં ચંદ્રકલંકને વિષે જુદો જ કવિસમય પ્રચલિત થયેલો. પ્રતિષ્ઠિત માણસોનો ગગનગામી યશ ઠેઠ ચંદ્ર સુધી પહોંચતો ગણાય. એટલે ચંદ્રમાં કાળુ-ધાબું દેખાય છે તે બીજું કશું નથી પણ ધાબાના મિશ નીચે આ પ્રતિષ્ઠિત માણસોનું કાળી શાહીથી લખેલુ ચિહ્નરૂપી નામ છે. અસામાન્ય કીર્તિ દર્શાવતા 'તેણે ચંદ્રમંડળને પોતાના નામથી અંકિત કર્યું' એવા અર્થનો કવિસમય મધ્યકાલીન સાહિત્યમાં પ્રચારમાં આવ્યો છે. અપભ્રંશ અને જૂની ગુજરાતી સાહિત્યમાંથી નીચેનાં ઉદાહરણો જુઓ :

* રત્ના શ્રીયન. 'એ ક્રિટિકલ સ્ટડિ ઑવ મહાપુરાણ ઑવ પુષ્પદન્ત' (૧૯૬૨, અપ્રકાશિત), ૧૦૯૬મો શબ્દ.

૧ चन्द्रङ्किय-णामहुं, लक्खण-रामहुं ल्हु अप्पि जउ जणय-सुय

સ્વયભૂ (આ ૯ મી સદી) કૃત પઉમચરિઉ, ૫૮, ૧૦ ઘત્તા 'જેમના નામ ચન્દ્રમા અંકિત થયા છે તેવા રામલક્ષ્મણને જનકસુતા જલદી (પાછી) આપી દો'

૨ ताहुँ विहि मि चन्दङ्किय णामहुँ, हूय हाड तुह मायरि भामहुँ
સ્વયભૂકૃત રિટ્ઠણેમિચરિઉ, ૧૨,૧,૫.

'ચન્દ્રમાં અંકિત થયેલા નામવાળી તારી માતા (રુક્મિણી) અને સત્યભામા એ બન્ને વચ્ચે હોડ થઈ'

૩ भो पुप्फयन्त ससि लिहिय णाम

પુષ્પદન્ત (૧૦ મી સદી) કૃત મહાપુરાણ ૧,૬,'
'ચન્દ્રમા અંકિત થયેલા નામવાળા હે પુષ્પદન્ત!'

૪ मइँ जेहउ का ि ण चक्कवइ
को एम ससकि णाउँ थवइ

મહાપુરાણ, ૧૫૭,૧૦

'મારા જેવો કોઈ પણ ચક્રપતિ નથી બીજો કોણ એવી રીતે ચન્દ્રમા (પોતાનું) નામ સ્થાપિત કરે?'

નીચેના ટાંચણમાં આ વાત આવ સ્પષ્ટ થઈ છે

૫ तहिँ अप्पणउँ णाउँ सण्णिहियउ
छाहि-छलेण व ससिणा गहियउ
त तहिँ दीसइ ण टण कलंकउ
णिय-णामकिउ भमइ ससंकउ

મહાપુરાણ, ૧૬, ૧૭ ૧૧-૧૨

'ત્યાં (તેણે) પોતાનું નામ સંસ્થાપિત કર્યું, જે પડછાયાના મિશ નીચે ચન્દ્રે ગ્રહણ કર્યું ત્યાં (ચન્દ્રમાં) એ (નામ) દેખાય છે, નહીં કે કલંક (ત્યારથી) ચન્દ્ર 'નૃપ'ના નામથી અંકિત થઈને ભમે છે

અપભ્રંશ સાહિત્યની અસર નીચે જૈન સંસ્કૃતમાં પણ આ પ્રયોગ મળે છે

૬ यशोवीर लिखत्याख्या यत्र चन्द्रे विविस्तन

પુરાતનપ્રબંધ-સંગ્રહ, પૃ ૫૦

'હે યશ–ધીર, જ્યારે વિધિ તારું નામ ચંદ્રમાં લખે–'
આમિગકૃત છંદ્યાગાસ (૧૨૦૧), ભારતીય વિદ્યા, ૩, ૧. પા. ૨૦૪–૯, કડી ૮૩, પંક્તિ ૧–૨.

७ जिणि सायरु महि अयाविउ
अवरि चंदिहिँ नामु लिहाविउ

'જેણે પોતાનો ગવત્વગ પૃથ્વી પર પ્રવર્તિત કર્યો (?) (અને) આકાશે ચંદ્રમાં (પોતાનું) નામ લખાવ્યું'

८ अहिणवु णेमि-जिणिंद तिणि भवणु कराविउ
निम्मलु चंदु (?) बिंबे निय-नाउँ लिहाविउ

રેવતગિરિરાસુ (૧૨૩૧), કડવક ૨ કડી ૪, પંક્તિ ૧–૨.
'તેણે નેમિજિનેન્દ્રનું નવું મંદિર કરાવ્યું (અને એ કૃત્યથી) પોતાનું નિર્મળ નામ ચંદ્રના બિંબમાં નખાવ્યું'

९. धनु धनु विमलउ जणि कराविउ
ससि-मंडलि जिणि नाउ लिहाविउ

પાલ્હણકૃત આબૂરાસ (૧૨૩૩), રાજસ્થાની, ૩, ૧, પા ૮૩–૮૮, કડી ૯, પંક્તિ ૧–૨).
'જેણે (એ) કરાવ્યું (તે) વિમળને ધન્ય છે, ધન્ય છે—જેણે ચંદ્રમંડળમાં (પોતાનું) નામ લખાવ્યું'

१० निसुणउ मइँ जि प्रतिज्ञा कीजइ
चांदुंडइ चिय नामु लिहीजइ

પંચપાંડવચરિતરાસ (૧૩૫૪), ૧૫૦–૧૫૧
'સાંભળો, હું જ પ્રતિજ્ઞા કરું છું (અને એથી) ઠેઠ ચંદ્રમાં નામ નખાવું છું'

૧૪. ખંખાલિઉં 'વ્યાપ્ત'
રેવતગિરિરાસુના ચોથા કડવાની પહેલી પંક્તિ આ પ્રમાણે છે.
गिरी गरुया सिहरि चडेवि अवजंबाहिँ संबालिउ ए

રેવંતગિરિરાસુના બીજા કડવકની ૪ થી કડીની પહેલી પંક્તિમાં પણ આ જ શબ્દ વપરાયો જણાય છે.

जलद-जाल-वचाले नीझरणि रमाउल

અહીં वचाल ને બદલે वँचाल હોય. આ वँचाल કે वंचाल (वंचालिउ) નું મૂળસ્વરૂપ *वम्माल, वमाल છે. वमाल દેશ્ય છે; અપભ્રંશમાં સામાન્યપણે વપરાયો છે. તેનો અર્થ 'કોલાહલ, કલકલ' અથવા 'રાશિ, ઢગલો' થાય છે અને આખ્યાત તરીકે 'એકઠું કરવું, વિસ્તારવું' એવા અર્થ હેમચંદ્રે નોંધેલા છે. वमालના म् નો અપભ્રંશમાં वँ થાય. સ્વયંભૂકૃત હરિવંશપુરાણ (અપ્રસિદ્ધ) માં એ સ્વરૂપ સાથે જ મળે છે.

रण-रसिएं कियकलकलेण वज्जियपडु-पडह-वँचालेँ

(હરિવંશપુરાણ, સંધિ ૧૧, કડ° ૯ ઘત્તા પૂર્વાર્ધ)

'કલકલ કરતા તારસ્વનિથી વાગતા પડહના કોલાહલવાળા રણરસિયાએ'

અહીં वँचालનો અર્થ 'કોલાહલ' છે. હેમચંદ્રના છંદોનુશાસનના છઠ્ઠા અધ્યાયના ૩૫ મા ('કેતકીકુસુમ') છંદના ઉદાહરણમાં विंचालिउ મળે છે તે वमालियનું જ રૂપાંતર જણાય છે :

विंचालिउ भवणु, णव-केयइ-कुसुम-पराइग

પર્યાયકાર विंचालिउ નો અર્થ व्याप्तम् કરે છે. 'જગત કેતકીકુસુમના નવા પરાગથી વ્યાપ્ત થઈ ગયું છે'

ઉપર આપેલાં પ્રાચીન ગુજરાતી ટાંચણોમાં वँचाल કે वचाल નો અર્થ 'સમૂહ' ને वंचालिउનો અર્થ 'વ્યાપ્ત' 'આકુળ' એવો લઈ શકાય. એટલે તેમનો અર્થ અનુક્રમે આમ થશે :

'ગરવા પર્વતના શિખર પર ચડીને, આંબા અને જાંબુથી વ્યાપ્ત'

'વાદળોની ઘટાઓના સમૂહ તથા ઝરણાંથી સમૃદ્ધ.'

**૧૫. રણકાહલી 'રણભેરી'**

કાન્હડદેપ્રબંધ ૧/૭૪ નો અધ્યા. વ્યાસની આવૃત્તિમાં આ પ્રમાણે પાઠ છે.

દૂઇ હાક કોલાહલ સુણીઇ, દીસઇ ધૂમ વિક્રરાલ
પડઇ ખૂંખરિણુ કાહલ વાજઇ, જાણે કોપ્યઉ કાલ

ઉત્તરાર્ધનો તેમનો અર્થ છે: 'યુદ્ધમાં રણશિંગાં વાગ્યાં ત્યારે લોકોમાં ઝૂમરાણ થઈ રહ્યું.' આમાં 'ઝૂંબરિણુ' = 'ઝૂમરાણ' લેવાનું રહે છે. 'રિણુ' માંથી 'ગણુ' સિદ્ધ કરવાનો કોઈ રસ્તો નથી. અન્યત્ર 'ઝૂંઅરિણુ' નો પ્રયોગ થયાનું નોંધાયું નથી.

હકીકતે 'પડઇ ઝૂંઅ રિણુકાહલ વાજઇ' એમ જ શબ્દયોજના કરવી જોઈએ. તો અર્થ થશે 'ઝૂમ પડે છે, રણભેરી વાગે છે.' કા. પ્ર. ૧/૧૯૮ માં પ્રયોગ મળે જ છે:

નઇ વાજઇ રિણુકાહલ

'અને રણભેરી વાગવા લાગી'

પ્રાચીન ગુજરાતીમા અન્યત્ર પણ આ શબ્દ વપરાયો છે:

કલકલી વહલી રિણકાહલી

(શાલિસૂરિકૃતિ વિરાટપર્વ—૧૪૨૨ પહેલાં સં. ૩૦૭)

'રણભેરી અત્યંત ધણધણવા લાગી'

રણકાહલી સુણી સમરંગણિ, કાયર પડઇ પરાણ

(વિદ્યાવિલાસપવાડઉ —૧૪૨૯; પં. ૩૫૦)

'રણભેરી સુણીને સમરાંગણમાં કાયરના પ્રાણ પડે છે.'

બિહું દલિ વાજી રણિકાહલી

(ભરતેશ્વરબાહુબલિરાસ, ગાંધીસંપાદિત, ક. ૧૭૮)

'બંને દળમાં રણભેરી વાગી'

અહીં પાઠ 'રણકાહલી' કે 'રિણુકાહલી' જોઈએ.

સંસ્કૃત, પ્રાકૃતમાં 'કાહલ', 'કાહલા' જાણીતા છે. મોદીએ (ગુર્જરરાસાવલી, શબ્દકોશ) કાહલિકા – કાહલિઆ – કાહલી એમ યોગ્ય રીતે જ વિકાસક્રમ આપ્યો છે.

કા. પ્ર. ૧/૭૪ ના પૂર્વાર્ધમાં 'દીસઇ ધૂમ વિકરાલ'ને બદલે પાઠાંતર 'ધૂમવિરાલ' વધુ સ્વીકાર્ય જણાય છે. વસંતવિલાસ (૩૩) માં કામદેવ 'ધૂમવિરાલ' (ઓકતાં અસ્ત્ર) વિરહી પ્રત્યે છોડે છે એવું વર્ણન છે, અને ત્યાં વ્યાસે કા.પ્ર. ૧/૭૪ તથા ૩/૧૭૦ (વિષમ ધૂમ ધૂંધૂઇ વિરાલ = 'વિષમ ધૂમ ને વરાળ

'ધૂંધવાતાં હતાં') તુલના માટે ટાંકયાં જ છે. 'ધૂમવિરાલ' પાઠ લેતાં છંદ પણ અપેક્ષિત દોહાનું અગિયાર માત્રાનું ઉત્તર ચરણ બની રહે છે.

૧૬. રમાઉલ 'સમૃદ્ધ'

રમાઉલ અપભ્રંશમાં જાણીતો છે. સ્વયંભૂએ એ વાપર્યો છે. (પઉમચરિય, ૪૨, ૬, ૭; ૪૬, ૨, ૧; ૪૮, ૧૫, ૨; ૮૪, ૪, ૩). અન્ય અપભ્રંશ કવિઓમાંથી ઉદાહરણો:

राणउँ कवणु आमि इह राउलि
धय तोरण-मणिखंभ-रमाउलि

ધનપાલકૃત ભવિસત્તકહ (આ. ૧૦ મી સદી), દલાલ-ગુણેની આવૃત્તિ, ૫, ૯, ૨૨ 'ધ્વજ, તોરણ અને મણિસ્તંભથી સમૃદ્ધ એવા આ રાજભવનમાં કોણ રાણો હતો?'

આ શબ્દથી અજાણ હોવાથી યાકોબીએ તેમની આવૃત્તિમાં પાઠ ફેરવીને गमाउलि કર્યો છે.

बहुविह-जण-धण-धन्न-रवाउलु
गो-महिस-उल-रवाउल-गोउलु

ધાહિલકૃત પઉમસિરિચરિઉ (૧૨ મી સદી પહેલાં), ૧, ૨, ૬ 'તે (મધ્યદેશ) વિવિધ મનુષ્યો, ધન ને ધાન્યથી સમૃદ્ધ તેમજ ગાયો ને ભેંસોના ધણોના નાદથી વ્યાપ્ત એવી પશુશાળા યુક્ત હતો.'

પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંથી રમાઉલના કેટલાક પ્રયોગો નીચે નોંધ્યા છે:

૧. જલદ જાલ-વબાલે નીઝરણિ રમાઉલુ
રેહઇ ઉજ્જિલ-સિહરુ અલિ-કજ્જલ-સામલુ,
રેવંતગિરિરાસુ, કડ૦ ૨, કડી ૪, પંક્તિ ૧-૨.

'વાદળઘટાના સમૂહથી અને ઝરણાંથી સમૃદ્ધ એવું ગિરનારનું શિખર ભ્રમર અને કાજળ જેવું શ્યામવર્ણે શોભે છે.'

૨. ચેગ-વિક્ખંભ-વાયંભ રમા(મ્મા)ઉલ
લલિત-પુત્તલિય-કલસ-કુલ-સંકુલ
રેવંતગિરિરાસુ, ૨, ૯, ૩-૪.

'પ્રચંડ આરસ્ભાખ અને વાયંભ (?)થી સમૃદ્ધ તથા સુંદર પૂતળીઓ અને કળશોના સમૂહથી વ્યાપ્ત (મંડપ)'.

૩ અમિકદેવિ દેઉલ દીઠુ રમાઉલ એ

રેવંતગિરિરાસુ, ૪, ૧, ૨

'અમમદેવીનું સમૃદ્ધ દેવળ દીઠું'

૪ વસતમાસુ રમા(મા)ઉળુ દીઠે

આબૂરાસ, ૫૪, ૨

'સમૃદ્ધ વસતમાસના દિવસે (?)'

૫ 'નય(ઇ) નીઝરણુ રમાઉલ નઇ'

૨૮
મમર્ગિરાસુ, ૧૧-૧

'નદી ને ઝરણામાથી સમૃદ્ધ એવા તેમા'

આમા રમ્માઉલ એ છદની અપેક્ષા પૂરવા રમાઉલને મેળવવાથી થયો છે, જ્યારે રવાઉલમા અપભ્રશમા પ્રચલિત મ્>વઁ ની પ્રક્રિયા પ્રવૃત્ત થઈ છે ગુણે ભવિસયત્ત-કહામા ટિપ્પણમા रमाउल ને रम्य + °उल પ્રત્યય પરથી સધાયેલો ગણે છે પણ તો °मा° નો આકાર ક્યાથી આવ્યો એ સમજમા ઊતરતુ નથી रमाउल જેવા જ ઘડતરના બીજા શબ્દો તપાસીએ તો તેનુ ઘડતર સ્પષ્ટ થાય જુઓ નીચેના શબ્દો

हरियाउल (हरित + आकुल) 'હરિયાળુ' (સદેશરાસક, ૧૪૬)
रासाउल (रास + आकुल)
पायाउल (पाद + आकुल)
मैणाउल (मदन + आकुल)
चंद्राउल (चन्द्र + आकुल)
} અપભ્રશ છદોના નામ

આ સૌના સાદશ્યે रमाउल = रमा + आकुल લાગે છે, અને અર્થ 'લક્ષ્મીથી વ્યાપ્ત' = 'સમૃદ્ધ' એવો સહેજે ઘટાવી શકાય

**૧૭. લોઢ 'સ્રી'**

નરપતિકૃત પચદડની વાર્તા (સપાદક શ. છ રાવળ, ૧૯૩૪)મા આ શબ્દના સાત પ્રયોગ છે

'જે પચદડ છત્ર ધરાવે છે તે જ સ્રતા વચ્ચેની જાદુઈ ભીંતને દૂર કરી

૬. કહઇ જઇતૂં, 'તૂં સાંભલિ લોઈ, એ માદુકુ તિ વિક્રમ હોઇ' (૫, ૮૨)
(જઇતૂ કહે, અરે બાઈ, તું સાંભળ તો : આ માંદુકો તો વિક્રમ જ હોવો જોઈએ.)

૭. તિ પાંચઇ વિમાસઇ લોઈ, ઈ ગજા વિક્રમ હોઇ (૫, ૮૫)
(તે પાંચે સ્ત્રીઓ વીમાસે છે કે આ ગજા વિક્રમ જ છે)

એ ધ્યાનમા ગખવાનું છે કે સર્વત્ર 'લોઇ' પંક્તિને છેડે, અને 'હોઇ' કે 'જોઇ' સાથે પ્રાસ મેળવવા વપરાયો છે.

'લોઇ' શબ્દ આવા અર્થમા પંચદંડમાં પ્રયુક્ત થયો હોવા તરફ ટિપ્પણમાં કશો ઇશારો નથી તેથી સમજાય છે કે સંપાદકનું ધ્યાન એ તરફ ગયું નથી. આ સિવાય અન્યત્ર પ્રાચીન ગુજરાતીમાં આ શબ્દપ્રયોગ નજરે નથી ચડ્યો. પંચદંડના રચનાસમય અનુસાર પ્રયોગ ઈ. સ. ૧૪૫૭-૫૮ નો થયો. એ અરસામા અન્ય પ્રયોગો ખોળવાના રહેશે.

મારવાડીમાં 'લુગાઈ' (= સ્ત્રી) છે. 'લોક'નુ 'લોગ' અને તેને 'આઈ' લાગતાં 'ઓવના' > 'ભુવાના'ની જેમ 'લુગાઈ' થયું જણાવ છે. પણ ચાકસ પૂરતું સ્પષ્ટ નથી.

૧૮. વનફૂલ 'વલ્કલ'

પ્રેમાનંદના સુદામાચરિત્ર (દેસાઈ, ૧૯૪૨)માં સુદામાના વર્ણનમાં.

કોપીન જીરણ વસ્ત્રનુ, વનફૂલ છે પરિધાન.

એ પંક્તિ (૧૫૦) છે અહીં 'વનફલ' એ 'વલ્કલ' ઉપરથી સાદૃશ્યબળે મધાયો છે. 'વલ્કલ'નુ 'વનકલ' થવાને બદલે 'પટફૂળ'ની અસરથી 'વળફૂળ' 'વનફૂળ' થયું. આ રીતે 'પટફૂળ' ને 'વનફૂળ'નો વિરોધ પણ મધાય છે.

'પટફૂળ' અને 'પટોળુ' મૂળે એક. 'પટ્ટદુકૂલ' (= રેશમી વસ્ત્ર)માં 'દુકૂલ' પરથી થયેલાં 'દુગુલ્લ', 'દુઅલ્લ' ને 'દુલ્લ' (દેશીનામમાલા, ૫-૪૧) હેમચદ્રે નોંધ્યા છે. 'દુકૂલ'નું 'દુલ' અને એમ 'પટ્ટદૂલ' ઉપરથી 'પટ્ટઉલ'ને 'પટોળુ' થયેલુ સમજી શકાય. 'પટફૂલ'ના 'ફૂલ'નો સંબધ 'કોલિઅ'- 'કૌલિક' (દેશીનામમાલા ૨, ૬૫) = 'વણકર'ના મૂળમાં રહેલા 'કૂલ' સાથે હશે કે કેમ તે સ્પષ્ટ નથી.

## ૧૯. પ્રા. વિગુત્ત, ગુ. વગૂત, વિગૂચ વગેરે.

પ્રાકૃત તથા અપભ્રંશમાંથી ધાતુ 'વિગોવ્', ક.ભૂ.કૃ. 'વિગુત્ત', કર્મણિ અંગ પ્રેરક ક.ભૂ.કૃ. 'વિગોઇ', નામ 'વિગોવણ' તથા રૂપાન્તરો 'વિગ્ગોવ', 'વિગ્ગુત્ત', નામ 'વિગ્ગોવ', 'વિગ્ગોવણયા' એ રૂપોના પ્રયોગ પાઇઅસદ્દમહણ્ણવોમાં નોંધાયા છે. મૂળ ધાતુના 'તિરસ્કાર કરવો, ફજેતો કરવો, વ્યાકુળ કરવું' જેવા અર્થો હોવાનું સમજાય છે. કોશકારે તેને સંસ્કૃત 'વિગોપય્' (=પ્રકાશિત કરવું) ઉપરથી સિદ્ધ થયો માન્યો છે. દેશીનામમાળાના (૭/૬૪)માં 'વિગ્ગોવ'નો અર્થ 'વ્યાકુલતા' આપ્યો છે સિદ્ધહેમ (૮/૪/૪૨૧)માં આપેલા ઉદાહરણમાં 'કસરેહિँ વિગુત્તાઇँ' (=ગળિયા બળદોએ તો અમને હેરાન કરી મૂક્યા—વ્યાકુળ કરી મૂક્યા) એ પ્રયોગમાં આનું સમર્થન મળે છે.

બીજા કેટલાક અપભ્રંશ પ્રયોગો આ પ્રમાણે છે.

જા સોહગ્ગે કામુ વિગોવઇ

(પુષ્પદન્તકૃત 'મહાપુરાણ', ૯૨. ૮, ૩)

'જે સૌંદર્યમાં કામદેવનો પણ તિરસ્કાર કરે છે'

સંપાદકે તથા ટિપ્પણકારે 'વિ ગોવઇ' એમ સમજફેરથી શબ્દભેદ કર્યો છે.

માણુસુ સમણ-ધમ્મ વિગ્ગુત્તઉ મરઇ

(મહાપુરાણ, ૯૦, ૨,.૪)

'માણસ શ્રમણધર્મથી હેરાન થઈને મરે છે'.

પેકિખવિ મહુમહણુ મયણે ણ સરિ વિગ્ગુત્તી

(મહાપુરાણ, ૮૫, ૨, ૧૬)

'મધુમથન—એટલે કે કૃષ્ણને જોઈને અગ્નિ પણ જાણે કે કામવ્યાકુળ બની ગઈ'

પ્રાકૃત સુભાષિતસંગ્રહ 'વજ્જાલગ્ગ' (૧૫૩)માં 'વિગ્ગોવય', ધનપાલકૃત 'ભવિસ્સયત્તકહ'માં 'વિગ્ગુત્ત' આના જ અર્થમાં મળે છે

'ઉપમિતિભવપ્રપંચાકથા'ના જૈન સંસ્કૃત પ્રયોગોમાં 'વિગુપ્યતે' તથા 'વિગોપિત' તિરસ્કાર કરવાના અર્થમાં પ્રયુક્ત થયા છે[1]

---

[1] અપભ્રંશ પ્રયોગોને લગતી કેટલીક માહિતી મારી વિદ્યાર્થિની શ્રીમતી રત્ના શ્રોયનના અપ્રકાશિત મહાનિબંધ—A critical study of the Desya and rare words from Puspadanta's Mahapurana માંથી.

જની ગુજરાતીના કેટલાક પ્રયોગ નીચે પ્રમાણે છે·
તેરમી શતાબ્દીના જિનપ્રભાચાર્યકૃત ભવ્યચરિત[૨]મા 'વિગોઇઉ' વપરાયો છે :
બહુ વિગોઇઉ કેડિઉ ઢાઉ, જિમ ધુલહડી કેરઉ રાઉ (૫)
'ધૂળેટીના રાજાની જેમ તેને માથે બહુ વિતાડવામા આવ્યુ—તેનુ કામ કેલ્યુ.'
૧૪૨૨ પહેલાનુ શાલિસૂરિકૃત વિરાટપર્વ (૫ ૧૭૫).
એ અણાહ ઇમ નારિ વિગોઈ
'એ અનાથ નારીને આવી રીતે દુઃખી કે હેરાન કરી'
એ જ (૫ ૧૮૭).
ઇણિ હઉં ઇમિ અકાજિ વિગોઈ
'એણે આમ મને વિનાકારણ હેરાન કરી'
એ જ (૫ ૪૮૩)
ઝ ટિ ઝૂબિ મુઝ નારિ વિગોઈ
'ઝૂટવી ઝૂમીને મારી સ્રીને પીડી'
એ જ (૫. ૬૯૦)
ધાવતા ધડ નરેન્દ્ર વિગોઇ
'દોડતા ધડ રાજાઓને હેરાન કરતા હતાં'
એ જ (૫. ૭૧૮)
તેમ કૌરવ તિં નીદ્ર વિગૂતા
'તેવી રીતે કૌરવ તે નિદ્રાએ કરીને વ્યાકુળ થયા—સકટમા પડ્યા'
મોદીએ શબ્દકોશમા પાઇઅસદ્દમહણ્ણવોને અનુસરીને 'વિગોઇ'નો અર્થ 'ફજેતો કર્યો' અને 'વિગૂતા'નો અર્થ 'ઢાંકેલુ, છાયેલુ' (વિગુપ્ત) કર્યો છે સોળમી શતાબ્દીના 'વિરહદેસાઉરીફાગુ'મા પણ 'વિગૂતી' શબ્દ વિરહિણી પોતાને માટે વાપરે છે ત્યા 'દુઃખી થઈ ગઈ' કે 'હેરાન થઈ ગઈ' અર્થ છે. ડૉ. સાંડેસરાએ પણ 'સકટમા આવેલી' એવો અર્થ કર્યો છે તેમણે શબ્દ ગ 'વિગુપ્તા' ઉપરથી સિદ્ધ માન્યો છે.

પંદરમી શતાબ્દીની માડણકૃત 'પ્રબોધબત્રીશી' (૧૭૨)મા 'અર્થકારણિ વ્યર્થ

૨ ડૉ સાંડેસરાસપાદિત ફા. ગુ સ ત્રૈમાસિક, ૧, ૨

વિગોઇ' એમ 'વિગોઇ'ના પ્રયોગ છે. ૧૬૮માં 'વગૂવઇ' મુદ્રિત પાઠ છે, ત્યા 'વિગૂવઇ' જોઈએ.

૧૫૮૨ના મંગલમાણિક્યકૃત અંબડવિદ્યાધરરાસમાં

હિવઇ એહનઇ વિગોઉં સાચ (૪/૧૬૦)

'હવે આને હું સાચે જ વિનાશું.'

એ પ્રયોગમા 'વિગોઉં'નો અર્થ સ્પષ્ટ છે. ઉપરાંત ૨/૨૫૮ને ૩/૭૨માં 'વિગોણુઉં' શબ્દ 'વીતક' 'પીડા'ના અર્થમા વપરાયો છે. અને શબ્દકોશમા 'વિગોઉં'='પીડા કરું' અને 'વિગોણુઉં'='વગોણું', 'ફજેતી' આપ્યા છે.

'વિગોવ', 'વિગુત્ત', 'વિગૂચ'ની વ્યુત્પત્તિ જરા અટપટી છે.
ધાતુપાઠ (૨૬/૧૨૩)માં 'ગુપ' ધાતુ 'ગૂંચવાવુ' એ અર્થમા નોંધાયો છે. પ્રાકૃતમાં
ગુવિઅ = વ્યાકુળ, ક્ષુબ્ધ

ગુવિલ = ગહન, ઝાડી

ગુત્તિ = માથા ઉપર પહેરાતી ફૂલની માળા

એ શબ્દો ઉક્ત 'ગુપ્'માંથી સિદ્ધ 'ગુવ્'માંથી થયા છે. હેમચંદ્રે 'ગુપ્પ' ધાતુ 'વ્યાકુળ થવું' અર્થમા (સિદ્ધહેમ ૮/૪/૧૫૦) તથા 'ગુપ્પંત' શબ્દ 'સંમૂઢ' અર્થમા આપ્યો છે. (દેશીનામમાલા, ૨/૧૦૨). અપભ્રંશમાં 'ગુપ્પ' ધાતુ 'અટવાવુ', 'ગૂંચવાવું' એ અર્થમાં સુપ્રચલિત છે (જેમ કે સ્વયંભૂકૃત પઉમચરિય ૨૦/૧૦/૫, ૪૬/૪/૩, ૨૩/૬/૭, ૬૦/૧/૨, ૭૨/૧૫/૫, ૭૪/૧૬/૭; પુષ્પદંતકૃત મહાપુરાણુ ૭/૨૪/૧૦ વગેરે).

આમ,

| | | | |
|---|---|---|---|
| સંસ્કૃત | ગુપ્ | ગુપ્યતે | ગુપ્ત |
| પ્રાકૃત | ગોવ્ | ગુપ્પઇ | ગુત્ત |
| | વિગોવ્ | વિગુપ્પઇ | વિગુત્ત |

એમ નિયમ પ્રમાણે રૂપો સિદ્ધ થયાં. 'ગુપ'ના 'ગૂંચવાવું' અર્થ ઉપરથી 'વિગોવ્'ના 'સંકડામણમાં હોવું', 'સંકડામણમા મૂકવું', 'હેરાન કરવું', 'વ્યાકુળ કરવું', 'વિનાશવું' અર્થ સમજી શકાય છે.

સંસ્કૃતનાં

| | | |
|---|---|---|
| મુચ્ | મુચ્યતે | મુક્ત |
| રિચ્ | રિચ્યતે | રિક્ત |

| | | |
|---|---|---|
| વચ્ | ઉચ્યતે | ઉક્ત |
| સિચ્ | સિચ્યતે | સિક્ત |

એના રૂપો ઉપરથી પ્રાકૃતના

| | |
|---|---|
| મુચ્ચઇ | મુત્ત |
| રિચ્ચઇ | રિત્ત |
| વુચ્ચઇ | વુત્ત |
| સિચ્ચઇ | સિત્ત |

એના રૂપો નિયમ પ્રમાણે થયા આથી ક ભૂ કૃ.ના 'ત્ત' અને કર્મણિ વર્તમાનના 'ચ્ચઇ' બોલનારના મનમા સકળાઈ ગયા, અને મૂળ જુદી રીતે કર્મણિ અગ સાધતા ધાતુઓ પણ 'ચ્ચ' વડ તે સાધવા લાગ્યા જેમ કે

| ભૂ કૃ | જૂનુ કર્મણિ રૂપ | નવુ કર્મણિ રૂપ |
|---|---|---|
| રત્ત (રક્ત) | રજ્જઇ (રજ્યતે) | રચ્ચઇ |
| મત્ત | મજ્જઇ (માદ્યતે) | મચ્ચઇ |
| પહુત્ત (પ્રભૂત) | પહુજ્જઇ (પ્રભૂયતે) | પહુચ્ચઇ |
| વિહત્ત (વિભક્ત) | વિહજ્જઇ (વિભજ્યતે) | વિહચ્ચઇ |
| ગુત્ત | (ગુપ્પઇ) | *ગુચ્ચઇ |
| વિગુત્ત | (વિગુપ્પઇ) | વિગુચ્ચઇ |
| ખુત્ત (*ક્ષુપ્ત) | (ખુપ્પઇ) | ખુચ્ચઇ |

આ નવા સધાયના કર્મણિ અગો ઉપરથી ગુજરાતીમા 'રાચવુ', 'માચવુ' 'પહોચવુ', 'વહેચવુ', ગૂચવવુ' વિગૂચવુ 'ને' ખૂચવુ' ઊતરી આવ્યા છે 'વિગૂચ' કાન્હડદેપ્રબંધ (૧૪૫૬)મા વપરાયુ છે

પ્રધાને ખાન વિગૂચતા દીઠા (૧/૧૭૭)

'પ્રધાને ખાનને દુખી થતા દીઠા'

વળી 'લોક વિગૂચઈ લાઘણ પાડી' (૮૦૬) એમ શ્રીધરકૃત 'રાવણ મંદોદરી સંવાદ'મા (૧૫૦૯) પણ તે મળે છે

આમ એ સૌ ગુજરાતી ધાતુઓ સાદૃશ્યમૂલક ઘડતરના પરિણામ છે તેઓ નિયમિત ક્રમિક ધ્વનિવિકાસથી સધાયા નથી

૨૦. અપ. વિચ્છુલ્‌ 'વીછળવું'

ગુજરાતી માટે લાક્ષણિક પ્રક્રિયા 'ક્ષ્' > 'ખ્' છે: ખીર (ક્ષીર), ખમવુ (ક્ષમ્), ભીખ (ભિક્ષા), ભૂખ (બુભુક્ષા), માખી (મક્ષિકા), રાખ (રક્ષા), લાખ (લક્ષ, લાક્ષા), લીખ (લિક્ષા), શીખ (શિક્ષા), સાખ (સાક્ષ્ય), આખું (અક્ષત) વગેરે.

એટલે છરો (ક્ષુર), છાર (ક્ષાર), કાછડી (કક્ષા), રીંછ (ઋક્ષ) વગેરે 'ક્ષ્' > 'છ' એ પ્રક્રિયાવાળી બોલીમાથી ગુજરાતીમા આવ્યા એમ ખુલાસો યોગ્ય રીતે જ કરાય છે. પણ આમાં 'વીછળવુ'નો પણ સમાવેશ ન કરી શકાય. ટર્નરે તેનું મૂળ સં. 'વિક્ષલ્‌' માન્યું એટલે જ તેને 'ક્ષ્' > 'છ્' વાળી યાદીમાં મૂકયો. ખરી રીતે 'વીછળ' પ્રાકૃત-અપભ્રંશ 'વિચ્છુલ્‌' પરથી સિદ્ધ થયો છે. પ્રાકૃત કોશમાં 'વિચ્છોલિઅ' = 'ધોયેલુ' આપ્યુ છે. (જોડણીકોશે આ નોધ્યું જ છે). શીલાંકકૃત 'ચઉપ્પન્નમહાપુરિસચરિય' (૧૧મી શતાબ્દી) માં 'વિચ્છોલિજ્જૈ'='ધુઓ' (પૃ. ૨૧૧, ગા. ૧૦) છે. અપભ્રંશમાં દસમી શતાબ્દીના પુષ્પદંત કવિના મહાપુરાણમા 'ણ્હવ-ચંપય-તેલ્લે વિચ્છુલિઉ' (૬૯. ૧૭. ૨) (= તાજા ચંપેલથી ધોવાયેલું-છાંટાયેલું) એ પ્રયોગમા ટિપ્પણમાં 'વિચ્છુલિઉ' નો અર્થ 'મ્રક્ષિત' કે 'અભ્યક્ત' (= ચોપડેલું) કર્યો છે; તેના જ 'ણાયકુમારચરિઉ'માં 'વિચ્છુલિય'ના 'તેય તોય વિચ્છુલિય' = 'તેજના જળમાં બોળેલુ', 'તેજસ્વી' (ણાય. ૩, ૫, ૫); તથા 'હય-મુહ-લાલા-જલ-વિચ્છુલિય' = 'ઘોડાના મુખની લાળના જળથી છંટાયેલું' (ણાય. ૭, ૭, ૮). એવા પ્રયોગ છે. તેમાં એક સ્થળે 'વિચ્છુલિય' ઉપર 'સિક્ત' એમ પ્રાચીન ટિપ્પણ પણ મળે છે. દસમી શતાબ્દીના રાજશેખરકૃત પ્રાકૃત નાટક 'કર્પૂરમંજરી'માં 'વિચ્છોલંતો ગઅણકુહરં કંતિજોણ્હાજલેણ' (= 'ગગનગુહાને જ્યોત્સ્નાની કાન્તિના જળથી ભીંજવતો-વીછળતો') એમ ચંદ્રવર્ણનમા 'વિચ્છોલ'નો 'ધોવા-વીછળવા'ના અર્થમાં પ્રયોગ છે

'વિચ્છુલિય'ના મૂળમા સં. 'વિચ્છુરિત' છે. 'ચૂર્ણરૂપ કે પ્રવાહી વસ્તુથી છંટાવું કે ખરડાવું' એવા અર્થમાંથી 'બોળાવું' કે 'ધોવાવું' ને 'પાણી વડે (વાસણ આદિ) ધોઈ સાફ કરવું' એવા અર્થ વિકસ્યા.

સં. 'ક્ષલ્‌', 'ક્ષાલ્‌' ઉપરથી 'પખાળવુ' અને કદાચ 'ખંખાળવું' ગુજરાતીમાં ઊતરી આવ્યા છે.

## ૨૧. વિરહક : સંગીતવિકાસી વૃક્ષ

'બકુકાર' = 'સંગીતકાર'વાળી નોંધમાં (બુદ્ધિપ્રકાશ, ઑક્ટોબર ૧૯૬૭, પૃ. ૨૯૨) ડૉ. સાંડેસરાએ પ્રબંધચિંતામણિમાંથી આપેલા પ્રસંગમાં અનભાગ એવો છે કે ગંધર્વ સોલાકે શુષ્ક થડ પલ્લવિત કરવાની ગીતની અનુત્તમ શક્તિ પ્રદર્શિત કરવા, આબુપર્વત પરથી વિરહક નામે વૃક્ષની સૂકી ડાળ મંગાવી, તેને કુંવારી માટીના ક્યારામાં રોપી અને પછી તેને પોતાની ગીતકલાથી પલ્લવિત કરી બતાવી.

પ્રશિષ્ટ સંસ્કૃતના કાવ્યસાહિત્ય અને અલંકારશાસ્ત્રમાં કેટલાક 'કવિસમયો' જાણીતા છે. કવિસમય એટલે કાવ્યજગત પૂરતી કેટલીક રૂઢિથી મનાતી વાતો કે ઘટનાઓ—જેમને શાસ્ત્રનું કે લોકનું સમર્થન ન હોય. ચંદ્રિકાનું પાન કરતો ચકોર, વર્ષાજળ પર જીવતો ચાતક, નિશાવિરહી ચક્રવાક, શ્વેતરંગી હાસ્ય ને કીર્તિ, કાનને સ્પર્શતા અપાંગ વગેરે. રાજશેખર વગેરેએ એમની ચર્ચા કરી છે. આ કવિસમયોમાં કેટલાક વૃક્ષોને લગતો કવિસમય એવો છે કે અમુક અમુક વૃક્ષો પદ્મિની જેવા લક્ષણ ધરાવતી તરુણીના આલિંગન વગેરેથી પુષ્પિત કે પલ્લવિત થાય છે. કાલિદાસના ઉત્તરમેઘમાં 'રક્તાશોકશ્ચલકિસલય'થી શરૂ થતા શ્લોકમાં ચરણાઘાતથી અશોક પલ્લવિત થતો હોવાનો અને મુખમદિરાથી બકુલ ખીલતો હોવાનો નિર્દેશ છે. તેના ઉપરની મલ્લિનાથી ટીકામાં આ સંબંધમાં એક શ્લોક પણ ટાંકેલો છે.

स्त्रीणां स्पर्शात् प्रियङ्गुर्विकसति बकुलः सीधुगण्डूषसेकात्
पादाघातादशोकस्तिलककुरवकौ वीक्षणालिङ्गनाभ्याम् ।
मन्दारो नर्मवाक्यात् पटुमृदुहसनाच्चम्पको वक्त्रवातात्
चूतो गीतान्नमेरुर्विकसति च पुरो नर्तनात् कर्णिकारः ॥

આમાં સ્ત્રીઓના સ્પર્શથી પ્રિયંગુ, મદિરાગંડૂષથી બકુલ, ચરણાઘાતથી અશોક, દૃષ્ટિથી તિલક, આલિંગનથી કુરબક, નર્મવાક્યથી મંદાર, મૃદુહાસ્યથી ચંપક, ફૂંકથી આંબો, ગીતથી નમેરુ અને નર્તનથી કર્ણિકાર વિકસતા હોવાનું કહ્યું છે.

આમાં ગીતસંગીતથી કુસુમિત થતા વૃક્ષ તરીકે નમેરુનું નામ છે, પણ વિરહક વૃક્ષનો નિર્દેશ નથી. લાગે છે કે અગિયારમી શતાબ્દીથી સંગીતથી—પંચમ રાગ ગાવાથી વિરહક નામનું વૃક્ષ ખીલી ઊઠતું હોવાનો કવિસમય પ્રચલિત

થયો. આ અંગે પ્રાકૃતમાંથી બારમી શતાબ્દીના અને સંસ્કૃતમાંથી અગિયારમી શતાબ્દીના થોડાક ઉલ્લેખ મળે છે.

ઈ. સ. ૧૧૮૫માં પાટણમાં રચાયેલા સોમપ્રભાચાર્યકૃત 'કુમારપાલ-પ્રતિબોધ' નામક પ્રાકૃત ગદ્યગ્રંથમાં ઉક્ત રીતે ખીલવાના વિરહક વૃક્ષના નીચે પ્રમાણે ઉલ્લેખો છે

બીજા પ્રસ્તાવમાં દેવપૂજાવિષયે દીપશિખની કથામાં ગંધર્વદત્તાને વરવા માટેની વીણાવાદનની સ્પર્ધામાં એક કલાકાર વિરહવૃક્ષને પુષ્પિત કરી દે છે.[1]

अन्नतरे गहिया अन्नेण वीणा। घरावियो पच्चासन्ने विरहो नाम तरू। वाइऊण वीण फुल्लाविओ सो।

'એ પછી બીજાએ વીણા લીધી. નિકટમાં વિરહ નામનું વૃક્ષ રખાવ્યું. વીણા વગાડીને તેને પ્રફુલ્લિત કર્યું.'

એ પછી ગંધર્વદત્તા પોતે વીણાવાદનથી અન્યાન્ય કલાકારોએ જે જે આશ્ચર્ય એક એક કરી બતાવ્યાં હતાં તે બધાં એકલે હાથે કરી બતાવે છે;

तओ गहिया गंधव्वदत्ताए वीणा। वाइया अणाए जाव तक्खणा पसुत्तो मत्तकरी, दूराओ चलणमूले पत्तो मुद्धमिगो, आमूल फुल्लिओ विरहदुमो।

'એ પછી ગંધર્વદત્તાએ વીણા લઈને વગાડી. એટલે તત્ક્ષણ મદમત્ત હાથી (શાંત થઈ) સૂઈ ગયો, દૂરથી સંગીતમુગ્ધ હરણ પગ પાસે આવી રહ્યું, વિરહવૃક્ષ મૂળથી ટોચ સુધી ખીલી ઊઠ્યું.'

આ બે ઉપરાંત ત્રીજા પ્રસ્તાવમાં પતિભક્તિ વિષયે જયસુંદરીની કથામાં આપેલા વસંતવર્ણનમાં પણ વિરહક વૃક્ષનો ઉલ્લેખ છે.[2] (આમાં અન્ય વૃક્ષોના ખીલવા અંગેનો કવિસમય પણ આવી જાય છે):

के त्ति रुखी परिरंभेण कामिणो कुरवय व्व कुसुमंति।
पमया पहया पउरंति के वि असु असोय व्व ॥

1. મુનિ જિનવિજયસંપાદિત કુમારપાલપ્રતિબોધ, પૃ ૧૨૯
2. એજ, પૃ ૨૪૮.

वउलव्व-रमणि-मइरा-गंडूस-मिंरोण के-वि वियसंति ।
पल्लसति कामिणीहिं कडक्खिया के-वि तिलयव्व ॥

फुल्लंति विरहिणो विरहय-व्व लहिऊण पचम के-वि ।
तह चंपयव्व तूसति के-वि वर-सुरहि सलिलेण ॥

'કેટલાક કામીજનો સ્ત્રીના આશ્લેષથી કુરબકની જેમ કુસુમિત થાય છે; કેટલાક પ્રમદાના ચરણપ્રહારથી અશોકની જેમ પલ્લવિત થાય છે, કેટલાક રમણીના મદિરાગંડૂષથી બકુલની જેમ વિકસિત થાય છે; કેટલાક કામિનીના કટાક્ષપાતથી તિલકની જેમ ખીલી ઊઠે છે; કેટલાક ઉત્કૃષ્ટ સુગંધી જળથી ચંપકની જેમ તુષ્ટ થાય છે.'

સંસ્કૃત સાહિત્યમાં ભોજકૃત 'શૃઙ્ગારમંજરીકથા' (૧૧ મી શતાબ્દી)માં વિરહકવૃક્ષનો ઉલ્લેખ છે. તેની પહેલી રવિદત્ત-કથાનિકામાં આવતા વસંત-વર્ણનના ઉદ્યાનવર્ણનમાં (પૃ. ૨૧–૨૨, અંગ્રેજી ભાષાંતર, પૃ. ૭૯) તરુણ કામિનીઓની મુખમદિરાથી સિંચિત થઈ ખીલેલી બકુલકળીઓની, તરુણ વિલાસિનીઓના આશ્લેષથી ખીલેલી કુરબકકળીની, મૃગલોચનાઓના કટાક્ષપાતથી ખીલેલી તિલકમંજરીની, કામિનીઓના ચરણતાડનથી પલ્લવિત થયેલા અશોકની અને વિલાસિનીઓના કંઠે ગવાયેલા પંચમની અસરથી ફૂટેલી કપિશ કુસુમશ્રેણીને ધારણ કરતી વિરહક-શાખાઓની વાત કરી છે.

૨૨. સત્તૂકાર 'અન્નસત્ર', 'સદાવ્રત'

૧. નીર નિવાણિહિ સત્તૂકાગ.
આબૂરાસ (૧૨૩૨), ૧૫.

૨. ચિહુ દસિ માંડ્યા સત્તુકાર.
અસાઈતકૃત હંસાઉલી (૧૩૬૦), ૧, ૨૧.

૩. ઠાહે માંડિઉં શત્તૂકાર.
વાનુકૃત કર્ણકથા પા ૭, પં. ૬.

૪. કો કહિ માહિનશ કેટલા શત્તુકારે પરચવી મિલા.
કર્ણકથા, પા. ૭, પં. ૧૩.

૫. શાઇ આવ્યા શત્તુકાર
કનકસુંદરકૃત સગાળશાહ રાસ પા ૨૪ ૫ ૭

૬. શત્તુકારિ નિમર્ષ્ય જન સહૂ
સગાળશાહ રાસ, પા ૨૫, ૫ ૩

૭ શત્તાગાર આગ તું ખૂરિ
સગાળશાહ રાસ, પા ૪૩, ૫ ૧૩

૮. તેના આનિ સત્તુકાર
નાકરકૃત સગાળપુરી ૧, પા. ૧૨૧ ૫ ૪

'શત્તુકાર', 'શત્રગાર', 'શત્રુકાર', 'શત્તુકાર' ને 'શત્તાગાર' એવા વિવિધ સ્વરૂપે દેખાતો આ શબ્દ 'અન્નસત્ર' કે 'સદાવ્રત' એવા અર્થમા બધે પ્રયોજાયો છે અપભ્રંશમા પુષ્પદન્તકૃત મહાપુરાણ (સંધિ ૯, કડવક ૧, પંક્તિ ૯)મા આ શબ્દ મળે છે:

लिङगि-णीस-णर-सत्तगारहिं

શ્રમણને વર્જ્યના છેતાળીશ પ્રકારના આહારદોષ ગણાવતા આમા કહે છે કે સાધુલિંગીન, અકિંચનનુ ને સદાવ્રતનુ અન્ન દોષિત છે 'સત્તગાર'ને માટે 'સત્તગ્ગાર,' 'સત્તુઙ્ગાર' ને 'સત્તુગાર' એટલા પાઠાન્તરો છે.

જૈન સંસ્કૃતમા પણ 'સત્રાગાર' (સત્રાકાર') મળે છે. પ્રબંધકોશમા 'સત્રાકારે' (૯૧, ૨૫) અને 'સત્રગારે' (૧૨૯) આવે છે. હેમચંદ્રના ત્રિષષ્ટિશલાકામા 'સત્રશાલા' (= 'અન્નસત્ર') મળે છે

'સક્તુ' કે 'શક્તુ' (= 'જવનો લોટ,' સં સત્તુ, સાતુ, સાતવો, સાથવો) + 'અગાર'માથી 'સત્તુગાર' સધાયો લાગે છે 'સત્તૂગાર'ના 'તૂ'ની દીર્ઘતા 'સત્તુઅ' (સક્તુક) પરથી સિદ્ધ થાય કે ગકાર અલોપ થઈ 'સત્તુકાર' કેમ થયો તે જોવાનુ રહે છે. 'શત્તાગાર'ને દેખીતા 'સત્ર + અગાર' સાથે સાકળી દઈ શકાય, 'અન્નસત્રનુ અગાર'. 'સત્રૂકાર' એમ ત્રવાળુ સ્વરૂપ સંસ્કૃતની અસર નીચે હોય

૨૩. સનાહ–'સંનદ્ધ, સજ્જ'

ગજસ્થાન પુરાતન ગ્રંથમાળામાં પ્રકાશિત (૧૯૫૩) અને અધ્યા. વ્યાસ સંપાદિત કાન્હડદે પ્રબન્ધના પાઠમા ૧/૧૮૧ પૂર્વાર્ધ આ પ્રમાણે છે:

કટક સનાહ હાથા ઘોડા, સાહણુ સપ ન પાર

આ પાઠમા અર્થ ઘટાવવાની બે મુશ્કેલી છે. 'કટક' અને 'સાહણુ' બંને સેનાવાચક હોઈને તદ્દન નિરર્થક પુનરુક્તિ થાય છે, અને 'સનાહુ' એકવચનનુ રૂપ છે, જ્યારે ત્યા અપેક્ષા બહુવચનની છે. પાઠાન્તરોમાં બે પ્રતમા 'સનાહુ', એકમા 'સનાહ' અને એકમા 'સનાદ્ધ' છે. 'સનાહુ' ='સંનદ્ધ, સંનાહ કે કવચથી યુક્ત' એ પાઠ સ્વીકારતા અર્થ સરળતાથી બેસે છે:, '(આખુ) સૈન્ય સંનદ્ધ છે: હાથી ને ઘોડાના સેનાની સંખ્યાનો પાર નથી.' આથી જ વ્યાસે કાન્હડદે પ્રબધની તેમની ગુજરાતી આવૃત્તિ (૧૯૫૯)મા 'સનાહુ' પાઠ સ્વીકાર્યો છે.

૧૧૮૫ના ભરતેશ્વરબાહુબલિરાસમા 'સનાહુ' બે વાર પ્રયોજાયો છે:

જિમ જિમ સુ-જિ ગડ-ગાઢિમ ગાદઉ
હય-ગય-રહવરિ કરીય સનાહુ
તસુ અરઘાસણુ અપાઈ ઇંદો
તિમ તિમ અમ્હ મનિ પરમાણુંદો. (ગાંધી સંપાદિત, કડી ૫).

'જેમ જેમ તે (= ભરત) દુર્ગબળ વડે બલિષ્ઠ બનતો જાય છે, અશ્વ, ગજ, રથ વડે સંનદ્ધ થતો જાય છે—ને તેને ઇંદ્ર અર્ધાસન આપે છે, તેમ તેમ અમારા મનમાં પરમ આનંદ થાય છે.'

જુડઈ જોધ...સંનાહિ સનાહા. (કડી ૧૨૨)
'સનાહ વડે સજ્જ યોદ્ધાઓ ભીડે છે'

૧૩૫૬ના શાલિભદ્રકૃત 'પંચપાંડવચરિત્રરાસુ' (પં. ૭૨૫)માં 'સહાણા' છે તે સંપાદક શ્રી. મ. ચી. મોદીએ દર્શાવ્યુ છે તેમ 'સણાહા'ના વ્યત્યયથી થયેલુ છે આ 'સનાહ'નું ઘડતર સાદૃશ્યમૂલક છે, એ 'સંનદ્ધ'નો સીધો ધ્વનિવિકાર નથી.

સંસ્કૃતમા કેટલાક હકારાન્ત ધાતુઓનું કર્મણિ ભૂતકૃદત હકારનો ઢકાર અને ધાતુસ્વરની દીર્ઘતા કરીને સધાયુ છે. જેમ કે:—

| ધાતુ | કર્તરિ વર્તમાન ૩. એ. વ. | કર્મણિ વર્તમાન ૩. એ. વ. | કર્મણિ ભૂ. કૃ. |
|---|---|---|---|
| ગાહ્ | ગાહતે | ગાહ્યતે | ગાઢ |
| લિહ્ | લેઢિ | લિહ્યતે | લીઢ |
| ગુહ્ | ગૂહતિ | ગુહ્યતે | ગૂઢ |
| મુહ્ | મુહ્યતિ | મુહ્યતે | મૂઢ |
| રુહ્ | રોહતિ | રુહ્યતે | રૂઢ |

પણ બીજા કેટલા હકારાન્ત ધાતુઓનુ ક ભૂ કૃ. જુદી રીતે સધાયુ છે જેમકે —

| | | | |
|---|---|---|---|
| નહ્ | સ નહ્યતિ | સ નહ્યતે | સ નદ્ધ |
| ગ્રહ્ | ગૃહ્ણાતિ | ગૃહ્યતે | ગૃહીત |

પ્રાકૃતમા સંસ્કૃતવાળી પરિસ્થિતિ ઢકારાન્ત ભૂ કૃ પૂરતી તો ચાલુ રહી પણ તેમના સાદૃશ્યે સંસ્કૃતના જે કેટલાક હકારાન્ત ધાતુઓનુ ભૂ કૃ જુદી રીતે સધાયુ હતુ તેમનુ ભૂ કૃ પણ પ્રાકૃતમા ઢકારાન્ત બન્યુ. ઉપરાત સંસ્કૃત મહાપ્રાણાન્ત ધાતુઓમાથી પ્રાકૃતમા જે નવા હકારાન્ત ધાતુઓ બન્યા તેમાથી કેટલાકનુ ભૂ કૃ. પણ સાદૃશ્યબળે ઢકારાન્ત થયુ.

મૂળમાથી પ્રાકૃતમા ઊતરી આવેલા ઢકારાન્ત રૂપો :—

| ધાતુ | કર્તરિ વર્ત.૩.એ.વ | કર્મણિ વ. ૩ એ.વ. | કર્મણિ ભૂ.કૃ. |
|---|---|---|---|
| ગાહ | ગાહઇ | ( ગાહિજ્જઇ ) | ગાઢ |
| નિહ | નિહઇ | લિબ્ભઇ | લીઢ |
| ગુહ | ગૂહઇ | ગુજ્ઝઇ | ગૂઢ |
| મુહ | મુજ્ઝઇ | મુજ્ઝઇ | મૂઢ |
| રોહ | રોહઇ | રુજ્ઝઇ | રૂઢ |

નવેસરથી સધાયેલા ઢકારાન્ત રૂપો —

| | | | |
|---|---|---|---|
| મનહ્ | મનહઇ | મનજ્ઝઇ | (મનદ્ધ) સનાઢ |
| ગિહ, ગિણ્હ | ગિહઇ, ગિણ્હઇ | ગિજ્ઝઇ | (ગિહિઅ) ગીઢ |
| ક્ષુહ | ક્ષુહઇ | ક્ષુબ્ભઇ | ક્ષુદ્ધ છૂઢ |
| ઉવ્વિહ | ઉવ્વિહઇ | — | ઉવ્વિહિઅ ઉવ્વીઢ |

જોઈ શકાશે કે બોલનારના મનમાં 'દ'—'દઇ,'—'ડ્ઝ'—(દીર્ઘ સ્વર + 'દ') એવી રૂપવર્ગોની શૃંખલા બંધાઈ ગઈ હતી, જેને આધારે દકારાન્ત ધાતુનું દકારાન્ત ભૂતકૃદંત બનાવવાનું વલણ વ્યાપક બન્યું હતું.

આમ 'સંનદ્ધ'ને બદલે સાદશ્યે થયેલું 'સનાદ' રૂપ પ્રાકૃત—અપભ્રંશમાં પ્રચલિત હોવું જોઈએ, જો કે ઉપલબ્ધ સાહિત્યમાંથી તેના પ્રયોગનું કોઈ ઉદાહરણ નોંધાયું નથી. પ્રાચીન ગુજરાતી જૈન તેમજ જૈનેતર રચનાઓમાંથી મળતા ઉપર્યુક્ત ચાર પ્રયોગ આ દૃષ્ટિએ મહત્ત્વના છે.

૨૪. મુંદ્ર કે સુદ્ર 'સમુદ્ર'

૧૩૫૩-૫૪

સુદ્રહ એ માહિ વાટકી એ

(શાલિભદ્રકૃત પંચપંડવચરિતરાસુ; ૭૭૦)

'સમુદ્રમાં વાટ (કરીને)'

સંપાદક શ્રી. મોદીએ શબ્દસૂચિમાં આ શબ્દના મૂળ તરીકે સં. 'સમુદ્ર' આપ્યો છે. એ જ કૃતિમાં પં. ૨૯૯ નો ઉત્તરાર્ધ આ પ્રમાણે છેઃ

જાણે મુંદ્ર ખુબ્યા કલિકાલિ[૧]

'જાણે કે કળિકાળે સમુદ્ર ખળભળ્યા'

સંપાદકે શબ્દસૂચિમાં આ 'મુંદ્ર' એ 'સમુદ્ર'નું સંક્ષિપ્ત રૂપ હોવાનું માન્યું છે. પણ આ રીતે છંદ ખાતર થતો શબ્દસંક્ષેપ એક અર્વાચીન વલણ જણાય છે ('ઉદધિ'નું 'દધિ', 'અનુભવ'નું 'નુભવ', 'અથવા'નું 'થવા' વગેરે). લાગે છે કે મૂળમાં 'સુંદ્ર' હોય, લહિયાના દોષે 'મુંદ' લખાયું હોય. શ્રી મોદીએ પહેલા પાના ઉપરની ટિપ્પણીમાં નોંધ્યું છે કે પંચપંડવની હસ્તપ્રતમાં 'સ' અને 'મ' વચ્ચે અનેક સ્થળે સંભ્રમ થયેલો છે. 'મુણીઇ' ને 'સુણીઇ', 'મુણેસઈ' ને 'સુણેસઇ' વગેરે તેનાં ઉદાહરણ છે. એટલે અહીં મૂળ પાઠ 'સુંદ્ર' લેતાં, પં. ૭૭૦નો 'સુદ્ર' અને આ 'સુંદ્ર' એક જ શબ્દ હોવાનું જણાશે.

સંસ્કૃતમાંથી માધ્યમિક ભૂમિકામાં આવતાં ગુજરાતીના પૂર્વરૂપમાં 'ઉ' ને

૧. 'કલિકાલિ'ને બદલે 'ખઇકાલિ' પાઠ હોત તો સુસંગત થાત.

'ઓ'ના પરવર્તી તથા સંયુક્ત વ્યંજનના પૂર્વવર્તી અક્ષરમાં રહેલા મકારનો 'વઁ' કરવાનું વલણ હતું.[2] 'સમુદ્ર'નું આ અનુસાર (ઉકારના પૂર્વવર્તી 'વ્'ના લોપથી) 'સઉંદ્ર' થાય. 'સુંદ્ર' કે (બેદરકારીથી) 'સુદ્ર' આ રીતે ઉદ્‌ભવ્યો છે.

૨૫. હરાલઉ 'પ્રબળ આકાંક્ષાવાળો.'

શાલિભદ્રકૃત પંચપંડવચરિતરાસુ (૧૩૫૩–૪)માં નીચેના સંદર્ભમાં 'હરાલઉ' મળે છે (મોદી, ઠાકોર અને દેસાઈ સંપાદિત ગુર્જરરાસાવલી, ૧૯૫૬, પૃ. ૧૧, પ. ૨૬૩–૬૪).

નીડ કુંયરહ, તીંહ કુંયરહ માહિ ડો વીર

પ્રકુ અરજુનુ આગલઉ, અનઇ કરણુ હીયઇ **હરાલઉ**

મોદીએ શબ્દકોશમાં તેને 'હર' (<સં. હરતિ, પ્રા. હરઇ) અને 'અલ્લઅ' મળીને થયો ગણી 'પ્રમત્ત થયેલો' અર્થ અટકળે કર્યો છે.

ઢોલા–મારુરા દૂહા (રામસિંહ, પારીક અને સ્વામી સંપાદિત, ૧૯૩૩–૩૫)માં ૧૩૮મા દૂહામાં

ઢોલા, હીવી **હર** કિયા, મૂક્યા મનહ વિસારિ

તથા ૧૩૯મા દૂહામાં

ઢોલા, હીવી **હર** મુઝ

'હર' શબ્દનો પ્રયોગ છે. સંપાદકોએ અનુવાદમાં 'પ્રેમ' કે 'પ્રેમ-સ્મૃતિ' અર્થ કર્યો છે, તથા ટિપ્પણીમાં તેને સં 'સ્મર', પ્રા. 'હર'માંથી વ્યુત્પન્ન માની 'આકાંક્ષા', 'અભિલાષા', 'ઉત્કટ ઇચ્છા' એવા અર્થ આપી, તેને રાજસ્થાનીમાં સાધારણતઃ પ્રચલિત શબ્દ કહીને વેલિક્રિસનરુક્મિણી–રી (૭૭)માં થયેલો તેનો પ્રયોગ ટાંક્યો છે.

વેલિ ક્રિસન રુક્મિણી રી (પૃથ્વીરાજકૃત, રચના વર્ષ ૧૫૮૦–૮૧, ઠાકુર અને પારીક સંપાદિત, ૧૯૩૧) ૨૯મી તેમજ ૭૭મી કડીમાં એમ બે સ્થળે

૨ જુઓ પ્રસ્તુત સંગ્રહમાં 'ગુજરાતી-મ્ નો વિકાસ' એ લેખ ૭ પૃ ૧૪૩

'હર' આવે છે, અને તેના ઉપરની સંસ્કૃત ટીકા સુબોધમંજરી (૧૯૨૧–૨)મા તેનો અર્થ 'વાંછા' કર્યો છે.

આમ 'ઉત્કટ અભિલાષા', 'આતુરતા' એવો 'હર'નો અર્થ સ્પષ્ટ છે 'હે ઢોલા, તે મારી ઉત્કટ ઇચ્છા—તને મળવાની આતુરતા ટીવી પાડી દીધી છે કેમ કે તે અમને મનથી વીસારી મૂક્યા છે' અને 'હે ઢોલા, મારી આતુરતા મોળી પડી છે' એવા ઢોલા-મારુની ઉપર ટાંકેલી પંક્તિના અર્થ છે (ચર્ચા માટે જુઓ સ્વકૃત "ઢોલા–મારુરા દૂહા' કે કતિપય સ્થલોકી અર્થચર્ચા તથા શબ્દચર્ચા', વરદા, ૫/૨, પૃ. ૬૧–૬૨) આને આધારે 'હગલઉ'નો અર્થ થશે 'ઉત્કટ ઇચ્છાવાળો'. અને લેખના પ્રારંભમા ટાંકેલી પંચપંડવચરિતરાસુની પંક્તિઓનો અર્થ થશે તે દ્વવરોમા બે વીર હતા—એક તે સૌથી ચડિયાતો અર્જુન, અને બીજો તે હૈયે ઉત્કટ ઇચ્છા—મહેચ્છા ધરાવતો કર્ણ' 'હર' (સ્ત્રી). ને 'સ્મર' કે 'હરતિ' સાથે જોડવા કરતા, ધાતુપાઠ (૨૫, ૭)મા નોંધેલા 'હર્' = 'ગોહત્, રસ પડવો, રુચવુ, ઝંખવુ, ઉત્કટ ઇચ્છા થવી' તથા ઋગ્વેદમા આવતા 'હર્યત્' = 'ઉત્કંઠ, આતુર' અને 'હર્યત' = 'ઇષ્ટ, અભિલષિત, પ્રિય' એ શબ્દજૂથ સાથે જોડવો યોગ્ય છે.

# સંયોગલોપ - પૂર્વસ્વરદીર્ઘત્વના પ્રારંભ

ભારતીય-આર્યની અર્વાચીન ભૂમિકામાં આગળની ભૂમિકાના સંયુક્ત વ્યંજનો (= વ્યંજનગુચ્છ) ને સ્થાને (પંજાબીના અપવાદે) સાદો વ્યંજન અને તેના પૂર્વવર્તી હ્રસ્વ સ્વરને સ્થાને (પંજાબી સિંધીના અપવાદે) નિયત પરિસરમાં દીર્ઘ સ્વર મળે છે. આ લક્ષણ તરત નજરે ચડે તેવું અને વ્યાપક હોવાથી તેને વિશેષ મહત્ત્વ અપાયુ છે. વળી અભ્યાસ ને વિચારણાની સગવડ ખાતર ગુજરાતી વગેરેનો આરંભ ક્યારથી ગણવો એ પ્રશ્નનો નિર્ણય કાંઈક અંશે ઉપર્યુક્ત ધ્વનિલક્ષણ સાથે સંકળાયેલ હોવાથી તેના વિચારનુ મહત્ત્વ ઘણું વધી જાય છે

ભાષિક પરિવર્તનો વલણ રૂપે આરંભાતાં હોવાથી, મર્યાદિત પરિસ્થિતિમાં ઉદય થવાનો અને પછી ફેલાતા જઈને લક્ષણ રૂપે સ્થિર થવાનો તેમનો ઇતિહાસ હોય છે. સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વ પણ પ્રતિષ્ઠિત થયાં તે પહેલા અનુદ્બુદ્ધ રૂપે હોવાનો અને તેમના ક્રમિક પ્રસરણનો ગાળો પણ માનવો આવશ્યક છે. અને આ માટે ભારતીય-આર્યની માધ્યમિક ભૂમિકામાંથી પુરાવો પણ ઠીકઠીક મળે છે.

માત્ર સ્થૂળ, બાહ્ય સામ્યનું જ મહત્ત્વ હોત તો તો ભારતીય-આર્યની પ્રાચીન ભૂમિકામાં મળતા કેટલાંક ઉદાહરણોને જ સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વના વલણનાં પ્રારંભિક ચિહ્ન તરીકે ગણાવી શકાત. અને આ પ્રશ્નના કેટલાક વિચારકોએ એમ જ કર્યું છે. પણ એ ભૂલવું ન જોઈએ કે પરિવર્તનનુ ઉપરછલ્લું સ્વરૂપ નહી, પણ જે વિશિષ્ટ પરિસ્થતિ અને મર્યાદાઓ નીચે અમુક પરિવર્તન નિષ્પન્ન થયું હોય તે જ અર્થસૂચક હોય છે.

વૈદિક ભાષામા અને સંસ્કૃતમાં આંતરિક સંધિ અને વાક્યસંધિના કેટલાક પ્રકારોમાં સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વ જોઈ શકાય છે, પણ પાછળના

સમયની તેવી પ્રક્રિયાથી તે અમુક અંશે જુદાં જ કારણોનું પરિણામ હોવાથી, બંનેને એક કક્ષામાં નહીં મૂકી શકાય.

(૧) 'દુસ્' + ઘોષ દંત્ય સ્પર્શ > 'દૂ' + ઘોષ મૂર્ધન્ય સ્પર્શ
(કેટલાક વૈદિક શબ્દોમાં).
દુસ્ + દભ > દૂડભ     દુસ્ + નશ = દૂણશ
,, + દાશ > દૂડાશ     ,, + નાશ = દૂણાશ
,, + ધી > દૂઢી

(૨) 'દુસ્' કે 'નિસ્' + 'ર્' > 'દૂર્' કે 'નીર્'
'દુસ્' + રક્ત > 'દૂરક્ત' અને એ જ પ્રમાણે
'દૂરભ્ય', 'દૂરદ', 'દૂરઢ' વગેરે.
'નિસ્ + રવ' > 'નીરવ' અને એ જ પ્રમાણે 'નીરોગ', 'નીરસ' વગેરે

(૩) 'ઇસ્' કે 'ઉસ્' + 'ર્' > 'ઈર્' કે 'ઊર્'
'નૃપતિસ્ + રાજતે' > 'નૃપતી રાજતે', 'ગુરુસ્ + રક્ષતિ'
> ગુરૂરક્ષતિ' વગેરે.

(૪) 'પુનર્' + 'ર્' > 'પુનાર્'
'પુનર્ + રમતે' > 'પુનારમતે' અને એવા બીજા

(૫) હ્રસ્વસ્વર પછીનો 'ઢ્' + 'ત' > દીર્ઘસ્વર + 'ઢ'
ગુઢ્ + ત > ગૂઢ     રુઢ્ + ત > રૂઢ
મિઢ્ + ત > મીઢ     સઢ્ + ત > સાઢ

(૬) 'તઢ્ + ધિ' > 'તાઢિ' જેવાં પ્રકીર્ણ.

આ પરિવર્તનોમાં વ્યંજનલોપ અને પરિણામે પૂર્વસ્વરદીર્ઘત્વથી માત્રામાનની જાળવણી થઈ હોવાનું જોઈ શકાય છે (અને એટલા પૂરતી આ પ્રક્રિયા ઉત્તરકાલીન પ્રક્રિયાને મળતી છે ખરી), પણ એ પરિવર્તનોનો ઇતિહાસ જોતાં સમજાય છે કે તે અમુક વિશિષ્ટ અને પાછળની પ્રક્રિયાથી વિભિન્ન પરિસ્થિતિને આભારી છે

પ્રાગ્ભારતીય-આર્ય ભૂમિકામાં ધ્વનિવ્યાપારમાં સ્વર પછીના 'સ્' નો 'ષ્', અને તેની પછી ઘોષ વ્યંજન આવતો ત્યારે ઘોષ મૂર્ધન્ય ઉષ્મા 'ઝ્' થતો

આ 'જ' પ્રાચીન ભારતીય-આર્ય ધ્વનિતંત્ર સાથે બંધ બેસતો ન હોઈને લુપ્ત થયો અને મૂળનું માત્રામાન પુરોગામી હ્રસ્વ સ્વરના દીર્ઘત્વથી જળવાયું.

દુસ્ > દુષ્; દુષ્ + દભ > દુજ્ડભ > દૂડભ

સંસ્કૃત 'નીડ' પણ 'નિ + સદ્' ઉપરથી 'નિજ્ડ' દ્વારા સિદ્ધ થયો છે તેજ પ્રમાણે 'પિષ્ + દ્'માંથી 'પીડ્'.

આવા 'જ્' પછી જ્યારે 'ર્' આવતો ત્યારે સારૂપ્ય પામીને તે પણ 'ર્' બની જતો, અને દીર્ઘ 'ર્' પ્રાચીન ભારતીય-આર્યને પ્રતિકૂળ હોવાથી પૂર્વસ્વરદીર્ઘત્વ સાથે એકવડો 'ર્' અવશિષ્ટ રહેતો.

દુસ્ > દુષ્; દુષ્ + રક્ત > દુજ્ રક્ત > દૂરક્ત

નૃપતિસ્ > નૃપતિષ + રાજતે > નૃપતિજ્ રાજતે > નૃપતીરાજતે

ઉપરના (૧), (૨) અને (૩) વિભાગ નીચેનાં ઉદાહરણોનો આવો ખુલાસો છે. (૪) નીચેનાં ઉદાહરણોમા પણ બેવડો 'ર્' અનિર્વાહ્ય હોવાથી એકવડો બને છે અને પૂર્વ સ્વર દીર્ઘ થાય છે. (૫) નીચે આપેલાં ઉદાહરણોમાં પૂર્વવર્તી ધાતુમાંનો 'ઙ' પ્રાગ્-ભારતીય-આર્ય 'જ્' માથી ઊતરી આવેલો છે. આ 'જ્'ના સંયોગે 'ત'નો મૂર્ધન્ય ઘોષ મહાપ્રાણ બને છે:

મિજ્ + ત > મિજ્ઢ > મીઢ

આપીના 'તાઢિ'માં મૂળ ધાતુ 'તક્ષ્'ના 'ક્ષ્'માંનો કંઠ્ય સ્પર્શ મૂળ ભારત-યુરોપીય તાલવ્ય સ્પર્શમાથી ઊતરી આવ્યો છે. 'ત'ના સંયોગે 'ક્ષ્'નો ઊષ્મ-અંશ લુપ્ત થતાં, તાલવ્યનો 'ષ્' ને પછી 'જ્' બન્યો અને પરિણામ ઉપરના પ્રકારે જેવું જ આવ્યું.

આમ ઉપર વિચારેલા પ્રકારોમાં આગલી ભૂમિકામાંના અમુક વ્યંજનસંયોગો કાલક્રમે સમગ્ર તંત્રની દૃષ્ટિએ વિસંવાદી કે પ્રતિકૂળ કળાતાં તેમનો એક ઘટક લુપ્ત થયો છે, સાથોસાથ પૂર્વવર્તી હ્રસ્વ સ્વર દીર્ઘ બન્યો છે અને એમ નવી ભૂમિકા સિદ્ધ થઈ છે.

માધ્યમિક ભૂમિકામાં પણ આ પ્રક્રિયા વિશિષ્ટ શરતો નીચે પ્રવર્તતી જોવાય છે. પાલિમાં મૂળના > હ્રસ્વ સ્વર + ઊષ્માક્ષર કે 'હ' > : એવા જૂથને સ્થાને > દીર્ઘ સ્વર + ઊષ્માક્ષર કે 'હ' > એવું જૂથ નિષ્પન્ન થયું છે

વિંસતિ > વીસતિ　　　સિંહઃ > સીહો

ત્રિંશત્ > તીસં　　　દંષ્ટ્રા > દાઢા

ઉપરાંત દીર્ઘ સ્વર પછીના ઊષ્માક્ષરવાળા સંયોગો સાદા કરવાનું વલણ છે

દીર્ઘ > દીઘ (પ્રાકૃત 'દીહ')

રાષ્ટ્ર > રાઠ

અર્ધમાગધીમાં પણ કેટલાક શબ્દોમાં દીર્ઘ સ્વર પછીના 'ત્ર' નો 'ત' દ્વારા લોપ કરવાનું વલણ છે. આમાં રકારનું આક્ષરિક ઉચ્ચારણ કારણભૂત લાગે છે

ગાત્ર > ગાત > ગાય

ધાત્રી > ધાતી > ધાઈ

પાત્રી > પાતી > પાઈ

માત્રા > માતા > માયા

ગોત્ર > ગોત > ગોય

ગત્રી > ગતી > ગઈ

વગેરે

ઉપરાંત ઉપસર્ગ 'સમ્' નું 'ર્' ને 'હ' પૂર્વે 'સા' કરવાનું વલણ છે :

સંરક્ષણ > સારક્ખણ, સંહરતિ > સાહરઇ

'અષ્ટ' માંથી થયેલા 'અઢ' માં (અઢારસ = ૧૮, અઢાઇમ = ૨૮, અઢયાલીસ = ૪૮ વગેરે) સંખ્યાવાચક હોવાથી હ્રસ્વ સ્વર પછી પણ સંયોગલોપ થયો છે

પણ પ્રાકૃતમાં સૌથી વ્યાપક પ્રકાર જે સકારવાળા સંયોગોમાંથી 'સ્સ' નિષ્પન્ન થયો છે તેમનો છે : તેમાં 'સ્સ' ને સ્થાને 'સ' અને આગલા હ્રસ્વ સ્વરનું દીર્ઘત્વ મળે છે 'ર્' + ઊષ્માક્ષર; ઊષ્માક્ષર + 'ય્', 'ર્', 'વ્' (ક્વચિત્ 'મ્') કે ઊષ્માક્ષરઃ એ જૂથોમાંથી પરિણમતા 'સ્સ' નું આ રીતે પરિવર્તન થયેલું છે.

| | | |
|---|---|---|
| સ્પર્શ > ફાસ | નશ્યતિ > નાસઇ | મિશ્ર > મીમ |
| વર્ષ > વાસ | શિષ્ય > મીસ | અશ્વ > આસ |
| સર્ષપ > સાસવ | તુષ્યતિ > તૂસઇ | ભસ્મ > ભાસ |
| પાર્શ્વ > પાસ | | નિસ્સર્ > નીહર્ |

અપ 'સહમ' (સહસ્ર), 'તસુ' (તસ્ય), 'આલસ' (આલસ્ય) વગેરેમાં 'સ્' એકવડો થાય છે, પણ ઉપાન્ત્ય અક્ષરમાનો પૂર્વ સ્વર દીર્ઘ નથી થતો.
અનુસ્વાર + સ્ (ક્વચિત્ ' દ્'): એ જૂથમાં પણ પ્રાકૃતમાં અનુસ્વારનો લોપ અને હ્રસ્વ સ્વરને દીર્ઘ કરવાનું વલણ છે—

માંસ > માસ, ચત્વારિંશત્ > ચત્તાલીસા, કિંશુક > કેસુઅ

દીર્ઘ સ્વર પછીના 'ષ્ટ્' 'ષ્ઠ્'ને સ્થાને ઢ્ ક્વચિત્ દેખાય છે:

કુષ્ઠ > કોઢ શ્લિષ્ટ > એઢિ.

ઉપરાંત મન્યે > મણ્ણે > વણે, આજ્ઞા > આણા, અવમાલ્ય > ઓમાલ, વલ્કલ > વાગલ, દક્ષિણ > દાહિણ, ગર્ગરી > ગાગરી, જિહ્વા > જીહા જેવા પ્રકીર્ણ શબ્દો ટાંકી શકાય.

'પ્રાકૃત' ભૂમિકામાં મુખ્યત્વે 'મ્' અને પૂર્વવર્તી અનુસ્વાર વાળાં જૂથો પૂરતું મર્યાદિત રહેલું સંયોગલોપનું વલણ અપભ્રંશમાં 'વ્'ને પણ સ્પર્શે છે. અર્ધમાગધીમાં જ 'ગવ્યૂત' 'ગાઉય' થયું છે. અપભ્રશમાં 'ગર્વ' > 'ગાવ', 'કાવ્ય > 'કાવ', 'ણવ્વઇ' > 'ણાવઇ' અને 'સર્વ' > 'સાવ' સિદ્ધ થયા છે. ઉપરાંત 'તવ્ય'માંથી ઊતરી આવેલા 'એવ્વ'નું 'એવ' થયું છે. વળી વૈદિક 'ત્વી' 'ત્વીન' પરથી નિષ્પન્ન થયેલા 'એપ્પિ' 'એપ્પિણુ' ઉપરાંત 'એવિ' 'એવિણુ' એ પ્રત્યયોમાં પણ એવડો 'પ' એકવડો થઈ ચૂક્યો છે. 'ચત્વારિ' પરથી થયેલા 'ચયારિ' માં 'ત્ત' સાદો થઈ લુપ્ત થયો છે. નવમી શતાબ્દીના સ્વયંભૂકૃત 'પઉમચરિઉ'ના અપભ્રંશમાં અનેક વાર 'પઇટ્ઠ' ('પ્રવિષ્ટ'માંથી)ને બદલે 'પઈઠ' વપરાયું છે. (૨૫, ૧૨, ૧૦; ૨૬, ૫, ૨; ૨૬, ૬, ૯૦, ૨૬, ૧૪, ૪, ૩૦, ૫, ૮; ૩૦, ૧૧, ૯; ૪૫, ૧૨, ૧૬; ૪૫, ૧૫, ૨; વગેરે) આ ઉપરાંત તેમાંથી 'વૈરાગ્ય >વઇરાય, કાર્યોત્સર્ગ > કાઓસાવ, શાલ્મલિ > સામલિ, સૌમ્ય > સોમ, ચતુર્થક > ચૅઉથય, કર્ણિકાર > કણિયાર, પ્રતિજ્ઞા > પઇજ જેવાં ઉદાહરણો' મળે છે. અપભ્રંશ પ્રત્યયો અને સંખ્યાવાચકોમાંથી ઘણાં ઉદાહરણ ટાંકી શકાય તેમ છે. સંયોગલોપનો ક્ષેત્રવિસ્તાર કેટલો થયો છે તેનો આ ઉપરથી ખ્યાલ મળી રહે છે. આમાં ઉપાન્ત્ય સ્થાને રહેલો હોય અથવા તો જેની પછીના અક્ષરનો સ્વર દીર્ઘ કે સંયોગપર હોય તેવો સ્વર સંયોગલોપ થવા છતાં દીર્ઘ નથી બનતો. તે અપરિવર્તિત રહે છે.

દશમી શતાબ્દી લગભગ બોલચાલની ભાષામાં આ પ્રક્રિયા વ્યાપકપણે ચૂકી જણાય છે. એટલે બારમી શતાબ્દીના હેમચંદ્રના અપભ્રંશ ઉદાહરણોમાં પૂર્વસ્વર-

દીર્ઘત્વ સહિતના કે તે વિનાના સંયોગલોપનાં ઠીકઠીક ઉદાહરણો મળે છે તે સમજી શકાય તેવું છે. (આ ઉદાહરણો પૂર્વે પૃષ્ઠ ૪૯ ઉપર ૧૦ નીચે આપેલાં છે.)

અહીં છૂટકતૂટક રૂપે પ્રસ્તુત કરેલી સામગ્રી ઉપરથી પણ જોઈ શકાશે કે ગુજરાતી વગેરેમાં વ્યાપક અને સ્થાયી બન્યા પહેલાં, સંયોગલોપ અને તેના પરિણામસ્વરૂપ પૂર્વસ્વરદીર્ઘત્વની પ્રક્રિયા બહુ જ મર્યાદિત પરિસ્થિતિમાં નગણ્ય વલણ રૂપે આરંભાઈને ક્રમેક્રમે કઈ રીતે પ્રસરી.

અહીં પ્રસ્તુત કરેલી સામગ્રી અને તેની ચર્ચા માટે નીચેના સંદર્ભો ઉપયોગી જણાશે

પ્રાચીન ભારતીય-આર્ય માટે :

વાકર્નાગેલ, આલ્તિન્દિશે ગ્રામાતિક, ૧૯૫૭ની આવૃત્તિ, §૪૦.

એલન, સંધિ, ૧૯૬૨, પૃ. ૫૭-૫૯, ૭૦-૭૨, ૯૪-૯૫.

ટર્નર, સમ પ્રૉબ્લેમ્ઝ ઑવ સાઉન્ડ ચેન્જ ઇન ઇન્ડો-એરિઅન, ૧૯૬૦, પૃ. ૧૮-૧૯, ૩૨-૩૩

અર્ધમાગધી અને અન્ય પ્રાકૃતો માટે :

હેમચંદ્ર, સિદ્ધહેમ, ૮-૧-૪૩; ૪૫; ૮-૨-૭૨, ૮૧, ૮૮, ૯૧-૯૭, વગેરે

પિશેલ, કમ્પેરેટિવ ગ્રામર ઑવ દ પ્રાકૃત લૅંગ્વેજિજ (ઝા કૃત અંગ્રેજી ભાષાન્તર ૧૯૫૭), પરિચ્છેદ ૬૨-૬૭, ૭૬, ૨૯૨ વગેરે.

અપભ્રંશ માટે :

સ્વસંપાદિત સ્વયંભૂકૃત 'પઉમચરિઉ', ભાગ ૧ ૧૯૫૨, ભૂમિકા, પૃ. ૫૮; સ્વસંપાદિત 'સિદ્ધહેમગત અપભ્રંશ વ્યાકરણ', ૧૯૬૦, ભૂમિકા, પૃ. ૩૩ (=પ્રસ્તુત પુસ્તક પૃ. ૪૯); 'અપભ્રંશ વ્યાકરણ કી કુછ સમસ્યાઓં પર પુનર્વિચાર', ભારતીય સાહિત્ય, ૮/૨, એપ્રિલ, ૧૯૬૩, પૃ. ७.

ગુજરાતી માટે .

દિવેટિયા, ગુજરાતી લેંગ્વેજ એન્ડ લિટરેચર, ૧૯૨૧, પૃ. ૩૮૫-૪૦૦.

# ગુજરાતી '-મ્-'નો વિકાસ

૧. ટર્નરે તેમના ગુણે-સ્મારક-વ્યાખ્યાનોમાં[1] ભાષાના ઇતિહાસમાં પ્રવર્તતી ધ્વનિપરિવર્તનની નિયમિતતાના તથ્ય પર યોગ્ય રીતે જ ખૂબ ભાર આપ્યો છે. તેમણે તેને ઐતિહાસિક તથા તુલનાત્મક ભાષાશાસ્ત્ર માટે સર્વાધિક મહત્ત્વનું કહ્યું છે અને વ્યુત્પત્તિશાસ્ત્રીઓની તો તે જવાબદારી ગણી છે. આ વસ્તુના સમર્થનમાં તેમણે ઉક્ત વ્યાખ્યાનોમાં અનેક વેધક ને સ્પષ્ટ ઉદાહરણો આપ્યાં છે. એના જ એક ઉદાહરણ લેખે અહીં ગુજરાતી 'મ્'ના ઇતિહાસને લગતી કેટલીક વિગતોની પુનર્વ્યવસ્થા રજૂ કરી છે.

૨. ટર્નરે ૧૯૧૫માં તેમની નાસિક્ય વ્યંજનોના ઇતિહાસને લગતી વિચારણામાં[2] તથા ૧૯૨૧માં ગુજરાતી ધ્વનિવિકાસને લગતા નિબંધમાં[3] આ અંગે પ્રથમવાર વ્યવસ્થિત અને વિગતે ચર્ચા કરેલી. નરસિંહરાવે તેમના વિલ્સન વ્યાખ્યાનોમાં[4] કેટલીક વિગતો નોંધી છે. દવેએ તેમના નમસ્કૃત ઉપદેશમાળા બાલાવબોધના અધ્યયનમાં[5] આ બાબત થોડી પૂર્તિ કરી છે પણ ચોક્કસ રીતે કઈ પરિસ્થિતિમાં ગુજરાતીમાં '-મ્-' જળવાઈ રહ્યો છે, અને કઈ પરિસ્થિતિમાં તે પરિવર્તિત થયો છે તે અંગે કેટલીક અસ્પષ્ટતા હજી સુધી રહેલી છે. ટર્નરે તથા નરસિંહરાવે આઘાત (એક્સંટ)ને આમાં કારણભૂત માન્યો તે અપ્રતીતિકર ને ગૂંચવાડો વધારે તેવું છે. આ અસ્પષ્ટતા દૂર કરવાનો તથા મળે તેટલાં આ ઉત્સર્ગનાં ઉદાહરણો આપવાનો અહીં આશય છે.

---

૧. 'સમ પ્રૉબ્લેમ્સ ઑવ સાઉન્ડ ચેન્જ ઇન ઇન્ડો-એરિયન', પૂના યુનિવર્સિટિ, ૧૯૬૦

૨ 'ઇન્ડો-એરિયન નેઝલ્સ ઇન ગુજરાતી', જર્નલ ઑવ ધ રૉયલ એશિયાટિક સોસાયટી, ૧૯૧૫, પૃ ૨૧.

૩. 'ગુજરાતી ફોનોલોજી', જર્નલ ઑવ રૉ એ. સો., ૧૯૨૧, § ૬૮, ગુજરાતી અનુવાદ 'ગુજરાતી સ્વરવ્યંજન પ્રક્રિયા' (કે. કા શાસ્ત્રી) મુંબઈ, ૧૯૪૪.

૪. 'ગુજરાતી લેંગ્વેજ એન્ડ લિટરેચર', ૧, ૧૯૨૧, પૃ. ૩૨૮-૩૩૩.

૫. 'એ સ્ટડિ ઑવ ગુજરાતી લેંગ્વેજ', ૧૯૩૫, પૃ ૧૫-૧૬.

૩ ભારતીય-આર્ય નાસિક્ય વ્યંજન 'મ્'નો વિકાસ ઘણીખરી અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓની તુલનાએ ગુજરાતીમા અમુક અંશે જુદી રીતે થયો છે અન્યત્ર બે સ્વર વચ્ચે '-મ્-' નો '-વૂઁ-' થયો છે, ત્યારે ગુજરાતીમાં તેવો '-મ્-' એક સામાન્ય નિયમ લેખે જળવાઈ રહ્યો છે, ને માત્ર અમુક વિશિષ્ટ પરિસ્થિતિમા જ તેનો 'વૂઁ' થયો છે.

૪. પહેલા જળવાયેલા 'મ્'ના ઉદાહરણ ટાકુ છુ.

આદ્ય 'મ્' જળવાયાના ઉદાહરણ આ પ્રમાણે છે (સંસ્કૃત શબ્દ કૌંસમા મૂક્યા છે)

મઠી (મઠિકા), મગણુ, મગી (મગ્નિ-), મગ (મલ-) મોર (મયૂર), માકડો (મર્કટ-), માકણ (મત્કુણ-), માખી (મક્ષિકા), માખણ (મ્રક્ષણ-), માતુ (મત્ત-), માથું (મસ્તક-), માદળિયુ (મર્દલ-), માટલુ (મણ્ડ-), મા (મા), મા (માતા), માગવુ (માર્ગ્-), માંજવું (માર્જ્-), માહ (માઘ-), માળ (માલા), મળવું (મિલ્-), મસ (મિષ), મો (મુખ-), મોડ (મુકુટ-), મોર (મુકુર-), મૂળ (મૂલ-), મૂંડો (મુણ્ડ-), મોવું-મોકુ-મોળુ (મૃદુ-), મેહ (મેઘ-), મેળ (મેલ-), મોથ (મુસ્તા), મોગરો (મુદ્ગર-), મોતી (મૌક્તિક-)

૫ સ્વરમધ્યવર્તી '-મ્-' જળવાયાના ઉદાહરણ આ પ્રમાણે છે:

'-મ-' પ્રત્યય- (૧) 'પાચમુ' 'માતમુ' વગેરેમાં, અને (૨) 'નાનમ' 'મોટમ' વગેરેમા (-મ-, -મ્મા); આથમવુ (અસ્તમેતિ), ઊગમ (ઉદ્ગમ-), ઊગામવું (ઉદ્ગામ્-), ઉજમ (ઉદ્યમ-), ખમે (ક્ષમ્-) નમે (નમ્-), રમે (રમ્-), ગામ (ગ્રામ-), નામ, શામળુ (શ્યામલ-), ધમણ (ધમની), અમુ (અમ-), જમાઈ (જામાતૃ-), વસમુ (વિષમ-), વિસામો (વિશ્રામ-), સીમ (સીમન્-), દાડમ (દાડિમ-), જોખમ (યોગક્ષેમ-), ભમરો (ભ્રમર-), વામણું (વામન-)

૬ માત્ર ત્રણ પરિસ્થિતિમા મૂળના '-મ્-' નો '-વૂઁ-' થયો છે. આ ત્રણ પરિસ્થિતિ તે (૧) પૂર્વવર્તી ઉકાર[૬] (૨) પૂર્વવર્તી ઓકાર (૩) ઉત્તરવર્તી સયુક્ત વ્યજન[૭] (જેમા નાસિક્ય વ્યજન કે અનુસાસિક અને અન્ય વ્યંજનના સયોગનો પણ સમાવેશ થાય છે)

---

૬. આ શરત તરફ પહેલુ દવેએ ધ્યાન ખેચ્યુ હતું
૭ આ શરત તરફ પહેલુ ટર્નરે ધ્યાન ખેચ્યુ હતું

પછીથી અર્વાચીન સમય સુધી પહોચતા, પરિસ્થિતિ અનુસાર ક્યાક પૂર્વસ્વરની સાનુનાસિકતા સાથે વકાર જળવાયો છે, ક્યાંક માત્ર અનુનાસિકતા બચી છે, ક્યાક સમગ્ર 'વઁ' લુપ્ત થયો છે

૭. હેમચંદ્ર અપભ્રંશમાં વિકલ્પે સ્વરમધ્યવર્તી '-મ્-' નો 'વ્ઁ' થતો હોવાનો નિયમ આપે છે પણ છૂટક શબ્દો કે સર્વવ્યાપક જેવો નિયમ અપાયો હોવાથી તે હિંદી આદિની પૂર્વભૂમિકારૂપ બોલીઓની જ વિશિષ્ટતાને અનુલક્ષીને હોય એમ પણ માની શકાય. તેમાથી ગુજરાતીની પૂર્વભૂમિકામાંના પરિવર્તનવિશેષનો કશો સંકેત નથી મળતો. પણ સિદ્ધ પરિસ્થિતિને આધારે એવુ અનુમાન અનિવાર્ય થઈ પડે છે કે આપણા પ્રદેશમા પણ '-મ્-' > 'વ્ઁ' એ વિકાસ ગુજરાતીની મધ્યમભારતીય-આર્ય પૂર્વભૂમિકાથી જ થયેલો. કેમકે નહીં તો 'ઘૂમે' (પ્રા 'ઘુમ્મઇ') ને 'ગૂમડું' (સં. 'ગુલ્મ-', પ્રા. 'ગુમ્મ-') ગુજરાતીમા 'ઘૂવે' ને 'ગૂંવડુ' રૂપે મળવા જોઈએ; અર્વાચીન ભારતીય-આર્યમા દ્વિતીયાક્ષર સિવાયના અક્ષરોમા રહેલા આગલી ભૂમિકાના સંયુક્ત વ્યંજન તેમના પૂર્વવર્તી સ્વરને અવિકૃત રાખીને સાદા થઈ ગયા હોવાથી, સં. 'સમર્પિત-', 'મહામાત્ર-' જેવામા મકાર ત્યાસુધી જળવાઈ રહ્યો હોત તો તે મકાર, અને બીજે પક્ષે સં. 'ભ્રમર-', 'ધમની' 'વામન-' જેવાનો મકાર બન્ને ખુલ્લા અક્ષરમા આવી રહ્યા હોઈ, તેમની સમાન પરિસ્થિતિને કારણે તેમનો સમાન વિકાસ થયો હોત; પણ તેને બદલે એક પક્ષે આપણને 'સોંપ્યુ', 'મહાવત' મળ્યા છે, તો બીજે પક્ષે 'ભમરો' 'ધમણ' ને 'વામણુ'. વળી હિંદી વગેરેમા પણ મૂળનો સંયુક્ત મકાર જળવાઈ રહ્યો છે ('કર્મ'-'કામ', 'ચર્મ'-'ચમડા'), સ્વરમધ્યવર્તી મકારનો જ 'વ્ઁ' થયો છે. આ બધાને આધારે મધ્યમ ભૂમિકામા જ '-મ્-' > 'વ્ઁ' એ વિકાસ સધાયાનું સ્વીકારવુ પડશે.[૮]

૮. પ્રાકૃત-અપભ્રંશમા '-મ્-' > 'વ્ઁ' એ ફેરફારના ઉદાહરણો પિશેલે તેમના પ્રાકૃત વ્યાકરણમા ૨૫૧મા પરિચ્છેદમા એકઠા કર્યાં છે તેમાથી ગુજરાતીની લાક્ષણિક પ્રક્રિયાને સ્વીકાર્ય આટલા છે સુઅઁર્-(સ્મર્-, સુમર-), કાઉઁઅ-(કામુક-), હણુઅઁ (હનુમાનૂ), અણિઉઁતય-(અતિમુક્તક-), ચાઉંડા (ચામુણ્ડા), અહિવન્નુ (અભિમન્યુ), રવન્નુ (રમણ્ય-) વાણવંતર-(વાણમંતર) તેમજ અન્યત્ર મળતાં 'કુવઁર-' (કુમાર-), 'નવક્કાર-' (નમસ્કાર-), 'પઉક્ક-' (પ્રમુક્ત-), 'સાવઁણ્ણ-' 'નીસાવઁણ્ણ-' (સામાન્ય-, નિ સામાન્ય-) 'ધૂઅ-' (ધૂમ-), 'દુવઁ-' (દ્રુમ-),

૮. પ્રસ્તુત નિયમના આધારભૂત ગુજરાતી શબ્દો આ છે: (૧) કુંવારું (૨) સુંવાળું (૩) મહુવા (૪) હણુવો (૫) કંકુ (૬) પોયણી (૭) ધવાડો (૮) ઘઉં (૯) ભોં (૧૦) ભલું (૧૧) ફૂંણું (૧૨) રતુ (૧૩) અભિનવન(૧૪) ચોંકલું (૧૫) નૌકાર (૧૬) સોપે (૧૭) ચોંડાઈ (૧૮) સોધુ (૧૯) નોતરવુ (૨૦) મહાવત (૨૧) વેંત. તેની ચર્ચા નીચે કરી છે.

૧. '–ઉ + મ્–', 'ઊ + મ્–'નો '–ઉવઁ–', 'ઊવઁ–'.

આ '–ઉવઁ–' '–ઊવઁ–' ઉકાર પછીના વકારનો લોપ થવાના ઉત્સર્ગ અનુસાર '–ઉઁ–', 'ઊઁ' બન્યા, અને પછી પૂર્વાપર સંદર્ભ અનુસાર કેટલાક શબ્દમાં વકાર ફરી વિકસ્યો, અને અનુનાસિક જળવાયો કે લુપ્ત થયો

(૧) કુંવારું : સં કુમારક–, પ્રા. * કુઅઁારય–,
કુંવર, કુંવરી : સં. કુમાર–, (બોલચાલમાં) કુમર–, *કુઅઁર–,
°કુર : ('દેવકુર' પ્રાણકુર' વગેરેમાં તથા 'કુરજી' માં) –કુમર–, –કુઅઁર–

(૨) સુંવાળું : સં. સુકુમારક–, (બોલચાલમાં) સુકુમાલક–, પ્રા. *સોઁઉઆઁલય–( સરખાવો પ્રા. 'સોમાલ–')
સુંવાળી (= કૂણી પૂરી) : સં. સુકુમારિકા (*સુકુમાલિકા)

(૩) મહુવા (= ગોહીલવાડમાં એક ગામ): સં. મધુમતી, પ્રા. * મહુઅઁઈ, અપ. '* મહુવઁઈ'.

(૪) હણુવો (= હનુમાન્) : સં. હનૂમત્–, પ્રા. * હણુઅઁ + અ–. 'હનમાન,' 'હણુમાન,' 'હડમાન' 'હણુમંત', 'હડમંત' 'હડમતિયું' (ગામ) એ મધ્યકાલીન ગુજરાતીમાં સંસ્કૃતમાંથી સ્વીકૃત.

(૫) કંકુ (તે ઉપરથી 'કંકોત્રી'; '–ઓત્રી' અંશ સં. '–પત્રિકા' પરથી) : સં. કુઙ્કુમ–,પ્રા. *કંકુઅઁ–

(૬) પોયણી : સં. પદ્મિની, પ્રા. * પદુમિણી, * પઉઁમિણી.

(૭) ધવાડો (બોલીભેદે 'ધુંવાડો'; 'ધૂમ'ની અસરથી 'ધુમાડો'; સાધિત 'ધવાડિયું' 'ધુંવાડિયું', 'ધુમાડિયું') : સં. ધૂમ– પ્રા. * ધૂઅઁ–,

'ગોવઇ' (ગોમતી), 'રણઉહ–' (રણમુખ–). 'સઉઁહ–' (સમુખ–, સંમુખ–) વગેરે. જુઓ તગારેકૃત 'હિસ્ટોરિકલ ગ્રામર ઓવ અપભ્રંશ', પૂના, ૧૯૪૮, પૃ. ૮૩–૮૫

પ્રાચીન ગુજરાતીમાં – આડઉ, – આડુ પ્રત્યય ઉમેરાતાં 'ધુઁવાડઉ', 'ધુઁમાડુ'.

અહીં 'ધૂંધળું' (+ ધૂમાન્ધલ–), '(અંધા) ધૂંધી' (ધૂમાન્ધ–) વગેરેનો પણ સમાવેશ કરી શકાય.

(૮) ઘઉં : સં. ગોધૂમ–, પ્રા. * ગોહૂઁઅ–, પછીથી 'ગોહૂઁ', 'ઘોઉં' એવા ક્રમે 'ઘઉં' (અને 'ઘૌં').

(૯) ભોં : સં. ભૂમિ, પ્રા. ભૂઇઁ. પછી ઇકારના પ્રભાવે 'ભોંઇ' 'ભોં'. 'ભોંય'. સં. ભૂમિકા ઉપરથી, 'ભોયો' શબ્દ પણ 'ભોમિયો' (=જગાનો જાણીતો) એ અર્થમાં પ્રચલિત છે. 'ભોયરુ' એ 'ભૂમિગૃહ– + –ક–' ઉપરથી.

(૧૦) ભવું : મૂળમાં * ભ્રૂમક' જેવો કોઈ શબ્દ હોય. સરખાવો અપ. 'ભુમહી' ('ભમુહ' ઉપરાંત).

૨. '– ઓ + મ્ –'નો '– ઉવઁ –'

નાસિક્ય વ્યંજનના પૂર્વવર્તી 'એ', 'ઓ' ના અનુક્રમે 'ઇ' 'ઉ' થવાના ઉત્સર્ગ અનુસાર '–ઓમ્–'ના '–ઓ–'નો 'ઉ' થયો. પછી ઉકાર પછીના વકારના લોપના ઉત્સર્ગથી 'ઉં'

(૧૧) કુંળુ (કૂંળું) : સં. કોમલક–, પ્રા * કૂઁવલય–.
'કૂમળું' સં. 'કોમલક–'ની અસરથી મધ્યકાલીન ગુજરાતીમાં સધાયો.

(૧૨) રૂવું (સાધિત 'રુંવાડું', 'રુંવાટી') : સં. રોમક–, પ્રા * રૂઁઅય–,

૩. 'મ્+સ્વર+સંયુક્ત વ્યંજન'નો 'વ+સ્વર+સંયુક્ત વ્યંજન.'

અનુકુળ પરિસ્થિતિમાં આ 'વૅ'નો 'ઉઁ' અને પછી પૂર્વવર્તી અકાર સાથે મળીને '–ઓં' ('ઓ', 'ઔં'), અન્યથા 'વ' બન્યો છે.

(૧૩) અભિવન : સં. અભિમન્યુ, પ્રા. અહિવન્નુ. પછી ' ' અહિવન' થાય, પણ સંસ્કૃતની અસરથી મધ્યકાલીન ગુજરાતીમાં 'અભિવન'.

(૧૪) ચોંકે (ચોંકવું) : સં. ચમત્કરોતિ, પ્રા. * ચવઁક્કરઇ, ચવઁક્કઇ.

(૧૫) નોકારૂ સં. નમસ્કાર–, પ્રા. * નવઁક્કાર–, નવક્કાર.

(૧૬) સોંપે (સોપવુ): સં સમપર્યતિ, પ્રા *સવઁપ્પેઇ, *સવઁપ્પઇ,

(૧૭) ચોંડાઈ (ખોડિયાર, શીતળા વગેરે જેવી ગ્રામીણોની એક દેવી).
'ચોડાઈ'મા 'આઈ' = માતા.
સં. ચામુણ્ડા, પ્રા ચાઉંડા, અપ. ચાઉંડ–
ઉકારનો પૂર્વવર્તી અપેક્ષિત વકાર લુપ્ત થતો હોય છે.
'ચાવડ' (સૌરાષ્ટ્રનુ એક ગામ)ના મૂળમા પણ સભવત: 'ચામુણ્ડા' છે.

(૧૮) સોંઘું: સ. સમાર્ઘક–, પ્રા *સવઁગ્ઘઅ–

(૧૯) નોતરે (નોતરવુ) સ. નિમત્રયતિ, પ્રા *નિવઁત્રેઇ, *નિવઁતઇ,
પછીથી *નિઉઁત્રઇ, 'નિહુઁત્રઇ', '*-હઉત્રઈ'

(૨૦) મહાવત: સ મહામાત્ર–, પ્રા. મહાવઁત્ત–

(૨૧)-વેંત ('જતા વેંત' વગેરેમાં): સં –માત્ર–, પ્રા – *વેંત–
(સર. પ્રા –મેત્ત–)

ઉપરાત 'ગોડળ' (સ. ગોમંડલ –) પણ આ રીતે સધાયો જણાય છે.

'લોબડી' હિંદીમાંથી સ્વીકૃત જણાય છે સં. 'લોમપટી' ઉપરથી 'લૂઅઁવડી', 'લૂઅડી' એવો વિકાસ થાય હિંદીના વલણ પ્રમાણે 'લોવડી' ઉપરથી 'લોબડી' એ અપેક્ષિત વિકાસ છે હેમચંદ્રીય અપભ્રંશમા 'લોઅડી' છે. 'વઢવાણ' (વર્ધમાન–), 'કરમદી' (કરમર્દી), 'સામત' (પ્રા. ગુજ. 'સામદ') અપવાદ જણાય છે, એટલે કે તેમનો નિયમાનુસાર ખુલાસો નથી મળતો 'ગોસાઈ' (ગોસ્વામી), 'જોહર' (યમગૃહ, જમહર–; તળ ગુજરાતી 'ઝમોર' છે) અને 'સ્વાગ' (સમાદ્દગ–?) હિંદીમાંથી, 'દેશાઈ'– 'દેસાઈ' (દેશસ્વામી) મરાઠીમાથી આવેલા છે. 'સોધો' હિંદીમાથી, પણ મૂળમા 'સુગ ધિ' છે. 'ગોદડુ'ની વ્યુત્પત્તિ સ્પષ્ટ નથી 'પોંદવુ' જાણીતો નથી, પણ પુરાણો હોય તો સ 'પ્રમર્દ–', પ્રા. 'પવઁદ–' પરથી નિયમ પ્રમાણે સિદ્ધ થયો ગણાય.

# રકાર-પ્રક્ષેપ

હેમચન્દ્રે અપભ્રંશની લાક્ષણિકતા તરીકે એક હકીકત એ નોંધી છે (૪,૩૯૯) કે અપભ્રંશમા મૂળ શબ્દમા ન હોય તોયે કોઈવાર રેફ આવે છે—એટલે કે રકારનો પ્રક્ષેપ થાય છે, અને તેના ઉદાહરણ લેખે આપેલા પદ્યમા 'વ્રાસુ' (સં વ્યાસ) વપરાયો છે 'વ્યાસઃ'નુ નિયમ પ્રમાણે 'વાસુ' ન થતા 'વ્રાસુ' થયું. બીજા અપભ્રંશ વૈયાકરણો પણ આ ઘટનાની નોંધ લે છે. પ્રસિદ્ધ અપભ્રંશ સાહિત્યમાથી પુષ્પદંતકૃત મહાપુરાણમાથી હેમચંદ્રના ઉપર્યુક્ત વિધાનના સમર્થનમાં કેટલાક શબ્દો ટાકી શકાય તેમ છે. મહાપુરાણની જે શ્રેષ્ઠ હાથપ્રત છે, અને જેને આધાર ગણીને મહાપુરાણના સંપાદકે પ્રથપાઠ તૈયાર કર્યો છે, તે કેટલેક સ્થળે ઉત્તર અવયવ તરીકે રકાર હોય તેવા મૂળના સયુક્ત વ્યંજનોમાં રકાળ જાળવી રાખે છે—જેમ કે વ્રઉ<વ્રતમ્, સ્રય<શ્રીકા, નૃવઇ<નૃપતિ, પ્રિઉ<પ્રિય. એટલુ જ નહીં, કેટલાક શબ્દો એવા મળે છે જેમા રકારનો પ્રક્ષેપ થયેલો છે. મારી નજરે ત્રણ શબ્દો ચડ્યા છે:

૧. વિણઉ વિયારહારિ 'બ્રુહ'-સગમુ। સધિ ૧૬, કડવક ૧૧, પંક્તિ ૭ ક.
'વિનય, (તથા) વિકારને હરે તેવો બુધપુરુષોનો સમાગમ.'

સં. બુધ-નું અપભ્રશમા નિયમ પ્રમાણે બુહ-(કે બુહ-) થાય છે. પણ અહીં બ્રુહ- થયુ છે.

૨. મચ્છંધિણિહિ 'વ્રાસુ' ઉપ્પણ્ણઉ। સં. ૯૮, કડ. ૮, પં. ૬ ક.
'માછણથી વ્યાસ ઉત્પન્ન થયો.'

અહીં હેમચન્દ્રે નોંધેલો શબ્દ જ મળે છે. સ. વ્યાસઃનું 'વાસુ'ને બદલે 'વ્રાસુ' થયું છે.

૩. ઉપ્પરિ જાઇવિ રણિ 'વ્રહિઉ' રાઉ। સં. ૯૯, કડ. ૩, પં. ૫ ખ.
'રાજા ઉપર ચડી આવીને (તેનો) રણમા વધ કર્યો.'

અહીં મહાપુરાણમા આ પ્રમાણે ટિપ્પણ છે. વ્રહિઉ હતઃ વધિત' એટલે વધિત'નું વહિઉ થવાને બદલે 'વ્રહિઉ' થયુ

આ ઉદાહરણોમા ત્રણે ગ્થગે વકારમા જ રનો પ્રક્ષેપ થયો છે (ધ્રુદ્ધ- મા બ્ દેખાન પૂરતો જ છે, કારણ અપભ્રશમા બ્-વ્ વચ્ચે ભેદ નથી જળવાયો.) પણ આ એક અકસ્માત્ હોવા સભવ છે કારણ ગુજગતી વગેરેમા ગ્કાર-પ્રક્ષેપના જે ઉદાહરણો મળે છે, તેમા ઘણુંખરુ વકાર સિવાયના વ્યજનોમા જ એ પ્રક્ષેપ થતો જોવ મા આવે છે

પ્રાચીન અને અર્વાચીન ગુજગતમા તેમ જ પ્રાતીય ઉચ્ચાગ્ણમા કે અશિક્ષિત વર્ગની બોલીમા આ જાતના જે શબ્દો[1] મને મળ્યા છે તે અહીં આપુ છુ[2]

૧ ક્રેરોડ—મં 'કોટિ–', પ્રા 'કોડિ', પછીથી 'ક્રોડિ' દ્વાગ 'ક્રોડ' અને 'કરોડ' પૂર્વી હિદીમા પણ વપગય છે

૨ ત્રટ—અર્ધતત્મમ મ 'તટ'– પરથી. પ્રેમાનદકૃત દશમસ્કધ (૩૭,૧૦૫, ૩૮,૧૦૬), ગિરધરકૃત રામાયણ (ઉત્તગ્કાડ, ૫, પૃ ૫૦૦) વગેરેમા 'ત્રઠ' રૂપે પણ ગિગ્ધરકૃત રામાયણ (ઉત્તરકાડ, ૪૬, પૃ ૫૮૨, ૫૭, પૃ ૬૧૯) મા મળે છે

૩ ત્રાડ્વું—અર્ધતત્સમ. સં. √ તાડ્–.
'જમકિંકર બાધીને ત્રાડે' (દશમસ્કધ, ૪૫, ૧૨૩)

૪ ત્રાંડવ—અર્ધતત્સમ સ. તાણ્ડવ–નુ અલ્પશિક્ષિતોનુ ઉચ્ચારણ.

---

૧ આ સિવાય મૂળનો રકાર સયુક્ત વ્યજનોમા જાળવી રાખતા શબ્દો વિશે મે અન્યત્ર વિચાર કર્યો છે જુઓ, મિડલ ઇંડો-એરિન ગ્રૂપ ઑવ કૉન્સોનન્ટ્સ વીધ અને સિમિલેટેડ આર એઝ પ્રિઝર્વ્ડ ઇન ગુજરાતી, એનાલ્સ બી ઓ આઈ ૩૧, ૧૯૫૧, ૨૨૫–૨૩૨.

૨ નરસિંહરાવે (ગુ લે અ લી, ૧, ૪૪૩–૪૩૫) કરડાગી, સાગ્રરે, પડખુ, કરોડ, સરાણ ત્રૂઠણ, ભરખણ નાગરવેલ, શ્રાપ, ગણતરી, કરખી, કબૂતર, દક્ષણી, પ્રશ્ચાતાપ, પ્રેરવી એટલા શબ્દો રકારપ્રક્ષેપના ઉદાહરણ તરીકે આપ્યા છે આમા 'કરડાગી' 'કટાક્ષ' પરથી નહી, પણ દેશ્ય 'કુરુડ' (ક્રૂર–) પરથી થયેલા 'કરડું' પરથી સધાયો છે 'સાગ્રરે'મા પ્રક્ષેપ નથી, પણ 'રાતરે', 'સવારે' 'બપોરે', 'અત્યારે', 'ક્યારે' વગેરેના સાદૃશ્યનુ જ પરિણામ છે, 'પડખુ' ને 'કરખી'નુ મૂળ ઘણુ જ સદિગ્ધ છે, નાગરવેલમા 'નાગ' ને સ્થાને 'નાગર' સાદૃશ્યથી ભ્રમથી આવ્યો હોવાનો સભવ છે, 'કબૂતર' ફારસી છે અને 'ગણતરી' પરથી કળતર, ભણતર વગેરે નહી, પણ તર, તરી પ્રત્યયો જ જણાય છે અને એટલે તેમા રકારપ્રક્ષેપ નથી બાકીના શબ્દોનો અહી આપેલી યાદીમા સમાવેશ થઈ જાય છે

૫ **ત્રિલોત્તમા**—અર્ધતત્સમ. મ તિલોત્તમા શામળમા વપરાયો છે.

૬. **ત્રીક્ષ્ણ**—અર્ધતત્સમ. સ. તીક્ષ્ણ-. શામળમા વપરાયો છે.

૭. **ત્રૂઠવું**—સ ત્રુષ્ટ-, માભાઆ. ત્રુટ્ઠ- પરથી આખ્યાતિક અગ 'તૂઠવુ' અથવા 'ત્રૂઠવુ'. 'દામોદર દાસીને ત્રુઠા રે' (દશમસ્કધ, ૪૨,૨૧૭).

૮. **દ્રક્ષણી**—અર્ધતત્સમ. સં. દક્ષિણી પરથી ગ્રામ્ય ઉચ્ચારણ. નરસિંહરાવે નોધ્યો છે.

૯. **દ્રુષ્ટ**—અર્ધતત્સમ સ. દુષ્ટ-નું ગ્રામ્ય ઉચ્ચારણ. મરાઠીમા પણ છે.

૧૦. **પ્રશ્ચાતાપ**—અર્ધતત્સમ. સં. પશ્ચાત્તાપ-નું અલ્પશિક્ષિતોનુ ઉચ્ચારણ. નરસિંહરાવે નોધેલો.

૧૧. **ભરખવું**—સં √ભક્ષ્-, પ્રા. ભક્ખ-; પછી * ભ્રક્ખ- ને 'ભરખવુ'.

૧૨. **શ્રાપ**—અર્ધતત્સમ સં શાપ- પરથી. પૂર્વી હિંદી, પશ્ચિમી હિંદી વગેરેમા 'શ્રાપ', 'સરાપ' એમ ઉચ્ચારભેદે પણ વપરાય છે.

૧૩. **શ્રોણિત**—અર્ધતત્સમ. સં. 'શોણિત'- પરથી. ગિરધરકૃત રામાયણ (ઉત્તરકાડ, ૫૧, પૃ ૬૦૭; ૬૪, પૃ ૬૩૪; ૭૧, પૃ. ૬૪૯,). 'શ્રોણિતપુર' (સ. શોણિતપુર) ઓખાહરણમા વાચ્યાનુ સ્મરણ છે

૧૪. **શ્રોણ**—'સોણું' (તદ્ભવ) (સાંડેસરા, પ્રાચીન ગુર્જર કાવ્ય, શબ્દકોશ)

૧૫. **સરાણ**—સં શાણ-, પ્રા સાણ- પરથી લિંગવ્યત્યય પણ થયો છે

આ ઉદાહરણોમાં શબ્દના આદ્ય અક્ષરમા રકારપ્રક્ષેપ થયો છે અનાદ્ય અક્ષરમા પ્રક્ષેપ થયાના ઉદાહરણો પણ છે:—

૧૬. **ચાત્રુક**—અર્ધતત્સમ. સં ચાતક-, તે પરથી ચાત્રક થાય અને પછી જત્રુની (જનની), માત્રુની (માનની, માનિની) એમ મધ્યાક્ષરમા, તથા ગુણ્યકચા (ગણિકા), મુસ્તક (મસ્તક) વગેરેમા આદ્યાક્ષરમાં વ્યક્ત થતા -અ->ઉ- એ વલણ અનુસાર ચાત્રુક. 'ચાત્રુક અર્થે મેઘ સમર્થ' ગિરધર-રામાયણ, સુદરકાડ ૪૫, પૃ. ૪૬૪. પ્રાચીન રાજસ્થાનીમાં ચાત્રુંગી પ્રયુક્ત થયો છે'. 'ચક્રવાક' અને 'ચાત્રુક'નો સકર 'ચત્રુવાક' નદબત્રીશી (૧૧૭/૨)મા મળે છે.

૧૭. જડિત્ર—પ્રા. જડિઅ-નું સંસ્કૃત બનાવ્યું જડિત-. તેનો ઉચ્ચારભેદ તે જડિત્ર. 'હીરે જડિત્ર હ્યો હાથ, બલા લેઉં તાહારી રે' વિશ્વનાથ જાની કૃત પ્રેમપચીશી, ૨૬.

૧૮. કાલિંદ્રી—અર્ધતત્સમ સં. 'કાલિન્દી' પરથી. પ્રાચીન ગુજરાતીમા પ્રયુક્ત

૧૯. પુલિંદ્ર—અર્ધતત્સમ. સં. પુલિન્દ

૨૦. સંધ્રુકવું—સં 'સમ્ + ધુક્ષ્' પરથી પ્રા. √સંધુક્ક-; પછી ગુજરાતી સંધુકવું, અથવા સંધ્રુકવું (પ્રાતિક) = '(ચૂલો) સળગાવવો'.

૨૧. ડંડવ્રત—સં દણ્ડવત-પ્રણામ- પરથી સંક્ષિપ્ત ડંડવત-દંડવત, અને તેનું

ઉચ્ચારણાંતર ડંડવ્રત (આમા વ્રત શબ્દનો પણ સંગદોષ હોય)
'ડંડવ્રત દશધા કરી' (મંડાપચ્ચીશી, ૨૧, ૩૦, ૧),

'વળી ડંડવ્રત કરતા ગયા' (સાડેસગ, પ્રાચીન ગુર્જર કાવ્ય, ૧-૨૩).

ઉપરાત સુડાબહોતેરીમા 'ત્રોલ' (='તોલ') અને ક્વચિત 'જલાશય'ને સ્થાને 'જલાશ્રય' મળે છે. વળી 'પેરવી' (ફારસી)નુ 'પ્રેરવી' લેખનમા વપરાયાનુ નરસિંહરાવે નોધ્યું છે

આ વલણની પાછળનો ધ્વનિવ્યાપાર 'અતિમરકાર' તરીકે જાણીતો છે. સંસ્કૃત વિશેનો સામાન્ય જનતાનો ખ્યાલ એવો રહ્યો છે કે તેમા રકારવાળા સંયુક્ત વ્યંજનો અને અનુસ્વારવાળા શબ્દો ઘણા આવે છે.[1] એટલે સંસ્કૃતનુ અનુકરણ કરવુ હોય તો પોતાની ભાષાના કેટલાક શબ્દોમા—ખાસ કરીને શબ્દારંભી ત્, દ્, ધ્, સ્ વગેરેમા—રકાર ઉચ્ચારવો અને શબ્દાતે અનુસ્વાર બોલવો એટલે કામ સરી જાય. વળી તદ્ભવોમા સંસ્કૃત રકારવાળા સંયુક્ત વ્યંજનોનું સારૂપ્ય થયું છે તેથી કેટલાક શુદ્ધ તત્સમ શબ્દો વિશે પણ એવો ભ્રમ ઊભો થયો કે તેમા રકાર વગેરેનો અભાવ એ તેમના અશુદ્ધ, ગ્રામ્ય ઉચ્ચારને આભારી છે, એટલે આવા શુદ્ધ તત્સમો તેમના કોઈ એક અક્ષરમા રકાર ઉમેરીને ઉચ્ચારાવા લાગ્યા.[2] ઉપર આપેલા ઉદાહરણોમા મોટાભાગમા તત્સમ શબ્દો

---

૧. 'પ્રેઘ્ર પ્રીટીએથી અપ્રોટિયું લાવજો' એ સંસ્કૃતના અનુકરણવાળો ઠઠ્ઠા-પ્રયોગ તેમ જ 'અષ્ટંપષ્ટ', 'અગડંબગડં', 'લપ્પંછપ્પં' વગેરે ઉદાહરણો

૨. તત્સમોના સંયુક્ત વ્યંજનોમા ઉત્તરાવયવ તરીકે રહેલા રકારનું સારૂપ્ય કરવાને બદલે તેને જાળવી રાખવાના વલણની પણ આ જ ઉપપત્તિ છે. જુઓ, આરંભમા નિર્દિષ્ટ અંગ્રેજી લેખ.

પરથી છે તેનુ કારણ આ જ છે. 'આગ્રહ' નુ 'આગ્રમ' કે 'મોહનલાલ' નુ 'મોસનનાલ' એનુ ઉચ્ચારણ કેટલાક કરે છે, તેની પાછળ ગ્રામ્યતાનો આવો અજ્ઞાનમૂલક કે અર્ધદગ્ધતામૂલક ભય રહેલો છે. શિષ્ટ ઉચ્ચારણના સકારનુ ગ્રામ્ય ઉચ્ચારણ હકાર જેવુ કેટલેક સ્થળે થતુ હોવાથી 'આગ્રહ', વગેરે જેવા શબ્દોમા હકાર શુદ્ધ હોવા છતા, તે આવા ગ્રામ્ય ઉચ્ચારમૂલક હોવાનુ માનીને 'આગ્રસ' વગેરે ઉચ્ચારાય છે તેવી જ રીતે 'ખીસુ' ને બદલે 'ખીચુ' પ્રેમાનદની ભાષામા 'સંકટ' ને બદલે 'સંકષ્ટ',[3] 'સપુટ' ને બદલે 'સપુષ્ટ'[4] અને 'જીવિત' ને બદલે 'જીવિત્વ'[5] છે તેની પાછળ આ જ માનસવ્યાપાર રહેલો છે. ગુજરાતની કેટલીક બોલીઓમા શિષ્ટ ભાષાના ળકારને સ્થાને સર્વત્ર રકાર ઉચ્ચારાય છે આના પ્રદેશના વિદ્યાર્થીઓ રકાર ગ્રામ્ય હોવાના અભિમાનથી અને ક્યાં રકાર, ક્યા ળકાર શુદ્ધ ગણાય તેના અજ્ઞાનથી 'વાદળા', 'કપાળી', 'કિનાળે', 'તળસ' વગેરે લખતા હોય છે.

3 'કોણ મૂકાવે સંકષ્ટથી'—દશમસ્કધ, ૧૨, ૪૩, પૃ ૬૪
૪. 'સંપુષ્ટ કરી નીજ હાથ'—દશમસ્કધ, ૨૦, ૮૬, પૃ ૧૦૯
૫ 'આપણુ જીવિત્વ તે ગોધન'—દશમસ્કધ, ૧૯, ૬૦, પૃ ૧૩૪

# ઉકાર-ઇકારનો ઓકાર-એકાર

પ્રાચીન ગુજરાતીમાં આગળની ભૂમિકાના, અસંયુક્ત વ્યંજનપૂર્વેના હ્રસ્વ તથા દીર્ઘ ઇકાર અને ઉકાર જળવાઈ રહ્યા છે. મૂળના સંયુક્ત વ્યંજન પૂર્વેના ઇકાર અને ઉકાર પહેલા અક્ષરમાં હોય અને બીજો અક્ષર મૂળમાં ગુરુ (એટલે કે દીર્ઘ સ્વરવાળો અથવા સંયુક્તનો પૂર્વવર્તી) હોય તો હ્રસ્વ રહ્યા છે, બીજો અક્ષર મૂળમાં લઘુ હોય તો દીર્ઘ બન્યા છે. મધ્યવર્તી કે ઉપાન્ત્ય અક્ષરમાંના મૂળના સંયુક્તનો પૂર્વવર્તી ઇકાર ને ઉકાર હ્રસ્વ જ રહ્યા છે.

તે પછીના ગાળામાં હ્રસ્વ ઇકારનો 'ય' થઈને અર્વાચીન ગુજરાતીમાં (કેટલીક બોલીઓના અપવાદે) લુપ્ત થયો છે. હ્રસ્વ ઉકાર પણ નીચો અને મધ્યમ બની અકાર થઈ ગયો છે. આ સામાન્ય વિકાસચિત્ર સુવિદિત છે.[1] પણ કેટલીક અસ્પષ્ટ પરિસ્થિતિમાં ઉપર કહ્યું તે કરતાં જુદી રીતનું પરિવર્તન થયું જોવા મળે છે. કેટલાક મધ્યકાલીન અને અર્વાચીન ગુજરાતી શબ્દોમાં ઉપર આપેલા અનુસાર અકાર અથવા તો હ્રસ્વ કે દીર્ઘ ઇકાર અને ઉકાર મળવા જોઈએ ત્યાં વાસ્તવમાં 'એ' અને 'ઓ' મળે છે. (મોટા ભાગના ઉદાહરણ ઓકારનાં મળે છે). ગુજરાતી સ્વરોના ઐતિહાસિક અધ્યયનોમાં આ પ્રક્રિયાની આ પહેલાં નોંધ લેવાઈ નથી.

| | |
|---|---|
| (૧) કોરંગ (કુરંગ) (મધ્યકાલીન) | અંકોર (અંકુર) (મધ્યકાલીન) |
| ધોરંધર (ધુરંધર) ( ,, ) | સમોહ (સંમુહ, સંમુખ) (,,) |
| મોરાર (મુરારિ) | અંકોડો[2] (અંકુડ, અંકુટક) |
| હેડંબા (હિડિંબા) | ઠાકોર[3] (ઠક્કુર) |
| | નઠોર (નિઠુર, નિઠ્ઠુર, નિષ્ઠુર) |
| | વટોળ (વટ્ટુલ, વર્તુલ) |
| | વાગોળ (વગ્ગુલિ, વલ્ગુલિ) |

---

૧. આગળના ઇકાર-ઉકારના ગુજરાતીમાં થયેલા પરિવર્તન વિશે જુઓ. (૧) તેસ્સિતોરિ પુરાની રાજસ્થાની (હિન્દી અનુવાદ), ભૂમિકા, પૃ. ૯. ૨. ટર્નર, ગુજરાતી સ્વર વ્યંજન પ્રક્રિયા (ગુજ. અનુવાદ) પૃ § ૧૬-૨૫. (૩) નરસિંહરાવ, ગુજ. લે. એ. લિ, ૧ ૨૨૨-૨૩૧. (૪) પ્ર. બે. પંડિત 'ઓલ્ડ ગુજરાતી મોનફ્થોંગાઈઝેશન', વિદ્યા, ૧૯૫૮, ૧-૯; હિસ્ટોરિકલ ફોનોલોજિ ઓવ ગુજરાતી વોવેલ્ઝ', લેંગ્વેજ, ૧૯૬૧, ૬૨.

૨. સરખાવો બીજો વિકાસ 'આંકડો'

૩ સરખાવો 'ઠાકર, ઠાકરો.'

(૨) અણોજો (અણુજ્જોય, અનુદ્યોગ)
નગોડ (નિગ્ગુડી, નિર્ગુંડી)
નીટોલ (નિત્તુલ્લ, નિસ્ + તુલ્ય) (મધ્યકાલીન)
હિંગળોક (હિંગુલુક્ક)
ભોમિ (મધ્યકાલીન), ભોમકા (ભૂમિ)
સીંદોર (સિંદૂર)
અગેઠી[૪] (અગિટ્ઠિયા, અગ્નિષ્ઠિકા)
ઉલેચવુ (ઉલ્લિચ્ચ્, ઉદ્+રિચ્)
ખારેક (ખારિક્ક)
પારેખ[૫] (પારિક્ખય, પારીક્ષક)
માણેક (માણિક્ક, માણિક્ય)
ગડેરી (ગડીરી)

(૩) અનોપમ (અનુપમ)
ત્રિભોવન, તરભોવન (ત્રિભુવન)
કુતોહલ (કુતૂહલ) (મધ્યકાલીન)

ઉપર વિભાગ (૧) નીચેના શબ્દોમા પ્રથમ અથવા દ્વિતીય અક્ષરમાનો અને અસંયુક્તની પૂર્વેનો હ્રસ્વ ઉકાર/ઇકાર 'ઓ'/'એ' તરીકે પરિવર્તન પામ્યો છે. વિભાગ (૨)ના શબ્દોમા સયુક્તની પૂર્વેના (ઉપાન્ત્ય અક્ષરમા રહેના) હ્રસ્વ ઉકાર ને ઇકારનો તથા અસંયુક્તની પૂર્વેનો દીર્ઘ ઉકાર અને ઇકારનો 'ઓ' ને 'એ' થયા છે

વિભાગ (૩)ના શબ્દોમા સ્વીકૃત સરકૃત શબ્દોમા મધ્યવર્તી હ્રસ્વ કે દીર્ઘ ઉકારનો ઓ' થયો છે.

વિદેશી ભાષામાથી સ્વીકૃત શબ્દોમા પણ આ વલણ દેખાય છે : તોખાર ('તુરૂખાર'), 'તોફાન' ('તૂફાન'), 'તોરો' ('તુર્રહ'), વગેરે.

'તમોળ' (પ્રા. 'તબોલ', સ. 'તામ્બૂલ'), 'તોછડું' (પ્રા.; સં. 'તુચ્છ') પેડો ('પિંડ') વગેરેમા પ્રાકૃત ભૂમિકાના વલણો અનુસાર 'ઓ' 'એ' થયા છે

૪ અગીઠી' પણ
૫. સરખાવો 'પરીખ' (પરીક્ષક), 'પરખ' (પરીક્ષા)

'ઓખા' (સ 'ઉખા'), 'ઓધન' (સ 'ઉદ્ધવ') મા સસ્કૃતમાથી સ્વીકૃત શબ્દોના આદ્ય ઉકારને સ્થાને વિવૃત ઓકાર થયો છે

અહીં નિર્દિષ્ટ કરેલા ઉકાર-ઇકારના પરિવર્તનવિરોધનો ખુલાસો મેળવવાનો રહે છે સભવ છે કે ઉકારનો અકાર અને ઇકારનો યકાર કરવાના વ્યાપક વલણના વિરોધમા જ્યારે અમુક શબ્દોના, વિદ્વાન (પૌરાણિક પુરોહિત કવિ આચાર્ય વગેરે) ને મુખે સાભળેલા ઉકાર અને ઇકારને જાળવતા પરપરાગત ઉચ્ચારણ તે જ રૂપે અનુકરવાના પ્રયત્ન થાય, ત્યારે ઉકાર અને ઇકાર ઉપર વધારે પડતું લક્ષ અપાય—વધુ વજન મુકાય અને તેમની નિકટનો, પણ તત્કાલીન ઉચ્ચારણ-ટેવને અનુકૂળ 'ઓ' અને 'એ' પરિણામે વિશિષ્ટ પડિતશાઈ ઉચ્ચાર કરવાના પરિણામ રૂપે આ શબ્દોને સમજવાની અટકળના સમર્થનના એ હકીકત પણ ટાકી શકાય કે આમાથી કેટલાક શબ્દોના વ્યાપક નિયમ પ્રમાણે સધાયેલા રૂપો પણ સાથેસાથ પ્રચલિત છે ('આકોડો'–'આકડો', 'ઠાકોર'–'ઠાકર', 'અગેઠી'–'અગીઠી', 'પારેખ'–'પરીખ')

ગુજરાતી સવૃત અને વિવૃત એકાર-ઓકારના અનેકવિધ અને સકુલ ઉદ્ભવ સ્થાનોની વિચારણામા અહીં પ્રસ્તુત કરેલી સામગ્રીનો પણ વિચાર કરવાનો રહેશે.

# ગુજરાતીમાં '-ઇવટ્ટ-', '-ઇઉ-'નો '-ઓ-'

ગુજરાતી સ્વરોના ઐતિહાસિક ધ્વનિવિચાર વિશેના તેમના નિબંધમાં પંડિતે પૂર્વાવસ્થાના અંત્ય તેમજ અનંત્ય 'ઇઅ', 'ઈઅ', 'ઇઉ', 'ઈઉ' અને 'ઇઇ', 'ઈઇ', નો સંકોચ થઈ 'ઈ' થતો હોવાનું કહ્યું છે.[1] જો કે તેમણે આના સમર્થનમાં અનન્ત્ય 'ઇઉ', ('ઈઉ') > 'ઈ' એ પ્રક્રિયાનું એકે ઉદાહરણ ટાંક્યું નથી. અંત્ય 'ઇઉ' ('ઈઉ') > 'ઈ' એ વિકાસ તો જાણીતો છે, પણ અનંત્ય સ્થાને 'ઇઉ'નો 'અઉ' અને પછી વિવૃત ઓકાર ('ઑ) થયો હોય એમ માનવા માટે કેટલોક પુરાવો છે. ઘણાંખરાં ઉદાહરણો 'ઇવ' > 'ઇઉ' > 'અઉ' > 'ઑ' એવા વિકાસનાં મળે છે. પણ તેથી કહી તે વાતનું સમર્થન તો થાય જ છે.

| સં. | પ્રા. | પ્રા. ગુજ. | અર્વા. ગુજ. |
|---|---|---|---|
| | દિવટ્ટ | દિઉદ, દઉદ, | દોદ |
| નિમંત્રયતિ | નિવંત્રઇ | નિઉત્રઇ, નઉત્રઇ | નોતરે |
| નિ+બન્ધ્ | નિબંધઇ<br>નિવંધઇ | નિઉધઇ, નઉધઇ | નોધે |
| નિ+બધ્ | નિબજ્ઝઇ<br>નિવંઝઇ | નિઉંઝણું નઉંઝણું | નોંઝણું |
| | | લાહિઉદર[2] લાહઉદ્ર | લાડોદરા |
| વાણિજપુત્ર | વાણિઅઉત્ર<br>વાણિઉત્ર | વાણિઉત્ર, વાણઉત્ર, | વાણોતર |
| વ્યવહરતિ | વિવહરઈ | વિઉહરઇ, વઉહરઇ | વહોરે, વોરે<br>(વહોરા, વોરા વગેરે) |

હિન્દીમાં આવી પરિસ્થિતિમાં 'ઓ' થયો છે. દોદ, ન્યોતના–ન્યોતા, બ્યોરના (વિવર્), બ્યોહરા વગેરે.

---

૧. પ્ર. બે. પંડિત, 'હિસ્ટોરિકલ ફોનોલૉજી ઑવ ગુજરાતી લૅંગ્વેજ,' લૅંગ્વેજ, ૧૯૬૧. પૃ. ૫૭, ૩ બિ.

૨. ફ્લીટકૃત, 'ન્યુ ઇન્ડિયન ઍન્ટિક્વેરિ', ૧, ૨ ૫૦ (૧૯૩૮–૩૯)માં (અને પછીથી અલગ પુસ્તક રૂપે) પ્રકાશિત 'ઇન્સ્ક્રિપ્શન્સ ઑવ કાઠિયાવાડ'માંના ઈ. સ. ૧૨૩૯ના એક લેખમાં.

# ઉપાન્ત્ય 'ય', 'વ', 'બ'નો લોપ

ચતુરક્ષર કે તેથી લાંબા શબ્દોમાં અકારનો પરવર્તી અને સંયુક્તનો પૂર્વવર્તી ઉપાન્ત્ય 'ય' 'વ' ને 'બ' લુપ્ત કરવાનું વલણ અપભ્રંશ ભૂમિકાથી આરંભાયેલું જણાય છે. ગુજરાતીને તે વારસામાં મળ્યું હોવાનું કેટલાક શબ્દો ઉપરથી જોઈ શકાય છે. મળ્યાં તે ઉદાહરણો આ પ્રમાણે છે:

| સં. | | પ્રા. | અપ. |
|---|---|---|---|
| કંટકાગ્ર | | કંટયગ્ગ | કંટગ્ગ[1] |
| જન્યાયાત્રા | જન્નજત્તા, | જન્નયત્તા | જન્નત્ત[2] |
| ભવિષ્યદત્ત | | ભવિસ્સયત્ત | ભવિસ્સત્ત[3] |
| વરયાત્રા | | વરજત્તા, વરયત્તા | *બરત્ત (હિન્દી 'બરાત') |
| પંચવર્ણ | | પંચવન્ન | પંચન્ન[4] |
| મત્સ્યબંધ | | મચ્છબંધ | મચ્છંધ[5] |
| મુકુટબદ્ધ + ક | | મઉડબદ્ધય | મઉડદ્ધય(ગુજ. 'મડધો')[6] |
| લકુટબદ્ધ + ક | | લઉડબદ્ધય | લઉડદ્ધય (ગુજ. 'લડધો') |
| *વાલબંધ | | *વાલબંધ | *વાલંધ (વાળંધ, વાળંદ) |

પ્રાચીન ગુજરાતીમાં 'મઉડઉધ' 'મઉડુધ', 'મઉડાધ' મળે છે તેનો ખુલાસો આપવાનો રહે છે. 'બ'નો 'વ' દ્વારા 'ઉ' અથવા 'દ્ધ'નો 'ધ' થતાં પૂર્વસ્વર-દીર્ઘત્વ થયું લાગે છે. ઉદાહરણોમાં ચતુરક્ષર શબ્દોમાં પ્રાકૃતમાં પ્રથમાક્ષર બહુધા ગુરુ છે એ ધ્યાનમાં લેવાનું છે.

---

૧. 'કંટગ્ગ તિક્ખ તે ણહુ ગણંતિ'. સંદેશરાસક, ૨૦૬ખ (આ. ૧૩મી શતાબ્દી)

૨. 'જણ્ણયત્તા' 'જન્નત્તા', 'જન્ના' પાઇઅસદ્દમહણ્ણવો.

૩. અપભ્રંશ કાવ્યનું નામ 'ભવિસયત્તકહ' અને 'ભવિસત્તકહ' (આ. ચૌદમી શતાબ્દી)

૪. 'પંચન્ન-કુસુમમાલા-સુયંધિ', પઉમસિરિચરિઉ, ૩, ૧૪ (બારમી શતાદી પહેલાં)

૫. 'મચ્છંધિણિહિ માસુ ઉપ્પણ્ણુઉ'. મહાપુરાણ. ૬૮, ૮, ૬ (દશમી શતાબ્દી)

૬. ભરતેશ્વરબાહુબલિરાસ (૧૧૮૫)માં 'મઉડુધ' (પાઠાં૦ 'મઉડઉધ') ૪૨; ૧૩૬; 'મઉડાધા'. (પાઠાં૦ 'મઉડઉધા') ૮૧; 'મઉડુધા' (પાઠાં૦ 'મઉડઉધા') ૧૧૪, (જિનવિજયજીવાળું સંપાદન).

# નાસિક્ય વ્યંજનનું અનુસ્વારમાં પરિવર્તન

અકારના પરવર્તી 'ણ' 'ન' કે 'મ'નો 'ણ્' 'ન્', 'મ્' થઈને પછી અનુસ્વાર થવાનું વલણ કેટલાક ગુજરાતી શબ્દોમાં પ્રતીત થાય છે

| સં | મા-અપ | પ્રાચીન | અર્વાચીન |
|---|---|---|---|
| કનકદોર+ક | કણયદોરઉ | કણુદોરો | કંદોરો |
| કણ | કણ+દિય | કણુટી | કંટી |
| | | વણથલી, વંકણથલી | વણથળી, વણથળી, વંથળી |
| વિનષ્ટ | વિણટ્ઠ | વિણટ્ઠ, વણુટે | વંટે |
| | | સણગટ | સંગટો, સંગટડો |

(ચાલુ ઉચ્ચારણમાં 'અણચી'>'અંચી', 'કપડવણજ' > 'કપડવંજ' 'વણજારો'>'વંજારો')

| | | | |
|---|---|---|---|
| અન્નજલ | અન્નજલ | અનજળ | અંજળ |
| | | કમઠાળ | કંઠાળ |

અપભ્રંશ કાવ્ય 'પઉમચરિઉ' (નવમી શતાબ્દી)માં ૭-૨-૭માં 'કણ્ણ-ડોર' શબ્દ ગળાના આભૂષણ તરીકે વપરાતા સોનાના દોરા માટે મળે છે પ્રેમાનંદના દશમસ્કંધમાં 'કણુદોરો' ૨૫ ૯ 'કણુદોરે ઘુઘરમાળ' ૪૧, ૧૫૬ 'કણ' અંશને 'કટિ' સાથે કશો સંબંધ નથી

'કંટી' શબ્દ કોશમાં 'કૂડામાંના બારીક કણ', 'કુંક' 'તાજા ડાંગર' એવા અર્થમાં આપેલો છે

સોહણકૃત 'ચર્ચરિકા' (કડી ૨૫)માં 'વનથલી' અને 'મમરારાસુ' (૧૦, ૫)માં 'વંકણથલી' મળે છે

'કમઠાળ' અને 'કંઠાળ' કોશમાં 'કાંઠે સામું' એવા અર્થમાં આપેલા છે 'વટ્ટુ'ની અલગ ચર્ચા નીચે કરી છે આ બધા શબ્દોમાં બીજા અક્ષરમાં રહેલા આગલી ભૂમિકાના 'ણ', 'ન', 'મ'નો સ્વર લુપ્ત થતાં નાસિક્ય વર્ણનો અનુસ્વાર થયો છે

# વંઠવું

'વઠવુ'નો સ. વટ્ 'એકલા જવુ' સાથે કશો સબંધ નથી સ 'વણ્ઠ' પ્રાકૃતમાથી જ આવ્યો છે. પ્રાકૃત 'વઠ' ગુજરાતી 'વાઠો'નું મૂળ છે બીજો અર્થ 'ઠીંગણો' અપાયેલો છે, તે માટે 'વઠ' નહીં, પણ 'મઠ' જોઈએ, જેના ઉપરથી ગુજ 'બાઠુ' 'બાઠિયુ' થયા 'દાસ' અને 'ઠગ' એવા 'વઠ'ના બીજા અર્થો આમાથી વિકસ્યા હોય પણ ગુજરાતી 'વઠવુ'મા જે ઉચ્છૃખલતા ઉદ્દડતા, મર્યાદાભગ, ને ખુલ્લા નિષિદ્ધ આચારનો ભાવ રહેલો છે એ સં પ્રા વઠ–ના અર્થોમાથી સહેજે સિદ્ધ થાય તેમ લાગતુ નથી અને 'વઠવુ'નો જૂનો અથ 'વણસવુ' 'બગડવુ' જણાય છે ઉપરાત પ્રાકૃત કે અપભ્રશમા વઠ્ ધાતુ અજાણ્યો છે, એ હકીકતની ઉપપત્તિ આપવી સહેલી નથી

આ સાથે વઠવુ મા મૂળના સયુક્ત વ્યજનનુ સારલ્ય અને પૂર્વ સ્વરની દીર્ઘતા નથી થયા એ પણ વિચાર માગી લે છે 'દડવુ', 'ખડવુ', 'વઠવુ', સંસ્કૃતમાથી લેવાયા છે, પણ બીજે પક્ષે 'થભવુ', 'ઝખવુ, 'ડખવુ', 'ગઠવુ, મડવુ' વગેરેમા પ્રાકૃત–અપભ્રશનો સયુક્ત વ્યજન અવિકૃત જાળવી રાખવાનુ વલણ દેખાય છે 'વઠવુ'ની આ રીતે ઉપપત્તિ આપી શકાય પણ આગળ કહ્યુ તેમ પ્રાકૃત–અપભ્રશમા 'વઠ્'– ધાતુ મળતો નથી એટલે વધારે સભવિત એ લાગે છે કે વઠવુ' અર્વાચીન ઘડતરનો હોય એટલે આપણે એનો એ રીતે વિચાર કરીએ

૧ સં. ઉપસર્ગ વિ– કેટલાક ગુજરાતી તદ્ભવ અને અર્ધતત્સમ શબ્દોમા વ–રૂપે ઊતરી આ યો છે ઉદાહરણો

વછૂટવુ, વછોડવુ (છૂટવુ છોડવુ)
વકરવુ (પ્રા વિક્ર–)
વગોવવુ (પ્રા વિગોવ–)
વચળવુ (સં વિ + ચલ્–)
વણસવું (સં. વિ + નશ્–)
વખાસવુ (સં વિ + કાસ્–)
વકોપવુ (સં વિ + કપ્–)

૨. સં. વિનષ્ટ- ,' બગડેલું ' ( spoiled, corrupted ), પ્રા. વિણટ્ઠ- પરથી ગુજરાતીમાં 'વિણઠ્ઠું',[1] 'વિણઠવું' ને પછી ઉપરની રીતે '*વણઠવું' થઈ શકે. 'વણસવું' તો થયેલું છે જ. ' વઠ્યું દૂધ બિલાડે નખાય ' એ કહેવતમાં 'વઠવું'નો મૂળ અર્થ જળવાઈ રહ્યો છે. અર્થવિકાસની દૃષ્ટિએ સરખાવો અં. ' ડૅમેજ્ડ ' ( damaged )>'ડામિસ' અને એથી ઊલટું ' કન્ડેમ્ડ ' ( condemned )>કંડમ

૩. મૂળના કર્મણિ ભૂતકૃદંત પરથી ધાતુઓ સાધવાનું વલણ પણ ગુજરાતીમાં જાણીતું છે 'રૂઠવું' ( રુષ્ટ- ), 'તૂઠવું' ( તુષ્ટ- ), 'છીનવું' ( છિન્ન- ), 'મૂકવું' (પ્રા. મુક્ક- ), 'લાધવું' ( લબ્ધ- ) વગેરે અનેક ટાંકી શકાય. 'વણસવું' અને *'વણઠવું' એ આખ્યાત અને ભૂતકૃદંત પરથી ઊતરી આવેલી જોડી સાથે 'રૂસવું' ( પ્રાચીન ) ( રુષ્- ) અને 'રૂઠવું' ( રુષ્ટ- ), ગુજ. બેસવું' ( ઉપ+વિશ્- ) હિંદી 'બૈઠના' ( ઉપવિષ્ટ- ) સરખાવી શકાય.

૧. 'વિણટ્ઠ' પ્રા. ગુ.માં વપરાયું છે. 'ચિંતિત વિણટ્ઠ', પુષ્પમાળાવૃત્તિ, ૧૫૩, ૧.

# '-અય-'નો '-ઇય-' અને 'અવા-'નો 'ઉયા-'

પ્રાચીન ગુજરાતીમા પરવર્તી યકારની અસર નીચે પૂર્વવર્તી 'અ'નો 'ઇ' કરવાનુ વલણ હતુ લેખનમા આવો ઇકાર ઘણી વાર દીર્ઘ લખાતો પણ ઉચ્ચારણ હ્રસ્વ હતું તે છદને આધારે નિશ્ચિત કરી શકાય છે  ઉદાહરણો ·

| સ | પ્રા. અપ | પ્રા ગુજ |
|---|---|---|
| અજ્ઞાન | અજાણ, અયાણ | ઇયાણ, ઈયાણ[1] |
| ઇન્દ્રજાલ | ઈંદયાલ | ઈંદિયાલ[2] |
| ઇલાતલ | ઇલાયલ, ઇલયલ | ઇલિયલ[3] |
| દિનકર | દિણયર | દિણિયર[4] |
| પાતાલ | પાયાલ | પયાલ, પિઆલ, પઇઆલ[5] |

---

૧ ભરતેશ્વરબાહુબલિ રાસ (૧૧૮૫)મા 'આઇ ઈયાણ મ ઝખિસિ ઈમ્હઇ' (૧૦૫) (=હે અજાણ તુ એમ જ નિરર્થક બક મા'), 'ઇમ ઈયાણ મ માનિ મનિ, ભરહેસર, છઇ દૂરિ' (૧૧૮) (=હે મૂરખ, એમ ન માન કે ભરતેશ્વર હજી તો દૂર છે'), 'અતરાલિ આવઇ ઈયાણ તીહ અત અખૂટઇ' (૧૪૦) (=જે મૂરખા વચ્ચે આવે તેમનો ભણખુટ્યે અત આવતો)—જિનવિજયજી સપાદિત પાઠ પ્રમાણે બીજી પ્રતના પાઠાતરોમા 'અયાણ' પણ છે ગુજ 'શાણો'ના મૂળમા 'સિયાણઉ' ('સયણઉ', 'સજાણ', સજ્ઞાન') હોય

૨ જબૂસામિચરિય (૧૨૧૦)મા ઈદિયલ નવિ જાણીઇ (૨૪), સમ્યક્ત્વ માઈ-ચઉપઈ (૧૪મી શતાબ્દી)મા ઈદિયાલુ જગિ દીસઇ (૧૦)

૩ ભરતેશ્વરબાહુબલિરાસમા ઇલિયલિ અવર સુરિદ ઘ' (૧૯)

૪ ઢેલા નારુ રા દૂહામા ચકવી દિણિયર જેમ' (૯૨)

૫ માધવાનલકથા (સાડેસરા, સત્તરમા શતકના પ્રાચીન ગુર્જર કાવ્ય) (આ ૧૬મી સદી)મા 'સ્વર્ગ-પિઅવિ કયાહા તમ વાસ' (૩૮૭), 'સ્વર્ગ-પઇઅલિ નહી કો રૂપ' (૩૮૫) નરપતિકૃત પચદડ (૧૪૫૮)મા સ્વર્ગિ મૃત્યુ નીપજઈ પઇઆલિ' (૧, ૮૬)

| | | |
|---|---|---|
| પ્રયાણ+ક્રમ્ | પયાણઉં | પિયાણઉ, પીયાણઉ[૬] |
| પ્રજા | પ્રયા | પ્રિયા, પરીઆ[૭] |
| ભાલતલ | ભાલયલ | ભાલિયલ |
| વનચર | વણયર | વણિયર |
| શશધર | સસહર | સસયર, સસિયર, શશિયર |
| સહચરી | સહયરિ | સહિયર |

આ જ રીતે પ્રાચીન ગુજરાતીમાં પરવર્તી વકારની અસર નીચે પૂર્વવર્તી 'અ'નો 'ઉ' કરવાનું વલણ પણ હતું. ઘણુંખરું આ પરિવર્તન 'અ' પછી 'વા' હોય ત્યાં થયું છે. વકારની જગાએ આવતા યકારની અસર નીચે આગળનો 'ઉ' દીર્ઘ લખવાનું વલણ પણ મળે છે. 'તરૂયારિ' કે 'તરૂઆરિ' (મ. 'તરવારિ') (ભરતેશ્વર-બાહુબલિરાસ, ૨૨૭), 'ચોરુઆડ' (=ચોરવાડ; ઈ સ. ૧૩૫૨ના એક સૌરાષ્ટ્રના ઉત્કીર્ણ લેખમાં), 'મેસૂઆણુ' ('મેસવાણા') (૧૩૮૭, ૧૪૧૪ના લેખમાં) વગેરે.

---

૬ ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૯, પૃથ્વીચંદ્રચરિત, ૧૪૩, ૩, ૫

૭ પૃથ્વીચંદ્ર પાઠવિધિમાં 'પરીઆગત' (૧૦૭) મળે છે. અર્વા ગુજ. 'પરિયા', 'પર્યાય'નું અર્ધતત્સમ રૂપ હોય ?

# નાસિક્ય વ્યંજન પૂર્વેના મૂળના 'એ', 'ઓ'નું પરિવર્તન

૧ ભારતીય-આર્ય ધ્વનિપરિવર્તનમા પરિવર્તનનુ પરિણામ ત્રણ બાબત ઉપર વ્યાપકપણે આધારિત છે વર્ણનુ ધ્વનિસ્વરૂપ, તેનુ શબ્દગત સ્થાન અને તેની આગળ પાછળ રહેલા વર્ણો—એટલે કે તેનો પરિસર.

૨ પ્રાચીન 'એ', 'ઓ'ના ગુજરાતી સુધીના ઇતિહાસની કેટલીક હકીકતો તો સુવિદિત છે·

(૧) આ પછી ગણાવેલી વિશિષ્ટ પરિસ્થિતિઓ પ્રવર્તી ન હોય ત્યા એકાર, ઓકાર સ્થૂળરૂપે જળવાઈ રહ્યા છે. (આ વાત ગુજરાતી સ્વરોમા કાલમાનગત ભેદની અર્થાવર્તકતા, ઉચ્ચારણસ્થાન અને પ્રયત્ન પરત્વેના સૂક્ષ્મ પરિવર્તન વગેરેને ઉપેક્ષિત ગણીને સમજવાની છે.) (૨) મધ્યમ ભારતીય-આર્યમા સયુક્ત વ્યજનના પૂર્વવર્તી (એટલે કે બધ અક્ષરમા રહેલા) એકાર, ઓકાર હ્રસ્વ ઉચ્ચારાતા—આ ઉચ્ચારણ-ભેદ સ્થાનનિયત હોઈને અર્થાવર્તક હતો (૩) આવા બધ અક્ષરમા રહેલા એકાર, ઓકાર કેટલીક વાર ઇકાર, ઉકાર રૂપે પરિણમ્યા છે. (૪) કેટલીક વાર બધ અક્ષરમા રહેલા ઇકાર, ઉકાર આગળ જતા એકાર, ઓકાર રૂપે પરિણમ્યા છે (૫) મધ્યમ ભારતીય-આર્ય લેખનરીતિમાં બધ અક્ષરમા રહેલા એકાર, ઓકાર કેટલીક વાર મૂળ રૂપે તો કેટલીક વાર ઇકાર ઉકાર રૂપે લખાયેલા મળે છે. તે જ પ્રમાણે તેવા ઇકાર, ઉકારની ઊલટી પરિસ્થિતિ છે (૬) ખુલ્લા અક્ષરમા રહેલા એકાર, ઓકાર પણ કેટલીક વાર પ્રાકૃત-અપભ્રંશમા, તો કેટલીક વાર ગુજરાતીમા ઇકાર, ઉકાર રૂપે પરિણમ્યા છે

૩ આમા (૩), (૪) અને (૬)ના નિયામક કારણો સકુલ છે, અને તેમની સ્પષ્ટતા કરવી હજી બાકી છે અહીં (૬)ને વિષે, એટલે કે ખુલ્લા અક્ષરોમા (અસયુક્ત વ્યજનના પૂર્વવર્તી) એકાર, ઓકાર, પાછળથી ઇકાર, ઉકાર લેખે પરિણમ્યા છે તેને વિષે, થોડોક વિચાર કર્યો છે.

૪ પ્રાકૃત દિઅર' ('દેઅર', 'દેવર,' સ 'દેવૃ') અને 'વિઅણા' ('વેઅણા', મ 'વેદના) ઉપરથી અનુમાન થાય છે કે પ્રાકૃતમા અકારના પૂર્વવર્તી એકાર, ઓકાર ક્રમશ ઇકાર, ઉકાર બન્યા છે ગુ 'દિયર' અને 'વીણું'થી આ સમર્થિત થાય છે ઉપરાત પ્રા. 'જોઅઇ' ('જોવઇ'), ગુજ 'જુએ' ('જોવે'), પ્રા 'ધોઅઇ' ('ધોવઇ'), ગુજ 'ધુએ' (ધોવે'), પ્રા 'રોઅઇ' ('રોવઇ') ગુજ 'રુએ' ('રોવે') પણ ટાકી શકાય મ 'ભોજ', પ્રા 'ભોઅ', 'ભોઅડ', ભુવડ' એ વ્યુત્પત્તિ બરાબર હોય તો તે પણ આ પરિવર્તનનુ ઉદાહરણ બને 'છેદનિકા'–'છેઅણિઆ'–'છિઅણિઅ'– છીણી' (સરખાવો, 'છેદન' – છેઅણુ' = 'કાપવાનુ ઓજાર', તેમ જ 'તેજનક' – 'તેઅણઅ –'તિઅણઅ –'તીણું' પણ આ રીતે સમજી શકાય છે

૫ દીર્ઘસ્વર ધરાવતા અક્ષરના પૂર્વવર્તી એકાર ઓકાર પણ ઇકાર, ઉકાર બન્યા છે મ. 'કેદાર' પ્રા 'કેઆર' પછી 'કિઆર' ગુજ 'ક્યારો', મ 'લેખશાલા', અપ 'નેહસાલ', ગુજ નેસાલ', 'નેસાલ', નિશાળ', મ 'લોહકાર, પ્રા 'લોહાર', ગુજ 'લુહાર' વગેરે 'ખાટું' – 'ખટાશ', 'રાતુ' – 'રતાશ' વગેરેમા પણ આવી પ્રક્રિયા છે હિન્દીમા આ વલણ પ્રબળ છે. 'મોલના' – મુનાના' જેવી રૂપરચના 'કિદાર' (='કેદાર'), 'અહાર' (='આહાર'), 'અવાસ' (='આવાસ') અધાર' (= 'આધાર') વગેરે ઉદાહરણ છે

૬ પ્રાકૃત–અપભ્રંશ કિસર' (મ કેસર') જિમઇ (જેમત', મ 'જેમતિ), 'લીહ', 'લિહ' ('લેહા', મ લેખા'), ગુજ 'લીટી, 'ઇમ' 'જિમ', 'નિમ', 'કિમ', (સાથે અપ 'એમ', જેમ', 'તેમ, કેમ), ગુજ 'જ્યમ', 'સમ', 'કયમ', 'ઇહ', જિહ', 'તિહ', 'કિહ' વગેરેમા એકારનો ઇકાર થયાનો ખુલાસો નથી મળતો

૭ ખુલના અક્ષરમા રહેલા એકાર, ઓકાર પછી નાસિક્ય વ્યજન હોય છે ત્યારે તે ગુજરાતીમા ઈ, ઊ રૂપે પરિણમ્યા છે ઉદાહરણો

(૧) 'ઉજ્જયિની', 'ઉજ્જેણિઆ', 'ઉજીણી' (૧૩૫૫ના તરુણપ્રભકૃત 'ષડાવશ્યક બાલાવબોધ'મા, નાચીન ગુજરાતી ગદ્ય સદર્ભ, પૃ ૬, ૫ ૧૮)

(૨) 'કોનક', 'કોણઅ', 'કૂણઅ', 'ખૂણો' અર્વાચીન ભારતીય–આર્ય સામગ્રી માટે જુઓ, ટર્નર, નેપાલી કોશ, 'કુનુ' શબ્દ નીચે 'ક' નો 'ખ' 'ખુણ્ટ' (= ખૂણો) શબ્દની અસરથી થયો હોવાનું ટર્નરે 'એ કમ્પેરેટિવ ડિક્શનરિ ઓવ ઇન્ડો–એરિયન લેન્ગ્વેજિજ', ૩૮૯૮ નીચે સૂચવ્યુ છે

(૩) 'કામન', 'કમલ', 'કમળ', 'કુમળુ', 'કુળ', 'કૂણું'.
(૪) 'ક્ષેમ', 'ખેમ', 'ખીમ.'
'ખીમજી', 'ખીમચંદ', 'હીમખીમ', 'જોખમ' (જૂ. ગુજ. 'જોખિમ', પ્રા. 'જોઅખેમ', સં. 'યોગક્ષેમ') વગેરેમા
(૫) 'ગોણી', 'ગોણી', 'ગુણ'.
(૬) 'ફેન' 'ફેણ', ફીણ'.
'સુતરફેણી'મા 'ફણા', 'ફેણ'ની અસર હોય.
(૭) 'રોમ' 'રુમ', 'રૂવું', 'રૂવાડ'
(૮) 'લવણુ', 'લેણ', લૂણ'
(૯) 'મદન', 'મયણ', 'મેણ', 'મીણ'.
'વચન', 'વયણ', 'વેણ' તથા 'રજની', 'રયણી', 'રેણુ', 'નયન', 'નેણ'નો જુદી રીતનો વિકાસ તે પાછળથી પ્રાકૃતમાથી લેવાયાને લીધે હોય
૯. નેપાળી 'ચિનુ', 'કુનુ' અને 'ક્રિનિ' ઉપરથી અનુમાન થાય છે કે તેમા પણ નાસિક્ય વ્યંજનના પૂર્વવર્તી 'એ' 'ઓ'ને સ્થાને ઇકાર, ઉકાર પરિણમ્યા છે ટર્નરે 'કુનુ'ના ઉકારનો ખુલાસો આપવા 'કોણુ' કે 'કુણિ'ની સંદિગ્ધ કલ્પના કરી છે, તે અનાવશ્યક છ

આ પહેલા ગુજરાતી એકાર-ઓકાર સબંધી થયેલું કાર્ય :

તેસ્સિતોરિ, નોટ્સ ઓન ધ ગ્રામર ઓવ ઓલ્ડ વેસ્ટર્ન રાજસ્થાની, 'ઇન્ડિઅન એન્ટિક્વરિ' ૧૯૧૪–૧૫–૧૬, § ૭ ૮.
ટર્નર, 'ગુજરાતી ફોનોલોજિ', ધ જર્નલ ઓવ ધ રૉયલ એશિયાટિક સોસાયટિ, ૧૯૨૧.
ટર્નર, 'એ એન્ડ ઓ વોવેલ્ઝ ઇન ગુજરાતી', સર આશુતોષ મુકર્જી સિલ્વર જ્યુબિલિ વોલ્યુમ્ઝ, ગ્રં ૩, ઓરિએન્ટાલિયા, ભા ૨, પૃ ૩૩૭–૪૭
દિવેટિયા, નરસિંહરાવ, ગુજરાતી લેંગ્વેજ એન્ડ લિટરેચર, ૧, ૧૯૨૧, ૪૪૧–૪૪૨.
દવે, ટિ, એન., 'એ એન્ડ ઓ વોવેલ્ઝ ઇન ગુજરાતી' જર્નલ ઓવ ધ ગુજરાત રિસર્ચ સોસાયટિ, ૧૯૪૮.
પંડિત પ્રબોધ બે, 'એ એન્ડ ઓ ઇન ગુજરાતી,' ઇન્ડિયન લિંગ્વિસ્ટિક્સ, ૧૫, ૧૯૫૬, ૧૫–૪૪.
પંડિત, પ્રબોધ બે, 'ઓલ્ડ ગુજરાતી પ્રોનન્સિએશન', વિદ્યા, ૧૯૫૮, ૧–૯
પંડિત, પ્રબોધ બે, 'હિસ્ટોરિકલ ફોનોલોજિ ઓવ ગુજરાતી વોવેલ્ઝ,' લેંગ્વેજ, ૩૭, ૧, ૧૯૬૧, ૫૪–૬૬.

# નાસિક્યાનુસારી આદ્ય સ્વરની નાસિક્યતા

અર્વાચીન ગુજરાતીમાં નાસિક્ય વ્યંજનથી શરૂ થતા અનેક શબ્દોનો તે વ્યંજન પછીનો (=આદ્યાક્ષરનો) સ્વર નાસિક્ય ઉચ્ચારાય છે. સૌરાષ્ટ્રની કેટલીક બોલીઓમાં આવા શબ્દોનો પ્રથમ સ્વર નિરનુનાસિક છે, તથા અન્ય કારણોએ પ્રાકૃત ભૂમિકાથી જ સંયુક્તની પૂર્વેનો સ્વર સાનુનાસિક ઉચ્ચારવાનું વલણ હતું—આ બે હકીકતો ધ્યાનમાં લેતાં એ તપાસવાનું બાકી રહે છે કે અહીં નિર્દેશ કર્યો છે તે વલણ માત્ર પ્રાદેશિક છે કે વ્યાપક. જોડણીકોશે આવા શબ્દોમાંથી ઘણાખરા માટે નિરનુનાસિક જોડણી પણ વિકલ્પે આપી છે. ઉદાહરણો આ પ્રમાણે છે

મંકોડો (મકોડો, પ્રા. મક્કોડય)
મા, માહ્ય (માહિ)
માંકડ (માકડ, મક્કડ, મર્કટ)
માંકડો (માકડો, મર્કટક)
માખ (માખી, મક્ખા, મક્ષા)
માગવું (માગવું, મગ્ગ, માર્ગ)
મીંચવું (મીચવું)
મીંજ (મીજ, પ્રા. મિંજા)
મીંડું (મીડું)
મીંઢી (મીઢી)
મીંઢળ (મીઢળ)
મૂંગું (મૂગું મૂક)
મૂંછ (મૂછ)
મૂંઝાવું (મુઝાવું મુજ્ઝ, મુહ્ય)
મેંડક (મેડક)

નાંખવું (નાખવું)
નીંગળવું (નીગળવું)
નીંદ (નિદ્દા, નિદ્રા)
નીંદવું (નિદ્દા, નિર્+દા)
નીંભર (નિબ્ભર નિર્ભર ?)
નોંઝણું (નોઝણું, નિમજ્જ, નિમઘ્ય)
નોંધવું (નિબદ્ધ)
નંગ (નગ, ફારસી)
નેં (નેહ, ફારસી)

મેદી (મેદી)
મે દો (મેદો)
મો (મુહ, મુખ)
મોઘુ (મહગ્ઘ, મહાર્ઘ)

જોડણીકોશે નથી નોધ્યો, પણ 'માચડે' નહીં પણ 'માચડો' (સ મચ) સૌરાષ્ટ્રમાં વપરાય છે 'સાર્થ જોડણી કોશે' વિકલ્પ રૂપે આપ્યો છે મગ્ખાવો મગી 'માચ' 'મઠ' (મજિહ્વા, મજિહ્વા) અને 'મ ટૂસ (મજૂસા, મજૂષા) એ શબ્દોમા બીજા અક્ષરનો દીર્ઘ સ્વર પહેલા અક્ષરના અનુસ્વારનો લોપ થવાથી થયો હોય 'પચરંગી' (= 'પચ + રંગી') નો પણ એ જ ખુલાસો

હિન્દી વલણમા માખી, માખન, માખી માગના, માછ (= માછલી), માઝ(મજ્ઝ, મધ્ય), માતા (મત્ત), માથા (= માથું ), મુહ, મે મૂગ મૂછ, નાગા, નાદ (= નાથ) નીદ ઇત્યાદિમા વ્યક્ત થાય છે

કેટલાક 'મુગટ' જેવા શબ્દોનો 'મુગટ' એવો ઉચ્ચાર જ કરી શકે છે તે ઉપર્યુક્ત વલણને અનુરૂપ છે

# પાર્શ્વિક ધ્વનિના પૂર્વવર્તી દંત્યનો મૂર્ધન્ય

ગુજરાતી મૂર્ધન્યોના ઉદ્‌ભાવક કારણો અનેક છે 'લ' 'ળ' એ પાર્શ્વિક ધ્વનિઓની અસર નીચે કેટલાક શબ્દોમા મૂર્ધન્યના પરિણમી લાગે છે

સં 'હિંદોલ,' પ્રા 'હિંદોલ,' 'હિંડોલ,' ગુ 'હિંડોળો'

સં 'વૃહન્નલ,' અપ 'વિહંદલ,' ગુ વ્યંઢળ'

સં 'વાતવર્તુલ', અપ 'વાઅવત્તુલ, ગુ. વાવતોળ', 'વાવંટોળ'

અરબી 'કંદીલ', ગુ 'કંદીલ', 'કંડીલ'.

અહીં ગુજરાતી શબ્દોમા અનુસ્વાર અને 'ળ' કે 'લ'ની વચ્ચેના અક્ષરમા રહેલા દંત્યનો મૂર્ધન્ય થયો છે પ્રાકૃતમા 'હિંડોલ'મા પણ આ ફેરફાર છે

અપ 'જેત્તિઅલ', 'તેત્તિઅલ વગેરે, પ્રા ગુજ 'જેતલ' 'ટેટલુ', અર્વા. ગુજ 'જેટલુ,' 'તેટલુ'

સં 'નિસ્‌+તુલ્ય,' અપ નિત્તુલ' પ્રા ગુજ 'નિટોલ'

સં 'દોલ્' 'દોલા' પ્રા { 'દોલુ' 'દોલા' 'દોલિયા'
'ડોલ' 'ડોલા' ડોલિયા ગુજ 'ડોળી'
'ડોલન' ગુજ ડોલવુ',

સં 'દોહદ' પ્રા. ડોહલ' ગુજ 'ડોળો'

અહીં 'લ' કે 'ળ'ની અસર નીચ પૂર્વવર્તી અક્ષરમાના દંત્યનો મૂર્ધન્ય થયો છે

ચોક્કસ કઈ શરતો નીચે અને ક્યારથી આ પરિવર્તન થયુ તે વધારે અને પ્રાચીન સામગ્રી તપાસીને જ નિશ્ચિત થઈ શકે

## વ્યત્યય

શબ્દોના વર્ણોની સ્થિતિ-પરિસ્થિતિ એટલે કે અરસપરસ સ્થાનબદલી એ પણ પારસ્પરિક પ્રભાવનો એક પ્રકાર છે. તેનો આધાર શબ્દગત વિશિષ્ટ વર્ણો પર અને શબ્દની સમગ્ર વ્યંજન-ગોઠવણી પર હોય છે વર્ણતંત્ર પરિવર્તન પામતા, અમુક સહાવસ્થિત વર્ણો સુખોચ્ચાર્ય ન રહે, ત્યારે વિકટતા દૂર કરવાના અનેક રસ્તામાંથી એક સ્થાનવિનિમયનો છે.

૧ લ/ડ.

પ્રા. હિલ્લોડણ > હિડોલણ હિંડોલણ.

સં લલાટ, પ્રા લલાડ, નડાલ, નિડાલ.

(સં 'ભિડાલ', પ્રા. 'બિલાડ', ગુજ. 'બિલાડો'

એમાં ઊલટી—'ડ્/લ્'ના વ્યત્યયની—પ્રક્રિયા છે.)

૨. લ્/ણ.

સ આનાણ, પ્રા આણાલ.

૩. લ્/ર્

સ. નારિકેલ, નાલિકેર, ગુજ નારિયેળ, નાળિયેર.

સ બકુલશ્રી, પ્રા. બઉલસિરિયા, ગુજ મોલસરી બોરસલી

(સ ખલીકારયતિ, પ્રા. ખલિયારઇ, ખરિયાલઇ

સ. હરિતાલ, પ્રા હરિઆલ, હલિઆર

પ્રા. રહલ્લી, લહરિ

એ પ્રાકૃત ઉદાહરણોમા 'ર્/લ'ની ઊલટી પ્રક્રિયા મળે છે.)

૪. લ્/હ

સં લઘુક, પ્રા. લહુઅ, હલુઅ, ગુજ હળુ, હળવુ

૫ ળ / ૨

સ મગનપુર, પ્રા મગનઉર, ગુજ. માગળહુર, માગરોળ

સં ફલાહાર ગુ ફળાહાર, ફળાર, ફરાળ

૬. ળ / ણ

સ પાદલિપ્ત + આનક, પ્રા પાલિત્તાણય, ગુ પાલિતાણા, (બોલીમાં) પાણિતાળા

૭ ણ / ૨

સ કરીર (દ્રાવિડી 'કણીરમ્'), પ્રા કણ્ઇર, પ્રા ગુજ કણયર, અર્વા ગુજ કણેર, કરેણ

સ અગતિ, પ્રા અણઇ, પ્રા ગુજ અણ્ખુઇ

(સ) કરેણ' > પા 'કણેરુ' અને સ વાણારસી', હિં બારનસા ર/ણ'નો એટલે કે ઉપરનાથી ઊલટો વ્યત્યય છે)

૮ ણ / હ

સ ઉપાનહ, પ્રા પાણહા, પાહણા

૯ ર / હ

સં પરિધા પ્રા પરિહઇ, અપ પહિરઇ, ગુજ. પહેરે

સં અચિરાભા પ્રા અઇરાહા, અઇહારા

સ દીર્ઘ પ્રા દીહર

(સં. 'મહારાષ્ટ્ર' પ્રા 'મહરટ્ઠ', 'મરહટ્ઠ' એમાં બેવડી—હ / ર ની—પ્રક્રિયા છે)

૧૦ 'ક' વાળા વ્યત્યય

સં મશક પા મકસ

પ્રા કુક્કુસ ગુજ કુશકા

સં કચ્છુ પ્રા કચ્છુઇ છકુઇ

પા (ઉક્કટ્ઠઇ) ગુજ ઊકટે, ઊટકે

૧૧ પ્રકીર્ણ

સ હ્રદ પ્રા દહ ગુજ ધરો

| | | |
|---|---|---|
| મ તુંદ | પ્રા તુડ | ગુજ. ડુટી |
| | પ્રા બુડ | ગુજ. બૂડવ, ડૂબવુ |
| હિં પતીલી | મ પતેની | ગુજ પતેની, તપેલી. |
| સ દેવતા | | ગુજ દેતતા, દેતવા |

(પ્રા ફેલ્તુમ, હિ ફિસનના હિં નખવો < લખવો, વગેરે)

ઉપરના ઉદાહરણો ઉપરથી સામાન્ય રીતે 'લ', 'ળ્', 'ૡ' અને 'ર્' ને (એ ઊતરતા ક્રમમા) શબ્દના અત તરફ ખસેડવાનુ વલણ જોઈ શકાશે 'ક'નુ પણ એમ જ છે આથી ઊલટુ 'હ'ને શબ્દના આરભ તરફ ખસેડવાનુ વલણ છે

પ્રાકૃતમા અનેક સ્થાનીય બોલીઓનુ મિશ્રણ હોવાથી તેમા પ્રતીત થતા (તેમ જ હિન્દી મરાઠી વગેરેમા પ્રતીત થતા) વલણોને ગુજરાતી વ્યત્યયસાધક વલણોના પ્રતિનિધિ લેખે અમુક અંશે જ ગણતરીમા લઈ શકાય ગુજરાતી ઉદાહરણોને સ્વતત્ર રીતે તપાસીને જ વલણો નક્કી કરવા જોઈએ

# વૈરૂપ્ય

શબ્દના ઘટક વર્ણોની પરસ્પર અસરના પરિણામોમા, જેમ એક વર્ણની અસર નીચે બીજો વર્ણ તેને મળતો થાય એ સારૂપ્ય ('એસિમિલેશન') ની પ્રક્રિયા છે, તેમ બે સમાન વર્ણમાથી એક અસમાન થાય તે વૈરૂપ્ય ('ડિસિમિલેશન')-ની પ્રક્રિયા છે. આમા ઉચ્ચારણ અસુકર કે અસ્પષ્ટ વરતાતા એ અડચણ દૂર કરવાની પ્રેરણા કામ કરતી હોય છે. આદેશ તરીકે આવતો વર્ણ ઘણુખરુ સ્થાનીની નિકટનો—તેને ઠીકઠીક મળતો હોય છે ઉદાહરણો પ્રાકૃત ભૂમિકાથી મળે છે, અને 'ણ્' નો 'ડ્', 'મ્' નો 'વ્', 'લ્' નો 'ન્' અને 'ળ્' નો 'ર્' એમ ચાર પ્રકારના છે. વૈરૂપ્યના ઉદાહરણો મુકાબલે વિરલ હોય છે.

૧. 'ણ્'>'ડ્'

સં. અનુપાનહ્, પ્રા અણુવાહણગ, અણુવાહણય, ગુજ. અણવાણો, અડવાણો

સં હનુમાન્ ગુજ. હણુમાન, હડમાન

(કદાચ ગુજ. 'હડમતિયુ' એ ગામનામ 'હનુમત' ઉપરથી છે).

૨ 'મ્'>'વ્'.

મ મન્મથ પ્રા. વમ્મહ

સ. મીમાંસતે { પ્રા વીમસઇ ગુ વિમાસે.

પ્રા. 'વમ્મીસર' એ મ 'મર્મેશ્વર' હોય તો તેનાનો 'મર્મ' > 'વર્મ' એ પણ અહીં પ્રસ્તુત ગણાય

૩ 'લ્' > 'ણ્' ('ન્')

સ. લલાટ પ્ર. ણુડાલ

સ. લાહલ પ્રા ણાહલ

સ. લાગલ પ્રા. ણંગલ

સં. લાગૂલ　　　　　પ્રા. ણુંગૂલ

સં. લેખશાલા　　　　　પ્રા. લેહસાલા　　　　　પ્રા. ગુજ. લેસાળ, નેસાળ, નિશાળ

૪. 'ળ્' નો 'ર્'.

| | | |
|---|---|---|
| સં પલાલ | અપ પળાળ | ગુજ. પરાળ |
| સં. વેલાકૂલ | અપ. વેળાઉલ | ગુજ. વેરાવળ |

અર્વા. ગુજરાતી બોલીઓમા, આગળના 'ર્ + ણ્' કે 'ળ્ + ણ્' એ સયોગો ટાળવા 'ર્' ને 'ળ્',નો કોઈકમા 'ય્' કરાય છે, તો કોઈકમા કણુસ્વર 'અ.'

'બારણું' > 'બાયણું' કે 'બાઅણું'.

'ચાળણી' > 'ચાયણી' કે 'ચાઅણી'.

આ પણ વૈરુપ્યના જ ઉદાહરણ છે.

# સમાનવર્ણલોપ

લગોલગ આવેલા સમાન વર્ણો કે અક્ષરોમાંથી એકના લોપના મધ્યમ ભૂમિકામાં કેટલાક ઉદાહરણો મળે છે. કેટલાક ગુજરાતી સુધી ઊતરી આવ્યા છે, કેટલાક ગુજરાતી ભૂમિકાએ જ સધાયા છે. આગળના ઉદાહરણો 'ણ', 'ર', 'લ', 'સ' ને 'હ'ના લોપને લગતા છે.

| | | |
|---|---|---|
| સ. પચાનન | પ્રા પચાણણ | પ્રા ગુજ. પચાયણ[1] |
| | | અર્વા. ગુજ. 'પચાણભાઈ'. |
| સ કરીર | પ્રા કરીર | પ્રા ,, કઈરિ |
| | | અર્વા ગુજ કેરડો |
| સ શરીર | પ્રા સરીર | પ્રા ,, સઈર, સયર |
| | પ્રા ભગિણી બહિણી | ગુજ બેન |
| | પ્રા મહિલ, મહિલ | ,, મેનુ. |
| (સ ઉપવસથ+શાલા) | પ્રા પોસહમાલા | પ્રા ગુજ પોસાસાળ, પોમાળ. |
| સ માતુસ્વસા | પ્રા. માઉસ્સસા, માઉસ્સા<br>માઉસ્સિઆ | ગુજ માશી |
| (સ પિતુઃસ્વસા | પ્રા પિઉસ્સસા, પિઉસ્સા) | |
| સ નખહરણી | પ્રા નહહરણી નહરણી | ગુજ નેરણી |
| (સ નખહરી | પ્રા નહહરી, નહરી) | |
| સં લલાટપટ્ટ | પ્રા નિડાલવટ્ટ નિલ્લવટ્ટ | ગુજ નિલવટ નિલાટ |

1 'પિડિ પચાયણ પરઠ્ઠણ' (ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૯)

ગુજ. ઓછું', 'પેલું'ના મૂળમા 'અવગિલ્લ' ને 'પરિલ્લ' હોય[2] તો 'ઓઇલ્લ', 'પઇલ્લ', એના અવાન્તર રૂપમા લકારની અસરથી પૂર્વવર્તી રકાર લુપ્ત થયો ગણાશે

ગુજ 'પરાર' (<સ. પ્રા 'પરારિ'), ગુજ 'અગર' (<અપ 'અરિરિ', સ 'અરેઅરે'), ગુજ. 'પરા-', 'કરાર' વગેરેમા લગોલગ બે રકાર સચવા રહ્યા છે

સરિજ્જલ'> 'સઇજ્જલ',>'સઇજ્જલ' > 'સેજલ', 'સેજળ'

'પરિબ્રહ્મ', પ્રા ગુજ. 'પૈબ્રહ્મ'

આ બે ચતુ ક્ષર શબ્દોમા સયુક્ત વ્યજન પૂર્વેના 'રિ'માથી રકાર વ્યવધાને આવેના પાછળના ળકાર–રમા-ને કારણે લોપાયો છે આને અનુસરીને 'પરિમલ'નુ 'પઇમલ' દ્વારા 'પેમળ' થવુ જોઈએ (અને પ્રાચીનમા 'પ્રેમળ' મળે પણ છે), તેને બદલે 'પીમળ' થયુ છે.

અર્વા ગુજ.મા 'અગત' (<'અગગત'), 'દિનાનાથ' (<'દીનના નાથ') વગેરે જાણીતા છે

---

૨ 'પુરાની રાજસ્થાની' (તેસ્સિતોરિ—અનુવાદ., નામવરસિંહ), § ૩૦

૩ 'સત્તરમા શતકના પ્રાચીન ગુજરાતી કાવ્ય' (સાંડેસરા), શબ્દકોશ 'પૈબ્રહ્મ' નીચે

# કેટલાંક દ્વિરુક્ત આખ્યાતિક અંગો

## (ફાંફાં, ફંફોળવું, ફફોસવું, કકડવું)

૧ જોડણીકોશમાં 'ફાંફાં' શબ્દ નીચે આ પ્રમાણે આપેલું છે

'ફાંફાં' (રવા૦) ડાફોરિયાં, (૨) વલખાં, મિથ્યા પ્રયત્ન.

આમ જોડણીકોશ આ શબ્દને રવાનુકારી ગણે છે એનું પ્રાચીન ભૂમિકામાં કોઈ પૂર્વરૂપ હોવાની સંભાવના જ તેણે છેડી નથી અને 'ફાંફાં મારવાનો' જે અર્થ છે તે જોતાં 'ફાંફાં'ને રવાનુકારી માનવા કોઈ પણ લલચાય 'ફોગટ, ફાલતુ, ફોક, ફાસુ', (કદાચ 'ફગાવવું, ફેંકવું, ફીકું, ફીસું' જેવા પણ) વગેરે પરથી આદિ ફકાર સાથે નિરર્થકતાના ભાવનું કાંઈક સાહચર્ય—તેની આછી અર્થછાયા આપણા મનમાં બંધાયેલી છે દ્વિરુક્તિની ક્રિયા આવર્તન સૂચવવાનું સહજ અને જાણીતું સાધન છે એટલે ધ્વનિદૃષ્ટિએ 'ફાંફાં' શબ્દ વારંવાર થતા ને તોય નિષ્ફળ રહેતા પ્રયત્નને માટે બરોબર વ્યંજક લાગે છે એ શબ્દના ધ્વનિ તેના વાચ્યાર્થના જાણે કે પ્રતીક છે

૨ પણ બીજી જે સામગ્રી મળે છે, તે જોતાં 'ફાંફાં'ની પ્રકૃતિ મધ્યમ ભારતીય-આર્યમાં મળે છે એમ કહી શકાય 'ફાંફાં' ઉપરાંત ક્યાંક 'વાંફાં' એવું ઉચ્ચારણ પણ સંભળાય છે. અને એ મૂળરૂપ લાગે છે સારૂપ્ય દ્વારા 'વાંફાં' પરથી 'ફાંફાં' થાય.

| | |
|---|---|
| સં 'દણ્ડ' (+ 'ક') | પ્રા. 'ડંડય' ગુજ 'ડાંડો' |
| સં. 'દાડિમ' | 'ડાડમ' (શામળ) |
| પ્રા 'પોપ્ફલ' (સં. 'પૂગફલ') | ગુજ 'ફોફળ' |
| સં 'વિભૂતિ' | હિન્દી 'ભભૂત' |
| પ્રા 'ચુચ્છ' (સં તુચ્છ) | પ્રા 'છુચ્છ' |
| પ્રા 'વિબ્ભલ' (સં 'વિહ્વલ'), | પ્રા અપ. 'ભિબ્ભલ' |
| સં 'બિમ્બિસાર' | પ્રા 'ભિમ્ભિસાર' |

આ સૌની જેમ 'વાંકાં'ના ઉત્તરવર્તી વ્યંજનની અસર નીચે પૂર્વવર્તી વ્યંજન સારૂપ્ય પામી બંને સમાન બન્યા છે. આમાં ઉપર સૂચવેલી આદિ કકારની ધ્વનિદ્વિરુક્તિની અર્થસૂચકતાનું એને પોષણ પણ મળ્યું હોય.

૩. 'વાંકાં'નો સંબંધ પ્રા. ધાતુ 'વાવંક્' સાથે હોય એ ઘણું સંભવિત લાગે છે. હેમચંદ્ર (પ્રાકૃત વ્યાકરણ ૪, ૬૮) 'વાવંક્'નો 'શ્રમ કરવો' એવો અર્થ નોંધે છે, અને તેના પરથી બનેલું કર્તૃવાચક વિશેષણ 'વાવંકિર' તેના કુમારપાલચરિત્રમાં વપરાયેલું છે. 'વાવંક્'નો મધ્યવર્તી વકાર લુપ્ત થતાં 'વાઅંક્' થાય. પછી સમીપસમીપ રહેલા સ્વરોનો સંકોચ અને વ્યંજન સંયોગના પૂર્વવર્તી દીર્ઘ સ્વરની હ્રસ્વતા એ વલણોને અનુસરી 'વંક્'—સિદ્ધ થાય. તેના પરથી ક્રિયાવાચક નપુંસકલિંગ નામ 'વાકું' બહુવચન 'વાકાં'. બીજી સંભાવના નીચે દર્શાવ્યા પ્રમાણે 'વાવંક્'ના મૂળરૂપ 'વંક્', ઉપરથી 'કાંકાં' થયો હોવાની છે.

૪. ગુલુગુંછ-, ટિરિટિલ્લ-, ધુરુકુંડ્-, દલવટ્ટ-, મુસુમૂર્-, વગેરે ઘણા માધ્યમિક ભારતીય-આર્ય ધાતુઓનો પિંડ સંકુલ સ્વરૂપનો અને વધારે સાદા મૂળરૂપ ઉપરથી સિદ્ધ થયેલો હોવાની આપણને દૃઢ શંકા રહે છે. વાવંક્- પણ આ રીતે સાદા સ્વરૂપનો જણાતો નથી. ક્રિયાનું પૌનઃપુન્ય કે આવર્તન સૂચવવા સંસ્કૃતમાં સધાતા નીચેનાં અંગો જુઓ :

વન્દ્ ઉપરથી વાવન્દ્
નન્દ્ ,, નાનન્દ્
ગગ્ ,, જાગગ્
લટ્ ,, લાલટ્
લસ્ ,, લાલસ્

આ સાદૃશ્યે 'વાવંક્' મૂળે 'વંક્' પરથી સાધિત અંગ હોય. જો કે પ્રાકૃત કોશમાં 'વંક્'ના 'ઇચ્છવું' અને 'પાછા ફરવું' એ બે અર્થો જ નોંધાયા છે. ઉપરાંત 'વંકિઅ-'નો દેશીનામમાલામાં 'ખાધેલું' એવો અર્થ નોંધાયો છે. પણ 'પ્રયાસ કરવો' એવા અર્થમાં 'વંક્' પ્રયોજાયો હોવાનું મળતું નથી. સંસ્કૃતમાં 'વઙ્ક્'='જવું', 'મારવું' કોશોમાં મળે છે. પણ એ પ્રા. 'વંક્' 'પાછા ફરવું', 'ખાવું' પરથી પ્રતિઘડતર દ્વારા સધાયો હોવાનો સંભવ છે.

૫. 'કંકોળવું'='ઊંચું નીચું કે ફેરફેર કરીને બોલ્યા કરવું' એ શબ્દ પણ 'કાંકાં' સાથે સંકળાયેલો છે.

| | |
|---|---|
| ફગવવુ, ફગાવવુ . | ફગોળવુ |
| ઝમકાવવુ • | ઝમકોળવુ |
| હીંચવુ : | હીંચોળવુ |
| ડોવુ ( ડહોવુ ) . | ડહોળવુ |
| ડખો | ડખોળવુ |

વગેરેની જેમ '–ઓળ' ('–ઓગ') પ્રત્યય દ્વારા વિસ્તાર થતા 'વફ્–' પરથી 'વફોલ–', તે પરથી 'ફ ફોળવુ' બને છે 'વાવફ' શ્રમ કરવો' એ અર્થ 'ફાફા'મા 'મિથ્યા શ્રમ' એવુ પરિવર્તન પામ્યો, તેમ 'ફ ફોળવુ'મા તે 'શ્રમપૂર્વક શોધવુ ' એ રીતે રૂઢ થયો ' ફ ફોળવ 'ની ધ્વનિપ્રતીમ્તા પણ તરત નજરે ચડે તેવી છે 'ફાફા' અને 'ખોળવુ'ના ધ્વનિ ને અર્થના સસ્કારોનુ' 'ફ ફોળવુ'મા મિશ્રણ થયુ હોવાની છાપ આપણા મન પર છે સરખાવો સમાનાર્થ 'ખાખાખોળા કરવા', 'ખોળાખ ખોળા કરવા' 'ખોળાઢ ઢોળા કરવા'

૬ 'ફ ફોળવુ'ના જેવો બીજો એ જ અર્થના 'ફ ફોસવુ' છે જેમ ફગાવવુ' ઉપરથી 'ફગોળવુ' ('ફગોળવુ')ને 'ફ ગોટવુ, તેમ 'ફાફા'ના મૂળરૂપ ધાતુ ઉપરથી 'ફ ફોળવુ'ને ફ ફોસવુ' થયેલા માનના આપણે લલચાઈએ તો તે સ્વાભાવિક છે પણ '–ઓટ' પ્રત્યય દ્વારા વિસ્તારિત ધાતુઓ જેમ આપણને મળે છે—'ઝ્ઝોટવુ' (ઝ્ઝ), રાખોટવુ' (રાખ), 'ખાખરોટવુ' ( ખાખરો ? ), હાકોટવુ' ( હાક) વગેરે[1]—તેમ '–ઓસ' પ્રત્યયથી વિસ્તાર થવાના ઉદાહરણ નથી મળતા, એટલે જોડણીકોશે સૂચવ્યુ છે તેમ 'ફ ફોસવુ'નો પ્રાકૃત 'ફુસ– (સ 'સ્પૃશ– )–' અડકવુ સાથે સબધ હોય

૭ પ્રા ફુસ–' પરથી ફ ફોસવુ' કેવી રીતે ઘડાયો તેનો વિચાર કરતા દ્વિરુક્તિને આધારે સિદ્ધ થયેલા કેટલાક ગુજરાતી ધાતુઓ તરફ આપણુ ધ્યાન દોરાય છે એ ધાતુઓ વારવાર કે તીવ્રતાપૂર્વક થતી ક્રિયા સૂચવતા મૂળ ધાતુનો આદ્ય વ્યજન દ્વિરુક્ત અને સાનુસ્વાર કરે છે દ્વિરુક્તિનો સ્વર 'અ' છે ઉદાહરણો .

| | |
|---|---|
| ખેરવુ | ખ ખેરવુ |
| ખોરવુ | ખ ખોરવુ |
| ખોળવુ | ખ ખોળવુ |
| સં ક્ષાલ્, પ્રા ખાલ્ | ખ ખાળવુ |
| છેડવુ | છ છેડવુ |

૧ સમેટિયો' (બગસી) એ નામમા પણ ઓટ' પ્રત્યય જણાય છે તાબોટો,' 'નખોટો,' 'તાપોટો', 'ભાકાટો' વગેરેમા પણ એ હોવા સભવ છે

| | |
|---|---|
| ફેડવુ | ફફેડવુ[૨] |
| ભરવવુ ( ભેગવુ ) | ભભેગવુ |
| ઝૂડવુ | ઝઝોડવુ (પ્રાચીન) |

આ ઉપરાંત 'ડંડોળવુ' (પ્રાતીપ, સં ડહોળવુ—ડોળવુ), 'ડંગળી' (ડોળિયો), 'ઝઝેડવુ' (મર 'ઝડી,' 'ઝાડવુ, ઉઝેડવુ', વગેરે પણ આવી પ્રક્રિયાના ફળરૂપ હોય.[૩] એ જ રીતે 'ફોસવુ' (સગ. 'ફોસલાવવુ) પરથી 'ફફોસવુ' સિદ્ધ થાય 'વારંવાર સ્પર્શ કરવો—ફેરવી ફેરવી, ઉપર નીચે કરી, આઘુપાછુ કરી ગોઘવુ તપાસ કરવી' એમ અર્થવિકાસ સમજી શકાય

૮ 'ફફોસવુ' ને 'ફફોળવુ' ઉપરાંત જોડણીકોશ એ જ અર્થનો 'ભભોળવુ'='ગોઘવુ', 'ફાફા મારવા' નોંધે છે આ ફફોળવુ'નો જ કોઈ કારણે થયેલો ઉચ્ચારણભેદ છે કે સ્વતંત્ર રીતે નિષ્પન્ન થયેલો શબ્દ છે તે કહી શકાતુ નથી એ સાચો હોય તો 'ખખોળવુ', 'ફફોળવુ', 'ભભોળવુ' એમ ત્રણ સમાનરૂપ અને સમાનાર્થ ધાતુ થયા

૯. અહીં સુધી જે ધાતુઓનો વિચાર કર્યો તેમા રહેલો ધ્વનિ અને અર્થનો વિશિષ્ટ સંવાદ નજરે ચડ્યા વિના નહીં રહે તેમાના ઘણાખરામા આદ્ય અક્ષર (પૂર્ણ કે અંશત, સાનુસ્વાર કે નિરનુસ્વાર) દ્વિરુક્ત થયો છે અને તેમના અર્થમા કોઈક સ્વરૂપમા ક્રિયાનુ પૌનઃપુન્ય રહેલુ છે આથી ધાતુની આદ્યાક્ષર દ્વિરુક્તિ આપણા ચિત્તમા વારંવારની ક્રિયા સાથે સંકળાઈ ગઈ છે આ દૃષ્ટિએ આદ્યાક્ષરની દ્વિરુક્તિ વાળા બધા ગુજરાતી ધાતુઓનો વિચાર કરવા જેવો છે તેમાથી કોઈ એવા પણ નીકળે કે જેમનુ અત્યારનુ દ્વિરુક્ત આદ્યાક્ષરવાળુ સ્વરૂપ આવૃત્તિ અભિવ્યક્ત કરવાના હેતુથી ન સધાયુ હોય—તે ધ્વનિપરિવર્તનના અન્ય બળોની પ્રવૃત્તિનુ પરિણામ હોય

'ચચવાળવુ 'ને આવા ધાતુના ઉદાહરણ લેખે ટાળી શકાય તેના મૂળમા મ. 'ચચ્ચુ—('ધીમે ધીમે ચાચમા મમળાવવુ', 'ચાચ ફેરવવી', 'આછુ આછુ પપાળવુ') શબ્દ છે. સ્વરૂપે 'ફફોળવુ' વગેરેને મળતો હોવા છતા તેનુ ઘડતર જુદી જ રીતે થયેલુ છે

---

૨ ફોડી ફફેડી નાખવુ=તોડી ફોડી નાખવુ

૩ 'પપાળવું'નો 'પાળવુ' સાથે જોડણીકોશે સૂચવેલો સબંધ બેસતો નથી ફફેરવુ' ('વાહી ફફેરી લાવસુ'—સુડાબહોતેરી ૫૨, ૧૫૯, ૧ )='સમળાવવુ' 'ફોસલાવવુ' પણ આવા ઘડતરનો હોય.

'મમળાવવું' વળી એક જુદી જ દિશામાં આપણને લઈ જાય છે. તેના મૂળમાં પ્રાકૃત 'મલ્'='મર્દન કરવું' હોવાનો ઘણો સંભવ છે. પણ તે આ 'મલ્'ની આદ્યાક્ષર-દ્વિરુક્તિથી સિદ્ધ થયો હોવાનું ન કહી શકાય કેમ કે ગુજરાતીમાં એવા સંખ્યાબંધ ધાતુઓ કે ઇતર શબ્દો છે જેમાં આખો દ્વિ-અક્ષરી ધાતુ દ્વિરુક્ત થયો હોય, અને પછી તેમાંથી પૂર્વાશનો દ્વિતીય અક્ષર લુપ્ત થઈ, દ્વિરુક્ત આદ્યાક્ષરવાળું સ્વરૂપ સિદ્ધ થયું હોય. ઉદાહરણો :—

| | | |
|---|---|---|
| કડકડવું | > | કકડવું |
| કરકરુ | > | કકરુ |
| કળકળવું | > | કકળવું |

અને તે જ પ્રમાણે 'ખ(ડ)ખડવુ', 'ખ(ર)ખરવુ,' 'ખ(ળ)ખળવું', 'ગ(ડ)ગડવુ', 'ગ(ણ)ગણવું', 'ગ(ળ)ગળવું,' 'ઘ(ર)ઘરવું', 'ચ(ણ)ચણવુ', 'ચ(ર)ચરવું', 'છ(ણ)છણવું', 'ઝ(ણ)ઝણાટ', 'ટટળવુ,' (સર. ટળવુ, ટળવળવુ), 'ઠ'(ણ)ઠણવુ', 'ઢઢળવુ' (સર. ઢળવું), 'ઢ(ણ)ઢણવુ', 'ત(ડ)તડવુ, 'થ(ર)થરવુ', 'દ(ડ)દડવું' 'ધ(ડ)ધડાવવું,' 'ધ(ણ)ધણાવવું,' 'પ(ડ)પડાટ,' 'ફ(ડ)ફડવું,' 'ફ(ળ)ફળવુ', 'બ(ડ)બડબવું,' 'ભ(ડ)-ભડવું,' 'ર(ડ)રડવું,' 'સ(ડ)સડવુ', 'સ(ણ)સણવુ'.

આમાંનાં મોટા ભાગના શબ્દો રવાનુકારી છે અને ઘણાખરાની બાબતમાં બંને રૂપો ચાલુ વપરાશમા છે. 'મમળાવવુ' રવાનુકારી નથી, ને ચાલુ વપરાશમાં પણ તેનું એક જ સ્વરૂપ છે. પણ 'ટટળવુ', 'ઢઢળવુ' પણ રવાનુકારી ન હોવા છતાં અને તેમનું એક જ સ્વરૂપ વપરાશમા હોવા છતા સ્પષ્ટપણે ઉપરની રીતે જ સધાયા છે, ને 'લ(ડ)થડવુ' જેવામા પણ ઉક્ત પ્રક્રિયા જ કામ કરે છે. એટલે 'મળમળાવવું' પરથી 'મમળાવવું' સધાયો હોવાનું ખૂબ સંભવિત જણાય છે. અહીં એ પણ યાદ રાખવાનુ છે કે આવા કેટલાક દ્વિરુક્ત ધાતુઓનું માત્ર બંને અક્ષરની દ્વિરુક્તિવાળું રૂપ જ પ્રચલિત છે, દ્વિતીયાક્ષરના લોપવાળું નહીં: 'ધગધગવુ', 'બળબળવું', 'કિલકિલ', 'મઘમઘવું', વગેરે.

બીજા કેટલાક 'ઢઢોળવું', 'ઘઘલાવવુ', 'પપલાવવુ' 'પંપાળવું', જેવા પણ દ્વિરુક્તિથી સધાયા હોવાનો સંભવ છે.

૧૦. આગલા પરિચ્છેદમાં આપેલા શબ્દો પરથી એ પણ ફલિત થાય છે કે 'ફંફોસવું', 'છંછેડવુ' વગેરેમા મૂળના આદ્ય વ્યંજનને સાનુસ્વાર દ્વિરુક્ત કરી

(દ્વિરુક્તિનો સ્વર 'અ') આવર્તનવાચક અંગ સાધવાનો જેમ એક પ્રકાર ઉદાહૃત થયો છે, તેમ 'ફફડવું', 'ટટળવું', 'મમળાવવું' વગેરેમાં આખા ધાતુને દ્વિરુક્ત કરી આવર્તનવાચક અંગ સાધવાનો બીજો પ્રકાર આપણને મળે છે, મતલબ કે આ બંને પ્રકારો અપભ્રંશભૂમિકાથી પ્રચારમાં આવ્યા હોય, 'ધગધગ', 'થરહર્', 'કડકડ', 'હસહસ્', 'કિલકિલ્', 'ઘુરુહુર્', 'કસમસ્', 'તડયડ્', 'ધવધવ્', 'મહમહ' વગેરે અનેક અપભ્રંશમાં સામાન્ય વપરાશમાં છે એ ઉપર્યુક્ત બીજા પ્રકારના પુરોગામીઓ છે.

વળી પ્રાકૃતમાં 'ઢઢુલ્લ્' ધાતુ ભ્રમણ કરવું'ના અર્થમાં છે. પ્રા. 'ઢોલ્લ'નો મૂળ અર્થ 'પ્રેમી' 'નાયક' નહીં, પણ ભ્રમણશીલ' હોવાની ઘણી શક્યતા છે આ જોતાં 'ઢુલ્લ્ ઉપરથી પૌનઃપુન્યના અર્થમાં પ્રાકૃતમાં 'ઢઢુલ્લ્' મધાયો હોવાનું માની શકાય (ઉપરાંત 'જજ્જાહિ' = 'જા જા' એવું એક દ્વિરુક્ત રૂપ અપભ્રંશમાં આજ્ઞાર્થમાં વપરાયું છે) એટલે 'ખખાળવું' જેવાનું અંગ મં 'ક્ષાલ'ના અપભ્રંશ 'ખાલ્' ઉપરથી દ્વિરુક્ત 'ખખાલ્' બનીને સધાયું હોય

૧

# ગુજરાતી ભાષાનાં પ્રેરક આખ્યાતિક અંગો

## પરિભાષા

ગુજરાતી અહીં મુખ્યત્વે તેનુ માન્ય રૂપ લક્ષમા લીધુ છે. ક્યાક ક્યાક પ્રાદેશિક પ્રયોગોની પણ નોધ લીધી છે

કર્તૃપ્રધાન active, કર્મપ્રધાન passive, ભાવપ્રધાન reflexive

સાદુ અગ, પ્રેરક અગ, પ્રથમ પ્રેરક અગ, દ્વિતીય પ્રેરક અગ કેટલાક ક્રિયાપદમા ક્રિયાનુ ફળ કર્તા ભોગવે છે, કેટલાકમા, ક્રિયા કરનાર એક, ને ક્રિયાનુ ફળ ભોગવનાર બીજુ હોય છે, તો કેટલાકમા ક્રિયા કરનાર, બીજા દ્વારા ત્રીજાને ક્રિયાનુ ફળ ભોગવાવે છે ગુજરાતીમા કેટલાક આખ્યાતિક ધાતુ એવા છે જેમા ઉક્ત પહેલા પ્રકારનુ વાચક અગ મૂળ છે, અને તે પરથી બીજા ને ત્રીજા પ્રકારના અગ સિદ્ધ થાય છે, તો કેટલાકમા પહેલા પ્રકારના વાચક મૂળ ઉપરથી માત્ર બીજા પ્રકારનુ અગ સિદ્ધ થાય છે આમા મૂળ અગ તે 'સાદુ', તેના પરથી એક જ પ્રકારનુ અગ સાધિત હોય તો તે 'પ્રેરક', બે પ્રકારના સાધિત હોય તો પહેલુ તે 'પ્રથમ પ્રેરક' ને બીજુ 'દ્વિતીય પ્રેરક'

પરપ્રત્યય · suffix (પ્રત્યય = affix, પૂર્વપ્રત્યય = prefix અત પ્રત્યય = infix)

## ટાંકેલા શબ્દોની જોડણી

ઇકારને માટે તેમ જ ઉકારને માટે કેવળ એક જ ચિહ્ન—હ્રસ્વ ચિહ્ન રાખ્યુ છે. 'ચર', 'પડ' વગેરે 'ચર્' 'પડ્' એટલે કે વ્યજનાત સમજવા. 'ઉથલાવ' જેનામા 'થ' સ્વરરહિત (=થ્) દર્શાવ્યો છે આવશ્યક લાગ્યુ ત્યા અર્ધવિવૃત્ત ઓકાર અને અનુનાસિક અલગ ચિહ્નથી દર્શાવ્યા છે

## સધિ

રૂપરચનામા અગ અને પ્રત્યયમા થતા ફેરફાર બે પ્રકારના છે . આદેશમૂલક અને સંધિમૂલક પ્રેરક પ્રત્યય લાગતા નીચેના સધિમૂલક ફેરફારો થાય છે

૧ આ + આ = આ.

૨ એકાક્ષરી સાદા અંગોના સ્વર તરીકે, અને દ્વિ–અક્ષરી સાદા અંગોના પહેલા સ્વર તરીકે રહેલા 'આ'ને સ્થાને તેમના પ્રેરક અંગોમાં 'અ' છે.

૩. દ્વિ–અક્ષરી સાદા અંગોના બીજા સ્વર તરીકે રહેલા 'અ' કે 'આ'ને સ્થાને તેમનાં પ્રેરક અંગોમાં કશું હોતું નથી—એટલે કે એ 'અ' કે 'આ' લુપ્ત છે

૪. સાદા અંગોના પહેલા સ્વર તરીકે રહેલા સાનુનાસિક 'આ' (= 'આઁ')ના અનુનાસિકને સ્થાને તેમના પ્રેરક અંગોમાં 'આ'ના પરવર્તી વ્યંજનના વર્ગનો નાસિક્ય વ્યંજન છે 'આ'ને સ્થાને નિયમ ૨ પ્રમાણે 'અ' છે.

## આખ્યાતિક અંગો

ગુજરાતી આખ્યાતિક અંગોમાં

૧. સાદા, તેમના ઉપરથી (પ્રથમ) પ્રેરક અને તેમના ઉપરથી દ્વિતીય પ્રેરક;

૨ સાદા ઉપરથી કર્મપ્રધાન (કે ભાવપ્રધાન), અને (પ્રથમ) પ્રેરક તથા દ્વિતીય પ્રેરક ઉપરથી કર્મપ્રધાન;

૩. સાદા, પ્રેરક અને દ્વિતીય પ્રેરકના કર્તૃપ્રધાન અને કર્મપ્રધાન (કે ભાવપ્રધાન) પ્રકારો ઉપરથી ભવિષ્ય,

એ જાતની રચના છે. આમાંથી અહીં (પ્રથમ) પ્રેરક અને દ્વિતીય પ્રેરક અંગોની રચનાનું પૃથક્કરણ કર્યું છે.

## (પ્રથમ) પ્રેરક અંગો

પ્રેરણાર્થ દર્શાવવાની રીતને અનુસરીને (પ્રથમ) પ્રેરક અંગોના ત્રણ પ્રકાર છે :

૧. કેવળ વર્ણાદેશથી પ્રેરણાર્થ દર્શાવતા.

૨ સાથોસાથ વર્ણાદેશ અને પરપ્રત્યયથી પ્રેરણાર્થ દર્શાવતા

૩. કેવળ પરપ્રત્યયથી પ્રેરણાર્થ દર્શાવતા

### ૧. કેવળ વર્ણાદેશવાળાં પ્રેરક અંગો

આ પ્રકારમાં સાદા અંગના અમુક વર્ણ કે વર્ણોને સ્થાને ઇતર વર્ણ કે વર્ણો હોય છે. જુદાજુદા વર્ણાદેશને અનુસરીને આ પ્રકારના પ્રેરક અંગોના ૭ વર્ગ છે

(૧) સાદા અંગના 'અ' ને સ્થાને 'આ' વાળા

(૨) 'અ' ને સ્થાને 'એ' વાળા

(૩) 'ઇ' ને સ્થાને 'આ' વાળા

(૪) 'ઉ' ને સ્થાને 'આ' વાળા

( ૫ ) ‘આટ્’, ‘ઇટ્’, ‘ઉટ્’, કે ‘ઑટ્’ને સ્થાને અનુક્રમે ‘આડ્’, ‘એડ્’ ‘ઓડ્’ કે ‘ઑડ્’ વાળાં

( ૬ ) ‘ઉઁ’ ને સ્થાને ‘ઑ’ તથા અંત્ય ‘આ’ નો લોપ.

( ૧ ) ‘અ’ ને સ્થાને ‘આ’ વાળાં ( ૨૮ અંગો )

| | | | |
|---|---|---|---|
| પડ—પાડ | નમ—નામ | ચર—ચાર | ગળ—ગાળ |
| | | ઠર—ઠાર | ટળ—ટાળ |
| | | ડર—ડાર | ઢળ—ઢાળ |
| | | તર—તાર | બળ—બાળ |
| | | મર—માર | વળ—વાળ |
| | | સર—સાર | |
| ઉઘડ—ઉઘાડ | | ઉગર—ઉગાર | ઉકળ—ઉકાળ |
| ઉપડ—ઉપાડ | | ઉતર—ઉતાર | ઉછળ—ઉછાળ |
| બગડ—બગાડ | | પસર—પસાર | ઉલળ—ઉલાળ |
| વગડ—વગાડ | | સુધર—સુધાર | ઑગળ—ઑગાળ |
| | | ઉધર-ઉધાર | પલળ—પલાળ |
| | | | પિગળ—પિગાળ |
| | | | પ્રજળ—પ્રજાળ |

( દબ )—દાબ, ( ખળ )—ખાળ, ઉખડ—( ઉખાડ ) ને ઉખળ—( ઉખાળ ) એ જોડીઓમાં કૌસમાં મૂકેલાં અંગો વ્યાપક ન હોવાથી તેમને ઉપર નોંધી નથી. ‘વિસર’—‘વિસાર’માં ‘અ’—‘આ’ એવો વર્ણાદેશ છે ખરો, પણ અર્થ જોતાં ‘વિસાર’ એ ‘વિસર’નુ પ્રેરક નથી.

( ૨ ) ‘અ’ ને સ્થાને ‘એ’ વાળા ( ૬ અંગો )

ઉખડ – ઉખેડ, ઉછર – ઉછેર, વિખર – વિખેર, ઉકલ – ઉકેલ, ઉખળ – ઉખેળ, ઉબળ – ઉબેળ.

‘ઉચડ’ – ‘ઉચેડ’, ‘ઉજર’ – ‘ઉજેર’, ‘ઉધર’ – ‘ઉધેર’ પ્રાદેશિક છે.

( ૩ ) ‘ઇ’ ને સ્થાને ‘આ’ વાળું ( ૧ અંગ )

પિ – પા

(૪) 'ઉ' ને સ્થાને 'ઓ' વાળુ (૧ અગ)
ખુલ – ખોલ

(૫) 'આટ્', 'ઇટ્', 'ઉટ્' કે 'ઓટ્' ને સ્થાને 'આડ્', 'એડ્', 'ઓડ્' કે 'ઓડ્' વાળા (૭ અગ)

આટ → આડ ફાટ – ફાડ
ઇટ → એડ ફિટ – ફેડ
ઉટ → ઓડ છુટ – છોડ, તુટ – તોડ ફુટ – ફોડ, વછુટ – વછોડ
ઓટ → ઓડ ચોટ – ચોડ

(૬) 'ઇં' ને સ્થાને 'આં' તથા અત્ય 'આ' ના લોપવાળુ (૧ અંગ)
ટિંગા – ટાંગ

## ૨. વર્ણાદેશ તેમ જ પરપ્રત્યયવાળાં અગો

આ પ્રકારમા અવ' ને 'આડ' ૫ પ્રત્યય છે જુદાજુદા વર્ણાદેશ પ્રમાણે 'અવ' પ્રત્યયવાળા અગોના બે વર્ગ છે

(૧) સાદા અગના 'અ' ને સ્થાને 'એ' વાળા

(૨) સાદા અગના 'અ' ને સ્થાને 'આ' વાળા

(૧) 'અ' ને સ્થાને 'એ', તથા 'અવ' પરપ્રત્યયવાળા (૧૧ અગો):

ખડ–ખેડવ ખર–ખેરવ ભળ–ભેળવ ખસ–ખેસવ
ઠર–ઠેરવ મળ–મેળવ
ફર–ફેરવ સળ–સેળવ
સર–સેરવ હળ–હેળવ
ભરા–ભેરવ

'ભરા'ના પ્રેરકમાં અત્ય 'આ' નો લોપ થયો છે

(૨) 'અ' ને સ્થાને 'આ', તથા 'અવ' પરપ્રત્યયવાળુ (૧ અગ)
કર–°કારવ ('કરવુ–કારવવુ' વગેરેમા)

'સડ'–'સેડવ' વ્યાપક નથી આ જ પ્રકાર નીચે જુદા જ વર્ગમા મુકાય તેવા અ' ના 'ઓ' વર્ણાદેશવાળા નીચેના પાચ અગો સૌરાષ્ટ્રની કેટલીક બોલીઓ પૂરતા મર્યાદિત છે

ચડ–ચોડવ, દડ–દોડવ રડ–રોડવ, સડ–સોડવ, ખર–ખોરવ

'ઘસડ' ને 'ઘસેડ' બને 'ઘસરડ'ના પ્રાદેશિક ભેદો છે એવુ જ 'ઉતડ'–ઉતેડ' વગેરેનુ છે

### ૩ કેવળ પરપ્રત્યયવાળા અગો

જુદા જુદા પરપ્રત્યયો અનુસાર આ પ્રકારના અંગોના સાત વર્ગ છે પ્રત્યયો 'આવ', 'અન', 'રાવ'–'ડાવ', 'આડ', 'વાડ', 'આગ' ને 'એડ'

(૧) 'આવ' વાળા

'આવ' એ સૌથી વધુ પ્રેરક અગોમા રહેનો અને ઉત્પાદક પરપ્રત્યય છે ઇતર પ્રકારોની નીચે જે નોધ્યા છે, તે સિવાયના બધા સાદા અગોના પ્રેરક રૂપમા 'આવ' છે આગત સાદા અગોના પ્રેરકમા 'આ + આ = આ' એ સધિનિયમ પ્રવર્તે છે

'આવ'ના ઉદાહરણ

સાદુ અગ વ્યજનાત

| | | |
|---|---|---|
| અડ – અડાવ | ઉથલ – ઉથ્લાવ | આંક – અકાવ (= 'અંકાવ' અને એ જ પ્રમાણે અન્ય) |
| ઉડ – ઉડાવ | આથડ – અથ્ડાવ | ભાગ – ભગાવ |
| ઓક – ઓકાવ | ખખડ – ખખડાવ | વાંચ – વચાવ |
| આપ – અપાવ | પાથર – પથ્રાવ | માંજ – મજાવ |
| ચડ – ચડાવ | ભોગવ – ભોગ્વાવ | છાંટ – છટાવ |
| રાખ – રખાવ | વખાણ – વખણાવ | માંડ – મડાવ |
| જિત – જિતાવ | | કાંત – કતાવ |
| પુર – પુરાવ | | વાંદ – વદાવ |
| બોલ – બોલાવ | | બાંધ – બધાવ |
| | | ચાંપ – ચપાવ |
| | | હાંક – હકાવ |
| | | આંબ – અબાવ |
| | | સાંપડ – સંપ્ડાવ, વગેરે |

સાદુ અગ સ્વરાંત અકળા – અક્ળાવ, અટવા – અટ્વાવ, કરમા – કર્માવ. ગભરા–ગભ્રાવ, ભરમા–ભર્માવ, લલચા–લલ્ચાવ, શરમા–શર્માવ, સપડા–સપ્ડાવ.

ચિડા – ચિડાવ, છુપા – છુપાવ, ભરા – ભરાવ, મુંઝા – મુંઝાવ, રિઞા – રિઞાવ, લંબા – લંબાવ, લોભા – લોભાવ.

આ વર્ગનાં કેટલાંક સકર્મક સાદાં અંગોનાં પ્રેરકમાં ક્વચિત્ 'આવ'ને બદલે 'આવ્રાવ' / 'આવ્ડાવ' હોય છે : આપ – અપાવ્રાવ, કર – કરાવ્રાવ, નાખ – નખાવ્રાવ, પુછ – પુછાવ્રાવ, બાંધ – બંધાવ્રાવ, લખ – લખાવ્રાવ, વાંચ – વંચાવ્રાવ, વગેરે.

( ૨ ) 'અવ' વાળાં :

વ્યંજનાંત અંગોનાં પ્રેરક : ખાટ – ખટવ, ખિજ – ખિજવ, ખિલ – ખિલવ, ગાજ – ગજવ, ચગ – ચગવ, ચાલ – ચલવ, ચેત – ચેતવ, ઝગ – ઝગવ, થાક – થકવ, નાચ – નચવ, પત – પતવ, પાક – પકવ, ફગ – ફગવ, ફાટ – ફટવ, ફુલ – ફુલવ, બજ – બજવ, બાધ – બધવ, ભિંજ – ભિંજવ, ભુલ – ભુલવ, રિઝ – રિઝવ, રેલ – રેલવ, લાજ – લજવ, શિખ – શિખવ, સુક – સુકવ, હાર – હરવ.

નીચેનાં સ્વરાંત અંગોનાં પ્રેરકમાં અપવાદે 'આ' લુપ્ત થઈને 'અવ' લાગે છે: ઓલા – ઓલવ, ખિજા – ખિજવ, ચિડા – ચિડવ, ધરા – ધરવ, ભિંજા – ભિંજવ, મુંઝા – મુંઝવ, રિઝા – રિઝવ, રેલા – રેલવ, સુકા – સુકવ.

વિકલ્પે આ અંગોનાં "આવ" પ્રત્યયાન્ત પ્રયોજક અંગો પણ છે.

( ૩ ) 'રાવ' ને 'ડાવ' વાળાં :

'રાવ' ને 'ડાવ' વૈકલ્પિક પ્રાદેશિક ભેદો છે.

આ વર્ગમાં પ્રેરક પ્રત્યય પૂર્વે વકારાન્ત સિવાયનાં સાદાં અંગોનો વકારાન્ત આદેશ હોય છે. આ વર્ગ નીચે આવતાં પ્રેરક અંગોના પાંચ વિભાગ છેઃ

( ક ) એકાક્ષરી સ્વરાંત સાદાં અંગો વાળાં (૧૩ અંગો).

| | | |
|---|---|---|
| ખા – ખવ્રાવ | પિ – પિવ્રાવ | સુ–સુવ્રાવ |
| ગા – ગવ્રાવ | ખિ – ખિવરાવ્ | |
| મા – મવ્રાવ | | |
| દે – દેવ્રાવ | ખો – ખોવ્રાવ | |
| | જો – જોવ્રાવ | |
| લે – લેવ્રાવ | ડો – ડોવ્રાવ | |

ધો – ધોવ્‌રાવ
રો – રોવ્‌રાવ

( ખ ) કહે – મ્હેવ્‌રાવ, વહે – વહેવ્‌રાવ, સહે – સહેવ્‌રાવ

( ગ ) દોહ – દોવ્‌રાવ, લોહ – લોવ્‌ગાવ, નહા – નવ્‌ગાવ

( ઘ ) વકારાન્ત સાદા અંગોવાળા (૬ અંગો).
ચાવ – ચવ્‌રાવ, ધાવ – ધવ્‌રાવ, ફાવ – ફવ્‌રાવ, લાવ – લવ્‌રાવ, વાન – વવ્‌ગાવ, સિન – સિવ્‌રાવ

( ઙ ) શિખ – શિખ્‌ડાવ. આમા 'રાવ' વિકલ્પ નથી.

આ વર્ગના સાદા અંગોમાથી જે સકર્મક છે, તેમા કવચિત્ વિકલ્પે 'ડાવ્‌ગાવ'/'રાવ્‌ડાવ' પ્રત્યય હોય છે : ખા – ખવ્‌ડાવ્‌રાવ, પિ – પિવ્‌ડાવગાવ્, નહા – નવ્‌ડાવ્‌ગાવ, સુ – સુવ્‌ડાવ્‌રાવ, વગેરે.

( ૪ ) 'આડ' વાળા :

વ્યંજનાંત અંગો :

| | | |
|---|---|---|
| ટક – ટકાડ | ચાખ – ચખાડ | ઉગ – ઉગાડ |
| લટક – લટ્‌કાડ | દેખ – દેખાડ | જાગ – જગાડ |
| | | પોગ – પોગાડ |
| | | ભાગ – ભગાડ |
| | | લાગ – લગાડ |
| | | વળગ – વળગાડ |
| | | વાગ – વગાડ |
| ઉઘ – ઉઘાડ | પહોચ – પહોચાડ | ખુટ – ખુટાડ |
| સુંઘ – સુંઘાડ | બાઝ – બઝાડ | ઘટ – ઘટાડ |
| | સુઝ – સુઝાડ | ચાટ – ચટાડ |
| | | ચોંટ – ચોંટાડ |

| | | | |
|---|---|---|---|
| ઉઠ–ઉઠાડ | અડ–અડાડ | ઓઢ–ઓઢાડ | ફુંત–ફુંતાડ |
| | ઉડ–ઉડાડ | પોઢ–પોઢાડ | વિત–વિતાડ |
| વઢ–વઢાડ | ચિંધ–ચિંધાડ | ગમ–ગમાડ | જિવ–જિવાડ |
| | | જમ–જમાડ | ઘુસ–ઘુસાડ |

| | |
|---|---|
| પામ–પમાડ | નાસ–નસાડ |
| ભમ–ભમાડ | પેસ–પેસાડ |
| રમ–રમાડ | બેસ–બેસાડ |

'ઉભ'–'ઉભાડ', 'બાધ'–'બધાડ', 'શિખ–શિખાડ' જેવાં કેટલાક ઓછાં વ્યાપક પણ આ જ પ્રકારના છે. આ વર્ગ નીચે નોંધેલાં અંગોમાંથી કોઈ કોઈ અગના પ્રેરકમા પ્રદેશભેદે 'આડ' ને બદલે 'આવ' છે. ઊલટ પક્ષે માન્ય વપરાશનાં 'આવ' વાળા (ને તેથી આ વર્ગ નીચે નહીં નોંધેલાં) કોઈ કોઈ પ્રેરક અંગોમાં પ્રદેશભેદે 'આડ' છે.

પ્રદેશભેદે એકાક્ષરી સ્વરાન્ત અગોના 'આડ' વાળાં પ્રયોજક અગો મળે છે. 'આડ' પહેલા તેમનુ વકારાત રૂપ હોય છે: ખા–ખવાડ, ગા–ગવાડ, મા–મવાડ, પિ–પિવાડ, સુ–સુવાડ

સ્વરાંત અગો (૩ અંગ):

ટિંગા–ટિંગાડ, ભુસા–ભુંસાડ મંતા–મંતાડ

(૫) 'વાડ' વાળા (૨ અગો):

ભુલ–ભુલવાડ શિખ–શિખવાડ

(૬) 'આર' વાળા (૩ અગો):

વધ–વધાર, પેસ–પેસાર, બેસ–બેસાર

ઉપર 'આડ' નીચે નોંધેલાં એકાક્ષરી સ્વરાંત અંગોનાં પ્રાદેશિક પ્રેરક રૂપોમાં ક્યાક 'આડ'ને બદલે 'આર' હોય છે. જેમ કે સુ–સુવાર.

(૭) 'એડ' વાળું (૧ અંગ)

ખસ–ખસેડ

ઉપરના પ્રકારોમાંથી 'વાડ' લેતાં અંગો અકર્મક છે. 'આવ', 'રાવ'–'ડાવ' ને 'આડ' લેતાં અંગો સકર્મક અથવા અકર્મક છે. બાકીના પ્રત્યયો લેતાં અગો 'ચર', 'પિ', 'ચોંટ', 'મળ', 'કર' 'શિખ'ના અપવાદે બધાં જ અકમર્ક છે.

## દ્વિતીય પ્રેરક અંગો

કેટલાંક અકર્મક સાદાં અંગોનાં પ્રેરક ઉપરથી દ્વિતીય પ્રેરક બને છે. પરપ્રત્યય અનુસાર તેના બે પ્રકાર છે.

૧. 'આવ' / 'આડ' પરપ્રત્યયવાળાં

૨. 'રાવ' / 'ડાવ' પ્રત્યયવાળાં

'આવ' તથા 'રાવ' / 'ડાવ' પ્રત્યયવાળા પ્રથમ પ્રેરક પછી 'રાવ' / 'ડાવ' હોય છે, અન્યત્ર આવ'.

૧. 'આવ' / 'આડ' પ્રત્યયવાળા :

પાડ–પડાવ, ડાર–ડરાવ, ઉખેળ–ઉખેળાવ, ખોલ–ખોનાવ, ફાડ–ફડાવ ચોડ–ચોડાન, ફેરવ–ફેરવાવ, ઉઘાડ–ઉઘડાવ, વધાર–વધારાવ, ઓગાળ–ઓગાળાવ, ખસેડ–ખસેડાવ, વગેરે. ટાગ–ટગાવ, ટગાડ

આમા 'વધારાવ' ને 'ઓગાળાવ' એ ઉપર આપેના ત્રીજા સંધિનિયમના અપવાદ છે. કવચિત્ 'આવ' ને બદલે 'આવરાવ' હોય છે : પાડ–પડાવરાવ, ખસેડ–ખસેડાવરાવ, ખોલ–ખોનાવરાવ, ફડાવ–ફડાવરાવ, વગેરે

૨. 'ગાવ' / 'ડાન' પ્રત્યયવાળા

પ્રથમ પ્રેરકમાના 'ગાવ' પછી 'ડાવ' હોય છે, ને 'ડાવ' પછી 'ગાવ'.

ઉઠાવ–ઉઠાવડાવ; બનાવ–બનાવડાવ, ભોળાવ–ભોળાવડાવ, ચલાવ–ચલાવડાવ, શિખડાવ–શિખડાવરાવ; ધવડાવ–ધવરાવડાવ, નવડાવ–નવરાવડાવ; સુવડાવ–સુવરાવડાવ, વગેરે.

પ્રેરક અંગોના અહીં રજૂ કરેલા પૃથક્કરણ અને વ્યવસ્થા કોઈ કોઈ મુદ્દા અંગે દેખીતાજ વધુ વિચારણા માગી લે તેમ છે.

# કેટલાક ગુજરાતી પ્રત્યયો વિશે

## ૧. સબંધક ભૂતકૃદંતનો પ્રત્યય

૧ વૈદિક ભાષામાં સબંધક ભૂતકૃદંતના પ્રત્યયો .

સંસ્કૃત મળતા –ત્વી, –ત્વા, –ત્વાય; –ય (– યા), –ત્ય (–ત્યા).

વ્યાકરણકારોએ વધારાના આપેલા : –ત્વાનમ્, –ત્વીનમ્

સંસ્કૃતમાં –ત્વા (સાદા અંગ માટે), –ય (સોપસર્ગ અંગ માટે)

પણ લોકભાષામાં કેટલાક વૈદિક પ્રત્યયો પણ પ્રચારમાં

૨ પ્રાકૃતમાં સંબંધક ભૂ. કૃ ના પ્રત્યયોની વિપુલતા. મુખ્યત્વે :

'–ત્વ'ના વર્ગના . –ત્તા, –ત્તાણુ (–ત્તાણુ), –તૂણ (–તૂણ),
–ઊણ (–ઊણું); –ચ્ચા, –ચ્ચાણુ (–ચ્ચાણું),
–ત્તિ, –ઇવિ, –અવિ, –એવિ, –એપ્પિ, –એપ્પિણુ

'–ય'ના વર્ગના : –ય, –અ, –ઇય, –ઇયાણુ (–ઇયાણું), –યાણુ
(–યાણુ), –ઈ (–ઇ)

૩ આમાં 'ત્વ્'નો ચતુર્વિધ વિકાસ થયાનું જણાય છે: 'ચ્ચ' (તાલવ્યભાવ), 'ત્તુ' (સંપ્રસારણ), 'ત્ત' કે 'પ્પ' (સારૂપ્ય) આમાં 'ત્તુ' દાક્ષિણાત્ય બોલીઓની 'ત્ત' પૌર્વાત્યની, 'પ્પ' પાશ્ચાત્યની લાક્ષણિકતા હોય, જ્યારે 'ચ્ચ' તો માત્ર અનારનવાર પ્રયોજાયો છે

'–ચ્ચા' '–ચ્ચાણુ' (– ચ્ચાણુ') ના મૂળમાં, '–ત્વા', 'ત્વાન' હોવાનું ઘણા માને છે, પણ શ્વાર્ત્સશીલ્તને, 'ત્વ્ > '– ચ્ચ –' (કે 'થ્વ્' > 'ચ્છ', 'દ' > 'જ્જ', ધ્વ્' > 'જ્ઝ') એ પરિવર્તન નિરાધાર લાગે છે[1] પ્રા. તચ્ચ (તત્ત્વ), પિચ્છી (પૃથ્વી), ચચ્ચર (ચત્વર), ઝૂર્ (' ધ્વર્'

---

૧. જુઓ શ્વાર્ત્સશિલ્ત, એલ એ—નોટ્સ ઑન સમ મિડલ ઇન્ડો-એરિયન વર્ડ્ઝ ઇન -ત્સ્ (જર્નલ ઑવ દિ અમેરિકન ઓરિએન્ટલ સોસાયટિ ૭૭, ૧૯૫૭, પૃ ૨૦૩-૨૦૬

—સમ ફૉર્મ્ઝ એન દિ એબ્સોલ્યુટિવ ઇન મિડલ ઇન્ડો-એરિયન (જર્નલ ઑવ દિ અમેરિકન ઓરિએન્ટલ સોસાયટિ, ૭૭, ૧૯૫૬, પૃ. ૧૧૧-૧૧૪)

'-એપ્પિણુ' થયા. અસાધારણ ઘસારો સહીને તેમાંથી '-એવિ', '-ઇવિ', ક્વચિત્ વિશેષ પરિવર્તનથી '-અવિ' તથા '-એવિણુ' બધાયા. અપભ્રંશમાં '-એવિ', '-ઇવિ'નો પ્રચાર સર્વાધિક છે. અપભ્રંશ-પ્રભાવિત પ્રાકૃતમાં પણ ('પઉમચરિય', 'ધૂર્તાખ્યાન', 'લીલાવઈ' વગેરેમાં) તે ક્વચિત્ દેખાય છે. '-એપ્પિ', '-એપ્પિણુ' વિરલ અને પાછળથી લુપ્તપ્રાય

૭ અપભ્રંશમાં કાલિક પાછળના સમયથી '-ઇ' પણ પ્રચલિત થાય છે, અને ક્રમશઃ તેનો તથા 'ઇય', '-ઇઉ'નો પ્રયોગ વિસ્તરતો જાય છે. '-ઇ', '-ઇય' પાણિનીય સંસ્કૃતમાં સોપસર્ગ અંગને (વીરકાવ્યોના સંસ્કૃતમાં નિરુપસર્ગને પણ) લાગતા '-ય'માંથી નિક્ષેપ કે 'સમાનાકરણ'થી સધાયા છે. 'નમ્ય' પરથી 'નમિ' કે 'નમિય'. '-ઇઉ' પ્રત્યય હેત્વર્થના '-ઇતુમ્'નું પરિણામ છે. હિંદીમાં 'ઇ'વાળું રૂપ અને ગુજરાતીમાં '-ઇઉ' ઉપરથી 'ઇય' (પાછળથી જોડણી 'ઈ') દ્વારા આવેલું 'ઈ'વાળું રૂપ વ્યાપક બન્યું છે.

૮. પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતી જૈન પદ્યરચનાઓની ભાષામાં (વિશેષે તો છંદ પ્રાસ ઇત્યાદિ કારણે) 'એવિ', 'ઇવિ' અવારનવાર વપરાતો રહ્યો છે. જેમ કે

ભરતેશ્વર બાહુબલિઘોર (૧૧૬૫-૭૦): નમેવિ ધરેવિ ૧; દેવિ, ઠવેવિ ૨; કરેવિ, મેલેવિ ૬, સંભળેવિ ૧૩; સુણેવિ ૧૮; મોડિવિ ૩૦; દેખેવિણુ ૩૨; ધરેવિ ૩૭; હસેવિ, દેવિ ૩૮; લાગેવિ ૪૦; મનેવિણુ ૪૫; જાણેવિ ૪૬;

ભરતેશ્વર બાહુબલિ રાસ (૧૧૮૫): પણમેવી, સમરેવી નમવિ ૧, પેખવિ ૬૮;

જીવદયારાસ (આ ૧૨૦૦). ધરવિણુ ૪, ચિંતિવિ ૭, ભણેવિણુ ૨૮, ચિંતિવિ ૪૨, ચડિવિ ૪૬, જાણવિ ૪૯;

રેવંતગિરિરાસ (૧૨૩૧): પણમેવિ, સુમરેવિ ૧-૧, ભરિવિ ૩-૨, ઉદ્ધરેવિણુ ૩-૩ મિલ્હેવિ ૩-૫; ચડેવિ ૪-૧),

ગયસુકુમાલરાસ (આ ૧૨૪૪): પણમેવિણુ ૧, જાણવિ ૧૪, પણમિવિ ૨૪, સુમરિવિ ૨૬;

આબૂરાસ (આ. ૧૨૫૦): પણમેવિણુ ૧, નમિવિ ૧૦, જાયવિ ૨૦.

તે જ પ્રમાણે ૧૩મી ને ૧૪મી શતાબ્દીની અન્ય કૃતિઓમાં.

પંદરમી શતાબ્દીમાં 'ભરતેશ્વરચક્રવર્તીફાગ'માં (વંદવિ ૧, પેખવિ ૧૩)

સત્તરમી શતાબ્દીમાં 'ધર્મમૂર્તિગુરુફાગ'માં (વંદેવિ ૨) વગેરે

## ૨. કર્તૃવાચક પ્રત્યય '-નાર'

'મરનાર', 'તારણહાર' વગેરેમાંનો 'નાર', 'ણહાર' એ અંશ સં. '-કાર-' માંથી નિષ્પન્ન થયો છે. અપભ્રંશમાં '-ગાર-' કે '-ગારય-' (સં '-કર-', '-કારક-'), '-આર' અથવા '-યાર-' ને -આરય-' (સં '-કાર', '-કારક-') તેમ જ '-ગર-' (સં '-કર-') એ કર્તૃવાચક પ્રત્યયો પ્રચારમાં હતા, અને ક્રિયાવાચક તેમ જ ઇતર નામોને તે લગાડવામાં આવતા 'પુજ્જા-યારઉ' ('પૂજાકારક-ક') (મહાપુરાણ, ૧૯-૫-૧૧), 'વાણિજ્જારઉ' ('વાણિજ્યકારક') (મહાપુરાણ, ૧૮-૬-૧) 'ખયગારઉ' ('ક્ષયકારક'), પેસણગારી' ('પ્રેષણ-કારિકા'='દાસી'), (પઉમચરિઉ, સૂચિ) હેમચંદ્રમાં[1] 'વિચ્છોહગરુ' ('વિક્ષોભ-કર'='વિજોગ પડાવનાર') તથા 'વચ્ચયર' (='વચ્ચકા'), 'દીવયરુ'[2] (='દીપકમ્'), 'સંજીવયરુ' (=સજીવકમ્') વગેરે

અપભ્રંશના એ કર્તૃવાચક નામોનો અક્ષરશ અર્થ કરવામાં આવે તો 'ખયગારઉ' = 'ક્ષયનો કરનાર,' 'વિચ્છોહગરુ' = 'વિરહનો કરનાર', 'વચયર' = 'વચનાનો કરનાર' એવો અર્થ થશે, કેમ કે એ નામો, ક્રિયાવાચક નામ + કર્તૃવાચક પ્રત્યય, એ બે અંશના સમાસ દ્વારા બન્યા છે પણ સમાસ ન કરવો હોય તો ક્રિયાવાચક નામને ષષ્ઠીનો પ્રત્યય લગાડી પછી કર્તૃવાચક '-કા', '-ગારુ' લગાડવાથી પણ એ જ હેતુ સરશે

એ રીતે તારણહ + આર = 'તરણહાર' વગેરે અને પછી તો 'હાર' અંશ સ્વતંત્ર રીતે કર્તૃવાચક બની જતા સીધો તત્સમ પાલન' કે અર્ધતત્સમ 'સરજન' વગેરેને લગાડવામાં આવ્યો ને પાલનહાર', 'સરજનહાર વગેરે વપરાવા લાગ્યા આમ 'નહાર' (ણહાર') અંતવાળા કર્તૃવાચક નામોમાં રહેલો 'હ'કાર પ્રક્ષિપ્ત નથી, પણ અપભ્રંશ ષષ્ઠીનો પ્રત્યય છે

પણ -'નહાર' ('ણહાર) એ કર્તૃવાચક પ્રત્યય અર્વાચીન ગુજરાતીમાં, બોલચાલની ભાષામાં જીવંત નથી—ગમે તે આખ્યાતમાથી -નહાર' ('-ણહાર') અંતવાળા કર્તૃવાચકો સિદ્ધ કરી શકાતા નથી માત્ર કાવ્યભાષામાં અને ચાલુ વપરાશના તો 'પાલનહાર' 'તારણહાર', સરજનહા' જેવા ચાર-છ શબ્દોમાં જ

---

૧ પ્રાકૃત વ્યાકરણ ૩૯૬ (૧) તથા ૪ ૪૧૨

૨ આ બે શબ્દો સંદેશરાસકમાંથી છે અપ ના -યર' પ્રત્યય માટે જુઓ મારો લેખ 'અપભ્રંશ એજન્ટિવ્ઝ ઇન -યર-', 'ભારતીય વિદ્યા' સપ્ટે. ૧૯૪૫ પા ૧૯૭.

તે મળે છે, કૃદન્ત પ્રત્યય તરીકે તો '-નાર' ('-નારો') છે, જે ગમે તે આખ્યાતને ભવિષ્યવાચક કૃદંતો કે કર્તૃવાચક નામો સિદ્ધ કરવા માટે લગાડી શકાય છે 'જોનનાર,' 'રમનારો', 'ઉચકનાર' વગેરે. આ '-નાર' પ્રત્યય અપ '-ણહારુ'માંથી જ ઊતરી આવ્યો છે 'દોહણહારુ' પરથી 'દોહન્હાર' અને પછી 'દોહનાર', 'દેનાર' આમાં પ્રા. અપ. 'ણ' ગુજરાતીમાં જળવાઈ ન રહેતાં 'ન' બની જાય છે તે હકારવી સંપૃક્ત થઈ 'ન્હ' બની પછી હકાર લુપ્ત થતાં 'ન' રૂપે આવી રહે છે પ્રાચીન ગુજરાતીમાં 'દેણુહાર' 'દેણહારુ' 'કરણાહરુ' 'લેણાહરુ' 'પઢણાહરુ' 'જાણનહાર' જેવાં રૂપો મળે છે 'ણ્હ' > 'ન્હ' > 'ન' માટે સરખાવો

'કૃષ્ણ' 'કણ્હ' 'કાન્હ' 'કહાન', 'કાન'

'શ્લક્ષ્ણ' 'સણ્હઉ' ›'નાન્હો', 'નહાનો', 'નાનો'

એ જ ધોરણે 'ઊનુ'='ઉષ્ણ-', 'પાનો'='પ્રસ્નવ', 'તીનુ'='તીક્ષ્ણક' વગેરે આમ હકારના સંયોગે રહેલો પ્રા 'ણ' ગુજરાતીમાં 'ન' રૂપે મળવાનો નિયમ બાંધી શકાય તેને અનુસરીને 'દોહનાર' વગેરેમાં નકાર છે. 'તારણહાર' વગેરેનો હકાર લુપ્ત થયા પછી 'તારનાર' વગેરે નથી થતાં, પણ 'તારણહાર'નાં 'તારન્હાર' 'તારન્હાર' એમ ધ્વનિવિકાસ થયા પછી હકાર લોપ થતાં 'તારનાર' (વિસ્તારિત 'તારનારો') સિદ્ધ થાય છે

આની વ્યાપક ચર્ચા મરાઠી 'કરણાર', અવધી 'પાવનિહારા' વગેરેને લક્ષમાં લઈને કરવી જોઈએ

## ૩. ઉત્તરકાલીન મધ્યમ ભારતીય-આર્ય પ્રત્યય 'આણ-'

વચગાળાની તથા પાછળના સમયની મધ્યમ ભારતીય આર્યમાં અનેક સ્વામિત્વ-વાચક અનુગો અને પ્રત્યયો પ્રચારમાં હતા એમાંથી 'કેર', 'તણ', 'આર' અને 'ચ્ચ' પ્રાકૃત વ્યાકરણકારોએ છૂટક-છૂટક નોંધ્યા છે[1] પણ 'આણ' પ્રત્યય અત્યાર સુધી સાવ ધ્યાન બહાર રહી ગયો છે એમ

૧ હેમચન્દ્ર સિદ્ધહેમ ૮, ૨, ૧૪૭-૮, ૧, ૨૪૬, ૨, ૯૯, ૪૨૨ (૨૦), ૪ ૪૩૪; ૨, ૧૪' પીશેલ, ગ્રમાતિક દેર પ્રાકૃત સ્પ્રાખ્ન સ્ટ્રાસબુર્ગ, ૧૯૦૦, § ૧૫૬ તગારે, હિસ્ટોરિકલ ગ્રામર ઑવ અપભ્રંશ પૂના, ૧૯૪૮, §§ ૧૦૩-૪ સુકુમાર સેન હિસ્ટોરિકલ સિન્ટૅક્સ ઑવ મિડલ ઇન્ડો-એરિયન, § ૧૦૩ ૧૨ એ, ઇન્ડિયન લિંગ્વિસ્ટિક્સ, ૧૩ (૧૯૫૩), અંક ૩-૪, ૭૫-૬, ઇત્યાદિ

કહીએ તો ચાલે. 'તુજ્ઝાણઅ-' કે 'તુજ્ઝાણય-' (=તારું) એ અંગ ઈ. સ. ૭૭૮–૯ મા રચાયેલા પ્રાકૃત ચંપૂગ્રંથ કુવલયમાલામાં એક સ્થળે આવતા 'તુજ્ઝાણુઉં' શબ્દમાં રહેલું છે, અને એનું પૃથક્કરણ કરતાં 'તુજ્ઝ' (=બીજા પુરુષ સર્વનામનું ષષ્ઠી એક વચનનું રૂપ) અને '-ણઅ-' (કે '-ણય-')[2] અથવા 'અણઅ-' (કે '-અણય-')[3] એમ બે અંશો તારવી શકાય છે. પણ કુવલયમાલાના એ ભાગની ભાષા અપભ્રંશરંગી હોવા ઉપરાંત તેમાં સારી એવી અસ્પષ્ટતા છે, અને હજી હમણાં સુધી તો તેનો શાસ્ત્રીય પદ્ધતિએ સંપાદિત પાઠ પણ ઉપલબ્ધ ન હતો.[4] પણ આવા સંદિગ્ધ ને એકમાત્ર પ્રયોગને આધારે સ્વામિત્વવાચક '-ણઅ' (કે '-ણય-') અથવા '-અણઅ-' (કે '-અણય-') પ્રત્યય માની લેવો એ ઘણું વધારે પડતું ગણાય.

પણ પુષ્પદંતે ઈ. સ. ૯૫૭–૬૫માં રચેલા અપભ્રંશ મહાકાવ્ય મહાપુરાણ[5]માંની નીચેની પંક્તિઓ (૮૮, ૨૪,૫) આ સંબંધમાં ધ્યાન ખેંચે તેવી છે :

'ખદ્ધઉં જેહિં પિસિઉ મોરાણઉં, તેહિં ણ કિયઉ વયણુ મોરાણઉં'.

આમાંથી પહેલા 'મોરાણઉં' ઉપર 'એ' સંજ્ઞક હસ્તપ્રતમાં (આલ્સડોર્ફ) ટિપ્પણ છેઃ 'મયૂરસમ્બન્ધિત્', અને 'સિ' પ્રતમાં છેઃ 'મયૂરસ્ય'. એટલે કે 'મોરનું'. બીજા 'મોરાણઉં' ઉપરનું ટિપ્પણ છે : 'મમ સમ્બન્ધિ' (એ), 'મદીયમ્' (સિ). એટલે કે 'મારું'. આને આધારે આલ્સડોર્ફે ઉપર્યુક્ત પંક્તિઓનો 'જેમણે મયૂરમાંસ ખાધું, તેમણે મારું વચન ન પાળ્યું' એવો અર્થ કર્યો છે. છતાયે તેમને 'મારું' એવા અર્થમાં 'મોરાણઉં' શબ્દ વિલક્ષણ લાગ્યો. એટલે ટિપ્પણમાં તેમણે એવા અર્થનું કહ્યું છે કે "અહીં 'મોરાણય'નો અર્થ 'મદીય' હોય કે કેમ એ હું કહી શકતો નથી; એવો શબ્દ મારે અજાણ્યો છે." આ 'મોરાણઉં' ('મોર-'= 'મારું-' માંથી સાધિત) શબ્દની 'તુજ્ઝાણઉં' સાથે તુલના કરતાં સ્વામિત્વવાચક '-આણઅ-'

---

૨ આ. માસ્ટર, ગ્લિનિંગ્ઝ ફ્રોમ ધ કુવલયમાલા-કથા; બુલેટિન ઑવ ધ સ્કુલ ઑવ ઓરિએન્ટલ ઍન્ડ આફ્રિકન સ્ટડીઝ, ૧૩, (૧૯૫૦), ૪૧૧; મુનિ જિનવિજય ગાંધીનું —અપભ્રંશકાવ્યત્રયી, વડોદરા ૧૯૨૭, પ્રસ્તાવના, પૃ ૧૦૮.

૩ સ્વાર્સ્ફિલ્ડ, 'ધ પઝેસિવ ઍડ્જેક્ટિવ્ઝ ઈન લેટ પ્રાકૃત', જર્નલ ઑવ ધ રૉયલ એશિયાટિક સોસાયટિ, ૧૯૫૪, ૧૩૪

૪ પ્રસ્તુત અંશ આગળ ઉપર ટાંક્યો છે.

૫ આલ્સડોર્ફ, હરિવંશપુરાણ, હામ્બુર્ગ, ૧૯૩૬; પી. એલ. વૈદ્યના સંસ્કરણ (મુંબઈ, ૧૯૩૭-૪૧) પ્રમાણે ૮૮, ૨૪,૬

('આણુય') જેવો પ્રત્યય સ્વીકારવાની સંભાવના વધી જાય છે અને 'ગોરાણુય–' ='ગોરનું' એ પ્રયોગથી એને નવું સમર્થન પણ મળે છે અપભ્રંશ ગ્રંથોમાં અહીંતહીં અણધાર્યા નજરે ચડેલા કેટલાક અસંદિગ્ધ પ્રયોગોને આધારે હવે એ પ્રત્યય નિશ્ચિતપણે સ્વીકારવો પડે તેમ છે ઉપર નિર્દિષ્ટ કર્યા તે તેમજ ઇતર પ્રયોગો તેમના સંદર્ભ સાથે નીચે આપું છું

૧ તુજ્ઝાણઉँ (?) (પ્રત્યક્ષ રૂપ, એક વ નપું)= તારું' (૭૭૮–૯)

'તુજ્ઝાણઉ વંકુ ચલિત્તઉँ'[૬] (ઉદ્યોતનકૃત કુવલયમાલા, ૬૩૧૮)

આ જ પ્રમાણે 'ગોરાણઉँ' (૭) અને 'અમ્હાણઉ' (૧૦)માં '-આણઅ-' ('-આણય'), સર્વનામની સંબંધવિભક્તિના અંગ તરીકે વપરાયેલા રૂપને લાગ્યો છે

૨. સુગ્ગીવાણઉ (પ્રત્યક્ષ રૂપ, એક વ, નપું ) = 'સુગ્રીવનું'

(નવમી સદીનો ઉત્તરાર્ધ)

૩. દહવયણાણઉ (પ્રત્યક્ષ રૂપ, એક વ, નપું) = 'દશવદનનું'–'રાવણનું'

(નવમી સદીનો ઉત્તરાર્ધ)

'સીએँ સીએँ કરેँ વદ્ધાવણઉ
વલુ લેહાવિઉ સુગ્ગીવાણઉ
લઇ દપ્પણુ જોવહિ અપ્પાણઉ
મુહુ પરિચુમ્બહિ દહવયણાણઉ' (સ્વયંભૂકૃત પઉમચરિય[૭] ૬૭, ૬, ૬–૭)

અર્થ 'સીતા! સીતા! વધાવણા કર, સુગ્રીવની સેનાની પીછેહઠ થઈ છે દર્પણ લે અને પોતાને નિહાળ, રાવણના મુખ પર પ્રબળ ચુંબન દે'

અહીં 'સુગ્ગીવ–' અને 'દહવયણ–'ને 'આણઅ' ('-આણય') પ્રત્યય લાગ્યો છે

---

૬ આ ને ઉપાધ્યે સંપાદિત, ભાગ ૧ સિંઘી જૈન ગ્રંથમાલા, ૧૯૫૮ કુવલયમાલામાં જે સ્થળે ઉપર ટાંકેલી પંક્તિ આવે છે, ત્યાં આ જ પાઠ ઘણો ગરબડિયો છે સંપાદકે 'તુજ્ઝાણઉ' એ પાઠાંતર સ્વીકાર્યું છે આ કારણે શબ્દ સંદિગ્ધ ગણાય
અર્થ 'તારું ચરિત્ર વાંકું (હતું)'

૭ સ્વસંપાદિત સિંઘી જૈન ગ્રંથમાલા, ૧૯૬૧

૪ ણામાણુઉં (પ્રત્યક્ષ રૂપ, એક વ., નપુ ) = 'નામનું', 'નામવાળું'
(૯૫૭-૬૫)

'તણુઅંગોવગુ વિ ણામાણઉં' (પુષ્પદંતકૃત મહાપુરાણ, ૧૨, ૩૧, ૬)
અર્થ : 'તન્ અંગોપાંગ નામનું પણ (કર્મ)'.

મહાપુરાણની કેટલીક હસ્તપ્રતોમાં અહીં 'ણામ પુઉં'ને સ્થાને 'ણિમ્માણઉં' એવું પાઠાંતર છે પણ 'મહાણઉં' સાથે 'ણામાણઉં'નો જ પ્રાસમેળ હોવાથી તે જ સ્વીકાર્ય છે

૫. સરાણી (પ્રત્યક્ષ રૂપ, એક વ., સ્ત્રી.) = 'સ્મરની', 'કામદેવની'
(૯૫૭-૬૫).

'સુરમુક્ક સેનિંધ-વિઢિ વિસિટ્ઠા
પડતી સરાણી સરોલિવ્વ દિટ્ઠા'
(મહાપુરાણ, ૪૨, ૧૧, ૨)

અર્થ 'દેવોએ કરેલી ઉત્તમ ફૂલોની વૃષ્ટિ સ્મરની બાણાવલિ જેમ પડતી દીઠી.' મહાપુરાણ પરના ટિપ્પણમાં 'સરાણી સરોલિવ્વ નો અર્થ 'સ્મરસ્ય બાણ-પંક્તિરિવ' કરેલો છે

અહીં 'સર-'ને '-આણી' (સ્ત્રી) પ્રત્યય લાગ્યો છે.

૬. મેરાણઉં (પ્રત્યક્ષ રૂપ, એક વ, નપું) = 'મેર તણું', 'મેરનું.'
(૯૫૭-૬૫)

૭. મોરાણઉં (પ્રત્યક્ષ રૂપ, એક વ, નપું) 'મુઝ કેરું', 'મારું' (૯૫૭-૬૫)
૬-૭. આ બંને પ્રયોગવાળી મહાપુરાણની પંક્તિઓ શરૂઆતમાં ટાંકી છે
અહીં '-આણય-' પ્રત્યય મંત્રા 'મોર-' અને સ્વામિત્વવાચક વિશેષણ 'મોર-'ને લાગ્યો છે સાતમા ઉદાહરણ સાથે 'તુમ્હઆણઉં' (૧) અને 'અમ્હાણઉં' (૧૦) સરખાવી શકાય.

૮. કુસુમાણિય (પ્રત્યક્ષ રૂપ, એક વ, સ્ત્રી) = 'કુસુમની' (૧૦૦૦ લગભગ)

'જહ વાસસય ગોવાનિયા, કુસુમાણિય બધઇ માલિયા
તા કિં સહાન ધિય-ગંધિયા, કુસુમેહિં હોઇ સુગંધિયા'
(નંદિતાઢ્યકૃત ગાથાલક્ષણ, ગા ૬૭)

૮ હ દા વેલણકર સંપાદિત એનલ્સ ઑવ ભાંડારકર ઓરિયન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ, ૧૯૩૯ ૧૯૩૧, ૧૯૩૩ નંદિતાઢ્યે આ પદ્ય કૃગાહ છંદના ઉદાહરણ તરીકે ટાંક્યુ છે, પણ પ્રાસયોજના તે પંદર માત્રાનો પાદબંધ છંદ હોવાનું સૂચવે છે

અર્થ : 'ગોવાળણ સો વરસ સુધી ફૂલની માળા પહેરે તો પણ શું તેની સ્વભાવસહજ ઘીની ગંધ ફૂલો વડે સુગંધ બને ખરી ?'

અહીં '-આણુત'નું સ્ત્રીલિંગ '-આણિય' 'કુસુમ'ને લાગ્યું છે

૯ લુક્કાણઉં[૯] (પ્રત્યક્ષ રૂપ, એક વ૦, નપું.) = 'લોકનું', 'લૌકિક.'
(૧૨ મી શતાબ્દીનો પૂર્વાર્ધ)

'ભા। જિણાગમુ સહુ વકખાણઉં
ત પિ વિયારમિ જ લુક્કાણઉ'

(જિનદત્તસૂરિકૃત ઉપદેશરસાયનરાસ[૯], કડી ૧૭)

અર્થ : '(કુગુરુ) કહેતો હોય છે "સમગ્ર જિનાગમની હું વ્યાખ્યા કરી શકું છું, તેમ જે લૌકિક (શાસ્ત્રો) છે તેની પણ વિચારણા કરી શકું છું"'

અહીં 'લુક્કાણઉં'નો અર્થ ટીકાકાર જિનપાલે (આ ૧૨૩૬) 'લૌકિક શ્રુતિ–સ્મૃતિ–પુરાણાદિક શાસ્ત્રમ્' એવો કર્યો છે. એટલે 'લુક્કાણઉં'નું 'લુક્કા' (< સં. 'લોક-') + –આણઉં' એમ પૃથક્કરણ થશે

૧૦. અમ્હાણઉ (પ્રત્યક્ષ રૂપ એક વ૦, પુ.) = 'અમ તણો', 'અમારો
(સંભવતઃ આ. ૧૩ મી શતાબ્દી)

'વેસુ અમ્હાણઉ ના જઉ દેખઇ' (ધારનો શિલાલેખ,[૧૦] કડી ૨૯)

અર્થ 'જો અમારો વેશ તે ન જુએ'

અહીં સાર્વનામિક સંબંધવિભક્તિના રૂપ 'અમ્હ' ને 'આણુય–' લાગ્યો છે.[૧૧]

---

૯ લા. ભ ગાંધી સંપાદિત અપભ્રંશ કાવ્યત્રયી (૧૯૨૭) માં પ્રકાશિત

૧૦ રત્નસંપાદિત, 'પ્રિન્સ ઓવ વેલ્સ મ્યુઝિયમ સ્ટોન ઇન્સ્ક્રિપ્શન ફ્રોમ ધાર', ભારતીય વિદ્યા, ૧૭ (૧૯૫૭) પૃ ૧૩૦–૪૬

૧૧ મેરુતુંગકૃત પ્રબંધચિંતામણિ (જિનવિજય સંપાદિત, સિંઘી જૈન ગ્રંથમાલા, (૧૯૩૩)માં બે સ્થળે (૧ 'અમ્હીણુઉ સદેસડઉ, નારય કન્હ કહિજ્જ'–પૃ ૮, ૩ 'હે નારદ, અમારો સંદેશો કૃષ્ણને કહેજે', ૨. 'કાહુ વણિજ્જહુ માણિડયઉ,અમ્હીણા ગઢ હેઠિ' પૃ ૬૧ 'અમારા ગઢહેઠે કો વેપાર માંડ્યો ?') 'અમ્હીણુય–' (મારવાડી 'આમીણા') આવે છે તેનું મૂળ રૂદ્ર હોય

૧૧. નેઉરાણી (પ્રત્યક્ષ) રૂપ, એક વ૦, સ્ત્રી.) = 'નૂપુરની' 'નેવરની'
(સંભવતઃ આ. ૧૩ મી શતાબ્દી)

'ઝુણિ નેઉરાણી કાન સુહાવઇ' (ધારનો શિલાલેખ, કડી ૩૯).
અર્થ : 'ઝાંઝરનો ધ્વનિ કાનને સુખદ લાગે છે'

અપભ્રંશ અને પછીના ગાળામા 'ઝુણિ' (<સં. 'ધ્વનિ') સ્ત્રીલિંગ હતો. (સરખાવો ગુજરાતી 'ધૂન' <'ધ્વનિ')

અહીં 'નેઉર-' ને '-આણી' (સ્ત્રી) લાગ્યો છે.

'-આણય' ના પ્રયોગોની આ યાદીમા અર્વાચીન ગુજરાતી 'માણા' ને 'પિરાણા' નો સમાવેશ પણ કરી શકાય. 'માણાગજ'માં 'માણા' છે. કેટલાંક લગ્નગીતોમા ધ્રુવપદમા સ્નેહાદરસૂચક સંબોધન તરીકે 'માણા ગજ' વપરાયો છે. આમા 'માણા' રૂપ અંગ 'મ-' (અપ૦ 'મહ') અને પ્રત્યય '-આણ' મળીને બન્યુ છે તેજ પ્રમાણે 'પિરાણા' એક સંપ્રદાયનુ નામ છે, તે 'પીર' અને '-આણા' મળીને સધાયો છે.

આ સર્વ સામગ્રીને આધારે '-આણય-'ને વિશેષ અને સામાન્ય નામ પરથી ('દહવયણુ-', 'સર-', 'સુગ્ગીવ-', 'કુસુમ-', 'ણામ-', 'નેઉર-', 'મોર-' 'લુક્ક-') તથા અંગ તરીકે વપરાયેલા સાર્વનામિક સંબંધવિભક્તિના રૂપ કે સ્વામિત્વવાચક વિશેષણો પરથી ('અમ્હ' 'તુમ્ઝ', '*મહ', 'મોર-') નવા સ્વામિત્વવાચક વિશેષણો સાધનાર પ્રત્યય તરીકે સહેલાઈથી સ્વીકારી શકાય.

'-આણય-'ના મૂળ અને સંબંધનો વિચાર કરતાં એટલું તો તરત બતાવી શકાય કે તેને અર્વાચીન ગુજરાતી સ્વામિત્વવાચક અનુગ 'ન્-' (સ્ત્રી. 'ની', પું. પ્રત્યક્ષ એક વ. 'નો', બહુ વ. 'ના', નપું પ્રત્યક્ષ એક વ. 'નું', બહુ વ. 'નાં', પરોક્ષ રૂપ 'ના') સાથે[૧૨] કે પદ્યભાષાના કાલગ્રસ્ત અનુગ 'તણુ-' (અપ. 'તણય-') સાથે કશી લેવાદેવા નથી '-આણય-'નો અર્વા. ગુજ. 'ના' થયો માનનાર '-આ-'નો લોપ અને '-ણ-'નો '-ન-' એ પરિવર્તનોનો કશો ખુલાસો નહીં આપી શકે. વળી '-અણ' ગુજરાત, રાજસ્થાન, સિંધ, પંજાબ વગેરે પ્રદેશનાં કેટલાક સ્થળનામોમાં વસ્તુત ઉપસ્થિત છે. 'મેસાણા' ('*મહિષાનક'), 'પાલિનાણા' ('*પાદલિપ્તાનક-'), 'કુતિયાણા', 'હરિયાણા',

૧૨. માસ્ટર, ઉપર્યુક્ત લેખ, પૃ. ૪૧૧; સ્માર્સ્ટશીલ્ત, ઉપર્યુક્ત લેખ, પૃ ૧૩૪

'રાજપુતાના',[13] 'આહિરાણા', 'ડિડવાના' વગેરે તથા અભિલેખોમા મળતા 'ભાટાનક', 'ભિડાનક' 'મગનાનક' વગેરે ઉદાહરણોમા નામાન્ત તરીકે આ '–આણ' (–આન') જોઈ શકાય છે

પૂર્તિ પાલિ 'ગિમ્હાન', 'વસ્સાન', 'વેગ્ગિયાન' 'ગોત્યાન', 'તિરચ્છાન', પુત્તાન' 'અજ્જતન' 'એમાન', અપદાન', જેવા પ્રયોગો અને ફ્રાન્કે, યોહાન્સન વગેરેએ કરેલી તેની ચર્ચા (હાન્સ સ્મિથ નાઇન્ડર્ટ, 'ઇન્ડોજર્મા ફોર્શ્ચુંગ ૧૫૦, પૃ ૪૯૩–૪) હમણાજ મારા જોવામા આવ્યા નેથી તેનો ઉપયોગ કરી શકાયો નથી

## ૪. સંસ્કૃત પ્રત્યય '°ત્ય', ગુજરાતી '°ચ્ચા'

[૧]

'ત્ય' પ્રત્યય વૈદિક ભાષા અને સસ્કૃતમા ક્રિયાવિશેષણ ઉપરથી વિશેષણ સાધે છે[1] અર્થ સામાન્યત 'નિર્દિષ્ટ સ્થાનમા હોતુ કે થતુ' એવો થાય છે. આ રીતે સાધિત શબ્દોમા

નિ—નિત્ય નિસ્—નિષ્ટ્ય, અપ—અપત્ય

એ સૌથી પ્રાચીન છે, કેમ કે ઇતર ભારતયુરોપીય ભાષાઓમા તેમના સમાન્તર શબ્દો મળે છે. એમના ઉપરાત

અમા —અમાત્ય, આવિસ્—આવિષ્ટ્ય, *સનુ—સનુત્ય

તથા જરા પાછળથી

અન્યત —અન્યતસ્ત્ય અન્ત —અન્તસ્ત્ય તત—તતત્ય

એ વૈદિક ભાષામા મળે છે દીર્ઘ સ્વર પછી આવતો 'ત્ય' 'તિય' રૂપે બોલાતો. પાણિનિ (°૪ ૨, ૧૦૪) અવ્યયોને 'ત્ય' પ્રત્યય લાગી વિશેષણો

---

૧૩ 'ગુજરાનવાલા'મા 'રાજપુતાના' (=રજપૂતોનુ) 'અહિરાણા' (=આહીરોનુ) ની જેમ 'ગુજરના' (=ગુજરોનુ) હોવાનુ જણાય છે મૈત્રક (આ ઈ સ ૫૦૦–૭૭૦) ના દાનશાસનોમા સૌરાષ્ટ્રના સ્થળનામેમા '–આન' (–આણ) વ્યાપક છે ઈવિકાનક, ફાફુરણક, જંબુવાનક, જ્યેષ્ઠાનક, ત્રિચાનક ગેટ્ટિયાનક ડસ્સણક, દિન્નાનક, પુષ્યાનક, ભાવસાનક, ભદ્રાણક, ભેલ્લાનક ઈન્દ્રાણક સંગમાનક સીરાવટાનક, રીહાનક સુદત્તભટ્ટાનક હરિયાણક વગેરે નામો મળે છે

૧ 'ત્ય'ના વૈદિક અને સસ્કૃત સાહિત્યગત પ્રયોગોને લગતી માહિતી આલ્બેર્ટ દેબ્રુનેરના 'આલ્ટઇન્ડિશે ગ્રામાતિક', ખડ ૨ ભાગ ૨ (દિ નોમિનાલ સુફિક્સે) ફકરો ૫૧૩ ૫૧૪ ઉપરથી લીધી છે

સિદ્ધ થયાની નોંધ લે છે અને મહાભાષ્યાદિ જણાવે છે કે આ રીતે 'અમા', 'ઈહ', 'ક્વ', 'દૂરે', 'નિ', 'નિઃ', ઉપરથી તથા '૦ત્ર' અને '૦તઃ' વાળા ક્રિયાવિશેષણો ઉપરથી શબ્દો સિદ્ધ થાય છે. સંસ્કૃત સાહિત્યમાં

અપત્ય, અમાત્ય, તત્રત્ય, નિત્ય, નિષ્ટ્ય, ઇહત્ય, કુતસ્ત્ય, યતસ્ત્ય, કુત્રત્ય, તતસ્ત્ય, યત્રત્ય, ક્વત્ય

વપરાયા છે. એક શિલાલેખમાં 'ઇતસ્તતસ્ત્ય' મળે છે. ઉપરાંત પાણિનિએ (૪, ૨, ૧૦૫) નોંધેલાં પણ સાહિત્યમાં ન મળતા

ઐષમઃ—ઐષમસ્ત્ય, શ્વઃ—શ્વસ્ત્ય, હ્યઃ—હ્યસ્ત્ય

એમનો ઉલ્લેખ કરી શકાય. પાછળના સંસ્કૃતમાં

પ્રાતઃ—પ્રાતસ્ત્ય

એવો પ્રયોગ મળે છે.

વળી પાણિનિએ (૪, ૨, ૯૮) ઉદાત્ત સ્વર ધરાવતા 'ત્ય' પ્રત્યયનું સ્થળવાચક ક્રિયાવિશેષણો માટે વિધાન કર્યું છે. આ અનુસાર

દક્ષિણા—દાક્ષિણાત્ય, પશ્ચાત્—પાશ્ચાત્ય, પુરઃ—પૌરસ્ત્ય

થાય છે અને જૈન સંસ્કૃતમાં 'કુતસ્ત્ય' મળે છે
'ત્ય'નું વિસ્તૃત સ્વરૂપ 'ત્યકા' (પાણિનિ, ૫, ૨, ૩૪)

અધિ—અધિત્યકા, ઉપ—ઉપત્યકા

એ શબ્દોમાં મળે છે.

વૈદિક ભાષામાં તેમ જ સંસ્કૃતમાં 'ત્ય' પ્રત્યય નામ કે સર્વનામને લાગતો દેખાતો નથી. વિરલ અપવાદો છે ખરા. યાસ્ક નિરુક્તમાં (૬, ૧૩) 'નાસત્ય' શબ્દ 'નાસિકાપ્રભવ' એમ સમજાવે છે, ત્યારે તેની સમક્ષ 'નાસ + ત્ય' એવું જ પૃથક્કરણ છે, અને મહાભારતમાં આ નિરુક્તિનું સમર્થન છે. એ સાચી નથી, છતાં 'ત્ય' પ્રત્યયના એ રીતે કરી શકાતા ઉપયોગની દ્યોતક છે.

[૨]

બૌદ્ધ સંસ્કૃતમાં 'એકત્ય' પ્રચલિત છે[1]. તેના મૂળમાં છે પાલિ 'એકચ્ચ'. ચૌદમી સદીના જૈન સંસ્કૃતમાં 'ત્વત્' ઉપરથી 'ત્વત્ન' (=તારું) વપરાયો છે[2]

૧. 'એકત્ય'ના પ્રયોગો એજર્ટન, 'બુદ્ધિસ્ટ હાઈબ્રિડ સંસ્કૃત ડિક્શનેરી' (૧૯૫૩)માં આપેલા છે.

૨ ભાવદેવસૂરિકૃત પાર્શ્વનાથચરિત (૧૩૫૬) ૩.૪૯૫, બ્લુમફિલ્ડ 'શાલિભદ્રચરિત', જર્નલ ઑવ ધ અમેરિકન ઓરિએન્ટલ સોસાયટિ, ૪૩, ૧૯૨૩, પૃ ૨૬૭

પણ વિશેષે તો 'ત્ય' પ્રત્યયનુ પ્રયોગ સ્થળવાચક નામોને અનુલક્ષીને થયુ છે અશોકના ગિરનાર લેખમા (૧૧, ૪) 'ઇનોકચ' (= આ લોકનુ) એવો પ્રયોગ મળે છે તેના મૂળમા 'ઇહનોક' અને 'ત્ય' પ્રત્યય છે

જેમ સર્વનામ 'ત્વત્'ને 'ત્ય' લાગ્યાનુ ઉદાહરણ જૈન સસ્કૃતમાથી મળે છે, જેમ સ્થળવાચક નામને 'ત્ય'માથી થયેલો 'ચ્ચ' પ્રત્યય લાગ્યાનુ ઉદાહરણ ગિરનાર લેખમા મળે છે તેમ પછીના સમયમા સ્થળવાચક નામને 'ત્ય' પ્રત્યય લાગ્યાના થોડાક ઉદાહરણો ગુજરાતના ચૌલુક્યકાલીન અભિલેખો અને જૈન પ્રબધોના સસ્કૃતમાથી મળે છે

ભીમ બીજાના ૧૨૯૦ના તામ્રશાસનમા 'સલખણપુરેત્ય' (= સલખણપુરમા આવેલા સલખણપુરમાના સલખનપુરસ્થ) પ્રયોગ છે[3] શત્રુજય પરના ૧૨૪૨ના એક (હાલમા લુપ્ત) શિલાલેખની દસ્તાવેજી નકલમા 'ભૃગુકચ્છેત્ય' (= ભૃગુકચ્છમા આવેલો) 'ભાલિજેત્ય' (= ભાલેજમાના) અને 'ધવલક્કક-મધ્યેત્ય' (= ધોળકા મધ્યે રહેતા) એમ ત્રણ પ્રયોગ મળે છે[4] ૧૩૦૫મા રચાયેલા મેરુતુગના 'પ્રબધચિંતામણિ'મા (પૃ ૧૨૦, પ ૫) 'કાન્તીત્ય' (= 'કાતીનગરીનો,' એટલે કે 'કાચીનગરીનો') એવો પ્રયોગ છે[5] આમા લક્ષમા રાખવાનુ એ છે કે 'દ્વૈરેત્ય,' 'સલખણપુરેત્ય,' 'ભાલિજેત્ય', 'ભૃગુકચ્છેત્ય'ને 'ધવલક્કક-મધ્યેત્ય'મા 'ત્ય' સપ્તમી એકવચનના રૂપને લાગ્યો છે—સીધો અગને નહીં

---

૩ સલખણપુરેત્ય શ્રીઆનલેશ્વર શ્રીસલખણેશ્વરદેવયો
('ઇન્ડિઅન એન્ટિક્વરિ', ૬ ૨૦૪, પ ૨૩ ૧૮૭૭)
અર્થ 'સલખણપુરમા રહેલા શ્રી આનલેશ્વર અને શ્રી સલખણેશ્વર દેવના'

૪ તથા ભૃગુકચ્છેત્ય શ્રી શકુનિકાવિહારચૈત્યે શ્રીજયસિંહસૂરિ (પૃ ૧૪, પં ૫૬)
અર્થ તથા ભૃગુકચ્છમા આવેલા શ્રી શકુનિકાવિહાર ચૈત્યમાના શ્રી જયસિંહસૂરિ
તથા ભાલિજેત્ય શ્રી જિનેશ્વરસૂરિશિષ્ય શ્રી રત્નપ્રભસૂરિ (પૃ ૧૪ પ ૬૨)
અર્થ તથા ભાલેજના શ્રી જિનેશ્વરસૂરિ-શિષ્ય શ્રી રત્નપ્રભસૂરિ
ધવલક્કકમધ્યેત્ય શ્રીધર્મઘોષસૂરિ (પૃ ૧૪ ૧૫, પ છેલ્લી અને પહેલી)
અર્થ 'ધોળકા મધ્યેના શ્રી ધર્મઘોષસૂરિ'
—ઉમાકાન્ત શાહ 'જૈન શ્વેતામ્બર સઘના ઇતિહાસનુ એક ભુલાયેલુ પ્રકરણ'—શ્રી મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણ મહોત્સવ ગ્રન્થ... ... મહેન્દ્ર... અર્ધશતાબ્દિ સ્મારક-ગ્રથ સપા મુનિશ્રી મૃગેન્દ્રમુનિજી મુબઈ ૧૯૬૪
૫ કાન્તી રસાયનિકસ્ય ધનપતિનામ્નો વાણિજ્યપાત્રે દૈવતાતિશયવશાત્ સ્ખલિતે (પૃ ૧૨૦, પ ૬-૬)
અર્થ કાન્તીના ધનપતિ નામના વહાણવટીનુ વહાણ દૈવતના પ્રભાવે સ્ખલિત થતા'
પ્રબધચિંતામણિ સપા૦ મુનિ જિનવિજય સિંધી જૈન ગ્રન્થમાળા ૧ ૧૯૩૩

'ત્ય'નો મધ્યમ ભારતીય-આર્યમાં 'ચ્ચ' થાય, અને અશોકના ગિરનાર-લેખમાં 'ઇલોકચ' (='ઇલોકચ્ચ') મળે છે તે આપણે જોયું. શ્વેતાંબર આગમોની અર્ધમાગધી ભાષામાં 'ત્યાં ઉત્પન્ન' અને 'તે સાથે સંબદ્ધ' એવા અર્થમાં 'ચ્ચ' પ્રત્યય એ નામોને લાગેલો મળે છે: 'અગ્ગિચ્ચ' (<'અગ્નિ+ત્ય'=આગ્નેય) શબ્દ 'અગ્નિ સંબંધી', 'દેવોની એક જાતિ', 'ગોત્રવિશેષ' એવા અર્થમાં મળે છે (સ્થાનાંગ, જ્ઞાતાધર્મકથા વગેરે). દેવવિમાન-વિશેષનું 'અગ્ગિચ્ચાભ' નામ પણ મળે છે (સમવાયાંગ). વળી 'દીવિચ્ચગ' (<'દ્વીપે+ત્ય+ક'=દ્વૈપ્ય) શબ્દ 'દ્વીપમાં ઉત્પન્ન' એવા અર્થમાં વપરાયો છે (જ્ઞાતાધર્મકથા). આમ 'અમુક સ્થાનનો'ને બદલે 'અમુક સ્થાનમાં ઉત્પન્ન', 'અમુક વસ્તુ સાથે સંબદ્ધ' એવો અર્થવિસ્તાર સધાયો છે, આથી આગળ વધીને સ્વામિત્વવાચક અર્થમાં પણ એક પ્રયોગ છે: 'સગણિચ્ચિયા' (સ્થાનાંગ, નિશીથચૂર્ણિ) એટલે 'પોતાના ગણ કે ગચ્છની શિષ્યા'. 'સ્વગણ'ના સપ્તમીના રૂપ 'સગણે'ને 'ચ્ચ' તથા સ્ત્રીલિંગ 'ઇયા' લાગીને શબ્દ સધાયો છે.

અગિયારમી શતાબ્દીના એક પ્રાકૃત કથાગ્રંથમાં 'અમ્હચ્ચ' (=અમારું, અસ્મદીય) અને 'તુમ્હચ્ચ' (=તમારું, યુષ્મદીય) એવા પ્રયોગ છે.[૭] અહીં 'ચ્ચ' સર્વનામને લાગ્યો છે. આ સાથે ઉપર નોંધેલો 'ત્વંત્ય' સરખાવી શકાય.

૧૩૩૩ના વિવિધતીર્થકલ્પમાં 'માલવિચ્ચય-નરિંદો' = 'માલવનો નરેંદ્ર' એવો પ્રાકૃત પ્રયોગ મળે છે.[૮]

હેમચંદ્રે સિદ્ધહેમના પ્રાકૃત વિભાગમાં 'અમ્હેચ્ચય' અને 'તુમ્હેચ્ચય' એ અનુક્રમે 'અસ્મદીય' અને 'યુષ્મદીય'ના અર્થમાં વપરાતા હોવાનું નોંધ્યું છે. (૮, ૨, ૧૪૯), અને કુમારપાલચરિતમાં તેમનો પ્રયોગ પણ કર્યો છે (૩, ૭૭).

---

૭. મહેંદ્રસૂરિકૃત 'ણાણપંચમીકહાઓ'—સંપા. અ. સ. ગોપાણી, સિંધી જૈન ગ્રન્થમાળા, ૨૫, ૧૯૪૯; ૧, ૩૧૯; ૮, ૬૯. ગ્રંથનો સમય અગિયારમી શતાબ્દીના આરંભનો છે. આ રૂપોની તથા ગ્રંથની ભાષાના વિવેચન માટે જુઓ મારો લેખ 'સમ ઈન્ટરેસ્ટિંગ ફિચર્સ ઑવ ધ ણાણપંચમીકહાઓ' ભારતીય વિદ્યા, ૧૨, ૧૯૫૧, ૧૫૩-૧૬૨ (વિશેષમાં પૃ. ૧૫૭).

૮. 'અન્નયા બહુકિમ કાલે વોલીણે માલવિચ્ચયનરિંદો ગુજ્જરધર ભંજિઊણ સચ્ચઉરસીમાએ પહુત્તો' (પૃ. ૨૯, પં. ૩૨).
અર્થ: 'ઘણો સમય વીત્યા પછી એકવાર માલવનો રાજા ગુર્જરધરાને ભાંગીને સાચોરને સીમાડે પહોંચ્યો.'
(વિવિધતીર્થકલ્પ, સંપા૦ મુનિ જિનવિજય, સિંધી જૈન ગ્રન્થમાળા ૧૦, ૧૯૩૪)

'દીવિચ્ચગ' 'સગણુિચ્ચિયા' અને 'માલવિચ્ચય'માં રહેલો ઇકાર 'દૂરેત્ય' વગેરેની જેમ સપ્તમીનો પ્રત્યય હોય. 'અમ્હેચ્ચય,' 'તુમ્હેચ્ચય'ના એકાર સાદશ્યમૂલક જણાય છે.

મધ્યકાલીન ગુજરાતીમા 'ચા' પ્રત્યયનું સાતત્ય બંને અર્થમાં જોઈ શકાય છે. 'ગામેચઉ' શબ્દ 'ગ્રામ્ય, ગ્રામેય, ગ્રામીણ' એવા અર્થમાં નોંધાયો છે.[9] વસંતવિલાસ ફાગુના[10] 'હદય ચઉ રંગિ', 'મયણ ચી', 'કપૂર ચી વાસિ', 'ચંદ ચઉ મીનુ', અને 'તીહ ચુ', નરસિંહ મહેતાના પદોમાં આવતો 'નરસૈંયાચા સ્વામી,' વસત ફાગુનો 'કુસુમાચી માલ' (પંદરમી શતાબ્દી) અને મોહિની ફાગુનો 'પૂરવજનમચઈ' (સોળમી શતાબ્દી),[11] ગણપતિકૃત માધવાનલ કામકંદલાનો 'ભર કુસુમચુ' (૧૫૨૮),[12] માંડણ બંધારાનો 'અમ્હચા નૃપ' (સોળમીનો આરંભ),[13] વગેરે જેવા સંખ્યાબંધ પ્રયોગ મળે છે. આમાં મરાઠીમાં સ્વામિત્વવાચક અનુગ તરીકે ('નો,' 'ની,' 'નું' અર્થમાં) વ્યાપક બનેલા 'ચા'ની અસર કેટલી તે વિચારવાનું રહે છે. મરાઠી 'ચા'નું મૂળ પણ આ 'ત્ય'માં હોવાનું ઘણા માને છે.

કોઈ કોઈ ગુજરાતી અટકમા સ્થળવાચક અર્થછાયાવાળો 'ચા' હજી પણ જળવાયો છે: 'કોટેચાં' (= કોટના—નગરકોટના ?), 'દીવેચા' (= દીવના) 'નાગરેચા,' વગેરે. આમાં 'ચા'ની પૂર્વે એકાર પણ છે.

'પાણીચું,' 'નામીચું'માં 'ઇચું' છે અને તે મત્વર્થીય છે, એ જોતાં તેનુ મૂળ જુદું હોવા સંભવ છે. 'ગઢેચી' જેવા સ્થળનામનું ઘડતર અસ્પષ્ટ છે.

### ૫. તદ્ધિત '-રૂપ-'નો વારસો

૧ પાણિનિની અષ્ટાધ્યાયી (૫, ૩, ૬૬) ક્રિયાપદો અને નામોને લાગતા, અને વસ્તુ, ગુણ કે ક્રિયાનુ પ્રાશસ્ત્ય, ઉત્કૃષ્ટતા સૂચવતા '-રૂપ-' પ્રત્યયનું વિધાન

---

૯ જિનવિજયજી-સપાદિત 'પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ', ૧૯૩૦, પૃ. ૨૦૦, પં. ૭; 'ઉક્તિરત્નાકર', ૧૯૫૭, પૃ ૭૮.

૧૦. મ. ચિ. મોદી-સપાદિત 'વસતવિલાસ ફાગુ', ૧૯૬૦, બૃહદ્‌વાચના, ૧૧, ૩૪, ૪૯, ૬૮, ૬૫

૧૧. સાંડેસરા અને પારેખ-સંપાદિત, પ્રાચીન ફાગુ સગ્રહ, ૧૯૫૫, ૧૩, ૧૨; ૨૦, ૧૧; શબ્દકોશમાં ૧૪, ૩૨માં આવતા 'જાચાં'માં પણ 'ચા' પ્રત્યય લીધો છે, પણ ત્યાં 'અધર બે જાચાં પ્રવાલા નવાં' એ પંક્તિમાં 'જાચાં'='જાત્ય' (પ્રા. 'જચ્ચ) એટલે કે 'ઊંચી જાતનાં' ઘટાવવું વધુ યોગ્ય છે.

૧૨. મં. ૨. મજમુદાર સંપાદિત 'માધવાનલકામકંદલા પ્રબંધ', ૧૯૪૨, ૫, ૧૧૩.

૧૩. માંડણકૃત 'પ્રબોધબત્રીશી'—સંપા. મ. બ. વ્યાસ, ૧૯૩૦, કડી ૨૦.

કરે છે. ભટ્ટોજી દીક્ષિતે ઉદાહરણ તરીકે 'પટુરૂપ' = 'સુનિપુણ' અને 'પચતિ-રૂપમ્' ='સારું રાંધે છે' એ આપ્યા છે, અને તેનો ટીકાકાર 'ચોરરૂપ'='નિપુણ ચોર'એ ઉમેરે છે હર્ષચરિતમા 'વત્સરૂપ'='વાછરૂ' અને મહાભારત તથા શાકુન્તલમા 'પુત્રરૂપ'='સુયોગ્ય' મળે છે. 'રૂપ' પ્રત્યય લેતા ઝાઝા શબ્દો સંસ્કૃતમા મળતા નથી. પણ માધ્યમિક અને અર્વાચીન ભારતીય-આર્યમા એ 'રૂપ' ના વિકારરૂપ પ્રત્યયને લેતા ઠીકઠીક શબ્દો મળી આવે છે, તે ઉપરથી અટકળ કરી શકાય કે ઉત્તરકાલીન પ્રાચીન ભારતીય-આર્ય લોકબોલીઓમા '-રૂપ'ની ફળદ્રુપતા ગણનાપાત્ર હશે. પાલિમા 'ગોરૂપ'='બળદ' અને પ્રાકૃતમા 'દાસરૂવ'='નોકર', 'ચેડરૂવ'='નોકર', 'ડિમ્ભરૂવ'='છોકરુ', 'ડિક્કરૂવ-' (કે 'ડેક્કરૂવ') 'છોકરુ', 'વચ્છરૂવ-'='વાછરુ', 'પડ્ડરૂવ-' = 'પાડરુ' વગેરે મળે છે. આમાં જોઈ શકાશે કે '-રૂપ-નો મૂળનો પ્રાશસ્ત્ય કે વહાલનો ભાવ ઘસાઈ જઈ, '-ક-' કે પ્રા. અપ- '-ડ-'ની જેમ લઘુતાવાચક અને છેવટે સ્વાર્થિક પ્રત્યય તરીકે—એક અંગવિસ્તારક તરીકે તે જળવાઈ રહ્યો. સાથે તેની નવું ઘડતર કરવાની શક્તિ પણ લુપ્ત થઈ.

૨. અર્વાચીન ભારતીય-આર્યમા '-રૂપ-' 'રૂ' કે 'રુ' તરીકે ઊતરી આવ્યો છે. મરાઠી 'ગુરૂ' = 'બળદ', 'પાખરુ' = 'પક્ષી', 'વાસરૂ' = 'વાછરુ,' 'લેકરૂ' 'બાળક', 'હત્રૂ' = 'હાથી'; 'હિંદી 'ગોરૂ' = 'બળદ'મા એ જોઈ શકાય છે.

૩. બ્લોક કહે છે કે મરાઠીમા 'રૂ' પ્રત્યય મુખ્યત્વે પ્રાણિવાચક નામોને લાગે છે. પણ પ્રા. 'ડિમ્ભરૂવ-', 'ડિક્કરૂવ-' ('ડેક્કરૂવ-') 'બાળક' અને મરાઠી 'લેકરૂં' બાળક'મા જોઈ શકાય છે કે તે સગાઈ-સંબંધ-વાચક શબ્દોને પણ લાગે છે. '-રૂપ-' પ્રત્યયાન્તોના ગુજરાતી પ્રતિનિધિઓમા આ બંને પ્રકારના શબ્દો મળે છે. આ બધા શબ્દો નપુંસકલિંગી છે.

## પ્રાણિવાચક '-રૂ'અંતી શબ્દો

૧. પંખેરૂ. 'પક્ષ' કે 'પક્ષી' સાથે સંબદ્ધ જણાય છે. ઘડતર પૂરતું સ્પષ્ટ નથી પણ ઉકારાન્ત છે, તેથી અત્યારા '-રૂપ'માથી આવ્યો હોવાની ઘણી શક્યતા છે.

૨. પાડરૂ. પ્રા. 'પડ્ડરૂઅ'-, 'પડ્ડરૂવ'- એ દેશ્ય 'પડ્ડ'- અને સં. '-રૂપ-' પરથી સિદ્ધ થયો છે. '-રૂ' વિનાનો 'પાડુ' શબ્દ પણ છે.

૩. વાછરૂ. પ્રા. 'વચ્છરૂવ-', સં. 'વત્સરૂપ-'. 'વાછરૂ' મૂળે ઉકારાંત નામ છે. એક જૂના પદની નીચેની પંક્તિઓ જુઓ :

કૃષ્ણજી ઘેરઘેર રમવા જાય સાચા મહીમાખણ ચોરી ખાય
કોઈના બાળકને બિવરાવે કોઈના વાછરુ કોઈને ધવરાવે

આમા 'વાછરુ' બહુવચન છે છતા ઉકારાન્ત રહ્યો છે તે દેખાડે છે કે મૂળ શબ્દ 'વાછરુ' નથી. સંસ્કૃત '-અક-' પ્રકારના મોટા ભાગના અંગોની અસર નીચે –ઉક–' પ્રકાર લુપ્ત થઈ ગયા છે એ સાચુ. પણ 'વાછરુ' [?]વાચક અંગોમા તે જળવાઈ રહ્યો છે એ દૃષ્ટિએ જોડણીકોશના 'વાછર', 'પાડર' વગેરે કદાચ ખરેખર પ્રચલિત હોય તો તેમા અનુનાસિક શબ્દના સાદૃશ્યથી આવ્યો હોવાનુ માનવુ રહ્યુ 'વાછરડુ'મા સ્વાર્થિક –ડુ' લાગતા ઉકારાન્ત અંગ અકારાન્ત બની ગયુ છે એટલે ટર્નરે 'વાછરુ'ના મૂળ તરીકે સં 'વત્સ–ર–' આપ્યુ છે² તે નિરાધાર ઠરે છે.

૪. ગોરૂ. 'ગાય બળદ'³, હિંદી 'ગોરૂ', પ્રા. 'ગોરૂવ'–, સં 'ગોરૂપ–'

૫. એરૂ. સં. 'અહિરૂપ–', પ્રા *અહિરૂવ–'. પછી ગુજ.મા હકાર લુપ્ત થતા અને તેની અસર નીચે એકાર વિવૃત થતા 'એરૂ'.

## સંબંધવાચક '–રૂ'અંતી શબ્દો

૫. છોરૂ. કચ્છી હિંદી 'છોટા', 'છોરા', 'છૈયા' (ગુજ છોકરો) વગેરેનો 'છો–' અંશ સં '*ક્ષોદ'– ( સરખાવો સં. 'ક્ષુદ્ર'– એટલે કે 'ક્ષુદ્'+'ર' ), પ્રા. '*છોઅ–' સાથે સાંકળે છે. કદાચ સં 'શાવ', પ્રા. 'છાવ' પણ મૂળ તરીકે સૂચવી શકાય. અચાશ 'રૂપ' ઉપરથી આવ્યો જણાય છે. 'મોટાના છોરૂ' વગેરે પ્રયોગોમા બહુવચનમા પણ 'છોરૂ' રહેવો છે, તે અંગ ઉકારાન્ત હોવાનુ સમર્થક છે.

૭. ભાંડરૂ. 'ભાઈભાડરુ' (બહુવચન) એવા પ્રયોગમા તે મળે છે. 'ભાઈભાડુ' પણ બોલાય છે અને એ રીતે પ્રાકૃતમા 'પુત્તભિણ્ડ', 'ભાઉ–ભણ્ડ' વગેરેમા 'ભણ્ડ'– શબ્દ મળે છે, તેમા 'રૂપ' મળીને છેવટે 'ભાડરૂ' થયો છે 'વાછરૂ' પરથી 'વાછરડા', તેમ 'ભાડરૂ' પરથી 'ભાડરડા'

સૌરાષ્ટ્રમા વપરાતા 'આવરું' (='માતાઓ'–સ્ત્રીલિંગ બહુવચન) અને 'વહુરુ' (='વહુઓ'–સ્ત્રીલિંગ બહુવચન)નુ ઘડતર સ્પષ્ટ નથી. તેનુ જ અપભ્રંશ 'વહુઆરુય', ગુજ. 'વહુવારુ'નું છે

---

૨ નેપાલી ડીક્શનેરી 'વાછો' શબ્દ નીચે, હવે, ગુજરાતી લેક્ઝેમ, શબ્દસૂચિ, 'વાછરડા' નીચે
૩. ગોરુ છોરુ, મગણા પ્રીત દેખે તિહા પરવરે' શામળકૃત મદાપચ્ચીશી, વાર્તા ૩, છપ્પો ૧૧, પંક્તિ ૫

૬. લઘુત્વવાચક પ્રત્યય '-ચુ' (સ્ત્રી. '-ચી')

'લીટી' જેવા શબ્દોમા ઉત્તરાંશ તરીકે એક સ્વાર્થિક પ્રત્યય રહેલો છે એમ આપણે પૃથક્કરણ પછી જ જાણીએ છીએ, કારણ એવા શબ્દોમા મૂળ અંગ ધ્વનિવિકાર પામી છેક નાનુ થઈ ગયુ છે, પણ કેટલીક વાર પ્રકૃતિ કે પ્રત્યયનું કલેવર ઝાઝો ઘસારો ન પામ્યુ હેય તે પણ, એ પ્રકારના ઓછા શબ્દો હોવાથી પકડાતુ નથી કે એ શબ્દ એકાત્મક નહીં, પણ પ્રત્યયયુક્ત છે. કેટલાક ગુજરાતી શબ્દોમા '-ચુ' (સ્ત્રી. '-ચી') લઘુતાવાચક (અને પછીથી સ્વાર્થિક) પ્રત્યય તરીકે રહેલો છે, એ નીચેના ઉદાહરણો પરથી જોઈ શકાશે

૧. કૂકર્ચા–કૂકા + ચા

'કોડે કુડી કૂકચા'–(માધવાનલકામકદલા ૨–૨૩)

૨. ગળચી—ગળુ + ચી

તે પરથી ધાતુ 'ગળચવુ'='ખાવુ' (તિરસ્કારમાં)

૩. નળચુ—નાળ + -ચુ

૪. ડોલચુ = ડોલ + ચુ.

૫. ઢીમચુ = ઢીમ + ચુ.

૬. હડપચી—હડફો (પ્રા. 'હડપ્પ-,' 'હડપ્ફ-'), = 'ધગ્ગોતગો,' તે ઉપરથી લાક્ષણિક અર્થમા—ટોળમા ઉપશિષ્ટ પ્રયોગ તરીકે હનુ માટે વપરાયો; અને પછી સામાન્ય વપરાશમા. જોડણીકોશ (ચોથી આવૃત્તિ) આના મૂળ તરીકે 'હનુ + પટ્ટી' આપે છે તે તદ્દન તરંગી. પ્રેમાનંદના દશમસ્કંધ (૪૨, ૧૧૭; ૧૯૦)મા 'હડપચી' એવુ રૂપ મળે છે. આ સાથે સરખાવો હિંદી 'મંદૂક'–'મદૂકચી'.

૭. પેપચુ—સરખાવો 'પોપ–ડો' 'ઉપરના ઉપસેલા થર કે ઢાકણુ'ના અર્થમા 'પેપ + ચુ' પરથી

૮. ગાભચી—સરખાવો 'ગાભ-ડુ'.

૯. ફડચો, ફડચિયુ—સરખાવો 'ફાડુ', 'ફાડિયુ'.

'એલચી' અદિગ્ધ છે. એળચી, ઈલાયચી, એલાયચી એ રૂપાતરો પણ પ્રચલિત છે. સહજન્ય ભાષાઓમા બગાળી 'એલાચ,' 'એલાઈચ,' ઉડિયા 'અળાઈચ,'

નેપાળી 'અલૈચિ,' હિંદી, પંજાબી 'ઇલાચી,' પંજાબી 'ઇલાઇચી,' મરાઠી 'એલચી,' 'એલાચી' છે ફારસીમાં 'અલાચી' છે[1].

નરસિંહરાવ માને છે કે ગુજ. એલચીનો '-ચી' અંશ કન્નડ 'યાલક્કિ'ની સહાય વિના કોઈ પણ રીતે સમજાવી શકાય તેમ નથી[2] વળી તેઓ કહે છે કે અજ્ઞાન કે ભ્રમથી જ કેટલાક 'એલચી' સ્ત્રીલિંગ હોવાનું માને છે.

પણ ઉપર આપેલા '-ચી' '-ચો' પ્રત્યય લેતા શબ્દો પરથી, આપણે એવો તર્ક કરવાને લલચાઈએ કે સં 'એલા,' અપ 'એલ' ને પછી '-ચી' લાગી 'એળચી', ને ળકાર ન જાળવી રાખતા પ્રાંતનું ઉચ્ચારણ 'એલચી' ને સ્ત્રીલિંગ સામેનો વાંધો સાવ પાયા વિનાનો છે કેમ કે સં 'એલા' સ્ત્રીલિંગ જ છે 'ગળચી', 'હડપચી' વગેરે જેવા '-ચી' પ્રત્યય લેતા શબ્દો સ્ત્રીલિંગ છે સ્ત્રીલિંગી પ્રત્યયો લઘુતાદર્શક પણ હોવાથી 'એલચી' અને 'એલચો' નાની મોટી જાત માટે પ્રયોજાતા હોવાનું સમજી શકાય તેમ છે, અને ખાસ તો એ કે શબ્દનું કયું લિંગ તે તેના વાસ્તવિક વપરાશ પરથી જ નક્કી કરવાનું હોય, ઐતિહાસિક કે વ્યાકરણી હકીકતોને આધારે નહીં

પણ સં 'એલા' તથા ગુજ 'એલાયચી', 'એલાચી' અને કેટલાક સહજન્ય ભાષાના શબ્દો ફારસી 'અલાચી' (જે મૂળે હિન્દની—મલબારની કોઈ ભાષામાંથી લેવાયો હોય) અને કન્નડ 'યાલક્કિ', તામિળ 'યેલક્કાય' જેવાની અસર નીચે સધાયા હોય તેમ લાગે છે દ્રાવિડી શબ્દોમાં 'એલ' ઉપરાંત 'અક્કિ' અંશ છે તેનો અર્થ છે 'દાણો'

### ૭. ગુજરાતીના અંગવિસ્તારક પ્રત્યયો

ઘણી ભાષાઓમાં લઘુતા, કુત્સા લાડ, લાલિત્ય, તોછડાઈ ઇત્યાદિ ભાવો સૂચવવા માટે નામ વગેરેને લગાડવાના વિશિષ્ટ પ્રત્યયો છે 'ભુરિયો' (ભુરા), 'ઠાકરિયો' (ઠાકર), 'લીનકી' (લીલી), 'કુસુમડી' (કુસુમ), 'વજુ' (વ્રજલાલ), 'હાડલી'-'હાલની' (હાડી), 'રાતલડી' (રાત), 'હલકટ' (હલકું) 'ડોલચુ' (ડોલ) વગેરે જોતા ગુજરાતીમાં વપરાતા આવા પ્રત્યયોનો ખ્યાલ આવશે. સંસ્કૃતમા '-ક-', '-ર-', '-લ-', '-ટ-' વગેરે આ રીતે વપરાતા 'બાલક'-(બાલ-), 'શિશુક'- (શિશુ-) 'કુટીર'-(કુટી-), 'પાણ્ડુર'-

---

૧ નેપાલી ડિક્શનરી 'અલૈચી' શબ્દ નીચે

૨ ગુ લે એ લી ૧, ૬૦-૬૧

(પાણ્ડુ-) શીતલ'– (શીત–), 'પિઙ્ગલ'– (પિઙ્ગ–), 'પૃથુલ'– (પૃથુ–), 'બહુલ'– (બહુ–) 'વધૂટી'– (વધૂ) વગેરે આના ઉદાહરણ છે[1]

પીશેલે પ્રાકૃત ગ્રંથમા આ વિષયનુ ઊંડતુ અછડતુ પ્રતિપાદન કર્યું છે. અપભ્રંશમા –અ– –ડ–, –ઇલ્લ–, –ઉડ– –ઉલ્લ–, –ઉલ્લય–, –ઉલ્લડય– વગેરે પુષ્કળ પ્રત્યયો પ્રચારમા હોવાનુ જોઈ શકાય છે અર્વાચીનમા બગાળી, અવધી, હિન્દી વગેરે ગ્રંથમા થોડી માહિતી મળે છે

આવા પ્રત્યયો લાંબો સમય વપરાતા રહે પછી તેમના અર્થમા પરિવર્તન થાય છે મૂળના લઘુતા, કુત્સા લાડ વગેરે ભાવો ઘસાઈ જાય છે, અને પ્રત્યયો મૂળ શબ્દના અર્થમા કશો ફેરફાર કર્યા વિના વાપરી શકાય છે—નિરર્થક જેવા બની રહે છે આ કારણે આવા પ્રત્યયોને 'સ્વાર્થિક' પ્રત્યયો કહી શકાય. 'ગરબડિયો કોરાવો ગરબે જાળીડા મેલાવો રે' એ પંક્તિમા મૂળ 'ગરબો' ને '–ડિયો' પ્રત્યય લાગી 'ગરબડિયો' થયુ છે 'ગરબો' અને 'ગરબડિયો'ના અર્થમા ફરક નથી એટલે '–ડિયો' અહીં સ્વાર્થિક પ્રત્યય છે આવા પ્રત્યયો સરવાળે તો મૂળના નામિક કે આખ્યાતિક અગનો વિસ્તાર સાધવાનું કાર્ય કરે છે એટલે તેમના કોઈ કોઈ પ્રયોગોમા લઘુતા લાડ આદિ ભાવોના દ્યોતક તરીકે વપરાતા હોવા છતા મુખ્યત્વે તો તે પ્રત્યયો મૂળના નાના અગને વિસ્તૃત કરના હોવાથી તેમને અગવિસ્તારક (સ્ટેમ એન્લાર્જર્ ') પ્રત્યયો કહ્યા છે

અપભ્રંશની તુલનાએ ગુજરાતી વગેરે અર્વાચીન ભાષાઓમા આવા લઘુતાદિ–વાચક અને સ્વાર્થિક પ્રત્યયો પુષ્કળ વપરાય છે. આથી અટકળ કરી શકાય કે અપભ્રંશના સમયની લોકભાષામા આવા પ્રત્યયોનો મોટો પ્રચાર હશે ગુજરાતીના આવા પ્રત્યયો તપાસતા મોટા ભાગના મૂળ '–ક–' '–ટ–' ને '–લ–' એ ત્રણ પ્રત્યયોમાથી આવ્યાનુ અનુમાન કરી શકાય છે આ –ક–', '–ટ ' ને '–લ–' એકવડા તેમ જ બેવડા પ્રયોજાતા અને મૂળ અગ સાથે તેમને જોડનાર સ્વર તરીકે—સયોજક સ્વર તરીકે—'–અ–', –ઇ– કે –ઉ–' (કવચિત 'ઓ')

---

[1] ભારતયુરોપીય પૂરતા તો આવા સહેજ અર્થપરિવર્તન કરતા ને પછીથી નિરર્થક બની જતા નિશ્ચાયકો ('ડિટરમીનેટીવ્ઝ') લાગીને થતા ધાતુવિસ્તાર ('રૂટ એક્સ્ટેન્શન')-ના અભ્યાસ માટે જુઓ પેર્સોન (Persson), ધાતુવિસ્તાર અને ધાતુપરિવર્તનના સિદ્ધાતનુ અધ્યયન' (Studien zur Lehre von der Wurzelerweiterung und Wurzelvariation) ૧૮૯૧ સંસ્કૃત તદ્ધિતો માટે, ઢેબ્રુનેર, ડી નોમિનાલ-સુફિક્સે §§ ૩૫૧, ૪૧૦ ૬૮૬ ૬૯૩

નેપાળી 'અલૈંચિ,' હિંદી, પંજાબી 'ઈલાચી,' પંજાબી 'ઈલાઇચી,' મરાઠી 'એલચી,' 'એલાચી' છે. ફારસીમાં 'અલાચી' છે[1].

નરસિંહરાવ માને છે કે ગુજ. એલચીનો '-ચી' અંશ કન્નડ 'યાલક્કિ'ની સહાય વિના કોઈ પણ રીતે સમજાવી શકાય તેમ નથી.[2] વળી તેઓ કહે છે કે અજ્ઞાન કે ભ્રમથી જ કેટલાક 'એલચી' સ્ત્રીલિંગ હોવાનું માને છે.

પણ ઉપર આપેલા '-ચી' '-ચો' પ્રત્યય લેતા શબ્દો પરથી, આપણે એવો તર્ક કરવાને લલચાઈએ કે સં 'એલા,' અપ. 'એલ' ને પછી '-ચી' લાગી 'એળચી', ને ળકાર ન જાળવી રાખતા પ્રાકૃતનુ ઉચ્ચારણ 'એલચી' ને સ્ત્રીલિંગ સામેનો વાંધો સાવ પાયા વિનાનો છે. કેમ કે સં 'એલા' સ્ત્રીલિંગ જ છે 'ગળચી', 'હડપચી' વગેરે જેવા '-ચી' પ્રત્યય લેતા શબ્દો સ્ત્રીલિંગ છે. સ્ત્રીલિંગી પ્રત્યયો લઘુતાદર્શક પણ હોવાથી 'એલચી' અને 'એલચો' નાની મોટી જાત માટે પ્રયોજાતા હોવાનુ સમજી શકાય તેમ છે, અને ખાસ તો એ કે શબ્દનુ કયુ લિંગ તે તેના વાસ્તવિક વપરાશ પરથી જ નક્કી કરવાનું હોય, ઐતિહાસિક કે વ્યાકરણી હકીકતોને આધારે નહીં

પણ સં. 'એલા' તથા ગુજ 'ઇનાયચી', 'એલાઇચી' અને કેટલાક સહજન્ય ભાષાના શબ્દો ફારસી 'અલાચી (જે મૂળે હિન્દની—મલબારની કોઈ ભાષામાથી લેવાયો હોય) અને કન્નડ 'યાલક્કિ', તામિળ 'યેલક્કાય' જેવાની અસર નીચે સધાયા હોય તેમ લાગે છે દ્રાવિડી શબ્દોમા 'એલ' ઉપરાત 'અક્કિ' અંશ છે તેનો અર્થ છે 'દાણો'

### ૭. ગુજરાતીના અગ વિસ્તારક પ્રત્યયો

ઘણી ભાષાઓમા લઘુતા, કુત્સા લાડ, લાલિત્ય, તોછડાઈ ઇત્યાદિ ભાવો સૂચવવા માટે નામ વગેરેને લગાડવાના વિશિષ્ટ પ્રત્યયો છે. 'છુરિયો' (છુરો), 'ઠાકરો' (ઠાકર), 'લીનકી' (લીલી), 'કુસુમડી' (કુસુમ), 'વજુ' (વ્રજલાલ), 'હાડલી'-'હાલની' (હાડી), 'રાતલડી' (રાત), 'હલકટ' (હલકુ), 'ડોલચુ' (ડોલ) વગેરે જોતા ગુજરાતીમા વપરાતા આવા પ્રત્યયોનો ખ્યાલ આવશે. સંસ્કૃતમા '-ક-', '-ર-', '-લ-', '-ટ-' વગેરે આ રીતે વપરાતા. 'બાલક'-(બાલ-), 'શિશુક'- (શિશુ-) 'કુટીર'-(કુટી-), 'પાણ્ડુર'-

૧. નેપાલી ડીક્શનરી. 'અલૈચી' શબ્દ નીચે

૨ ગુ. લે એ લી ૧, ૬૦-૬૧.

ગમે તે એક આવી શકતો ઉપરાંત આ પ્રત્યયો એકલા અથવા એ ત્રણે બેવડા લગાડી શકાતા. આ યોજના અનુસાર, તેમજ ઉપર જણાવ્યું તેમ ભિન્ન મૂળના બીજા ગુજરાતી અંગવિસ્તારક પ્રત્યયોનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય[૧] :

ગમે તે એક આવી શકતો ઉપરાંત આ પ્રત્યયો એકલા અથવા એક સાથે બેત્રણ લગાડી શકાતા. આ યોજના અનુસાર, તેમ જ ઉપર સૂચવ્યું તેથી ભિન્ન મૂળના બીજા ગુજરાતી અંગવિસ્તારક પ્રત્યયોનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય[1] :

૧. -ક-.

એ ક વ ડો

( ૧ ) સં. '–અકઃ', '-ઇકા', '–અકમ્'.
પ્રા. '–અઓ', '–ઇઆ', '–અઅં'.
અપ '–અઉ', '–ઇઅ', '–અઉં' કે 'અઉँ'.
ગુજ. '–ઓ', '–ઈ,' '–ઉँ'.

ઉદાહરણો—હાકરો (હાક્ર), તબૂરો (તબૂર), હાથો (હાથ), ડુંગરો (ડુંગર), કમળી (કમળા), ડોકી (ડોક), નાકું (નાક), પાનુ (પાન).

( ૨ ) સં. '–ઇક–'ના ઉદાહરણો નથી મળતા. પણ '–ઇક–' + '–ક–' ('–ઇકકઃ', '–ઇકકમ્ઃ' ગુજ. –ઇયો, –ઇઉં) નાં મળે છે;

ઉદાહરણો—નાથિયો (નાથો, 'નાથ–'), ભોજિયો (ભોજો, 'ભોજ–'), ભાણિયો (ભાણો, *'ભાગિન'), ડાંડિયો (ડાંડો, 'દણ્ડ–'), જાડિયો (જાડો, પ્રા. 'જડ્ડ–' સં. 'જડ–'), નોળિયો ('નકુલ–'), ખોળિયું (ખોળું), કાગળિયો (કાગળ), ધોળિયો (ધોળો, 'ધવલ–'), ટીણિયું (ટીણું, = તીણું, 'તેજન'), જાળિયું (જાળું, 'જાલ–').

મૂળના ઈકારાત નામને '–ક–' + '–ક–' લાગતા પણ ગુજરાતીમા '–ઇયો' '–ઇયું' થાય છે :

ઉદાહરણો—પ્રાણિયો, (પ્રાણી), હરિયો (હરિ), હાથિયો (હાથી), લોભિયો, લોભિયું (લોભી), પાપિયો, પાપિયું (પાપી).

( ૩ ) સં '–ઉકઃ', '–ઉકા', ગુજ. '–ઉ'.
નાનુ (નાનાલાલ), રમુ (રમણીક), બાપુ (બાપ), ભાણુ (સરખાવો, ભાણી)

---

1. સર્વત્ર સંસ્કૃતમા હોય તેમ ગણીને મૂળ રૂપ આપેલું છે. પણ આમાથી કેટલાક પ્રત્યયો પાછળથી જ પ્રચલિત થયેલા છે સંસ્કૃતમા એમને મળતું કશું નહતું, એટલે એમનું કલ્પિત રૂપ આપેલું છે

ગમે તે એક આવી શકતો ઉપરાંત આ પ્રત્યયો એકલા અથવા એક સાથે બેત્રણ લગાડી શકાતા. આ યોજના અનુસાર, તેમ જ ઉપર સૂચવ્યુ તેથી ભિન્ન મૂળના બીજા ગુજરાતી અંગવિસ્તારક પ્રત્યયોનુ વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય[1] .

૧. -ક-.

એ ક વ ડો

( ૧ ) મ. '–અકઃ', '-ઇકા', '–અકમ્'.
પ્રા '–અઓ', '–ઇઆ', '–અઅં'.
અપ '–અઉ', '–ઇઅ', '–અઉં' કે 'અઉં'
ગુજ. '–ઓ', '–ઈ' '–ઉં'.

ઉદાહરણો—ઠાકરો (ઠાકર), તબૂરો (તબૂર), હાથો (હાથ), ડુંગરો (ડુગર), કમળી (કમળા), ડોકી (ડોક), નાકુ (નાક), પાનુ (પાન).

( ૨ ) સં. '–ઇક–'ના ઉદાહરણો નથી મળતા. પણ '–ઇક–' + '–ક–' ('–ઇકકઃ', '–ઇકકમ્ઃ' ગુજ. –ઇયો, –ઇઉં) ના મળે છે;

ઉદાહરણો—નાયિયો (નાયો, 'નાય–'), ભોજિયો (ભોજો, 'ભોજ–'), ભાણિયો (ભાણો, *'ભાગિન'), ડાંડિયો (ડાંડો, 'દણ્ડ–'), જાડિયો (જાડો, પ્રા. 'જડ્ડ–' મ. 'જડ–'), નોળિયો ('નકુલ–'), ખોળિયુ (ખોળુ), કાગળિયો (કાગળ), ધોળિયો (ધોળો, 'ધવલ–'), ટીણિયુ (ટીણુ, = તીણુ, 'તેજન'), જાળિયુ (જાળુ, 'જાલ–').

મૂળના ઈકારાત નામને '–ક–' + '–ક–' લાગતા પણ ગુજરાતીમા '–ઇયો' '–ઇયુ' થાય છે :

ઉદાહરણો—પ્રાણિયો, (પ્રાણી), હરિયો (હરિ), હાથિયો (હાથી), લોભિયો, લોભિયુ (લોભી), પાપિયો, પાપિયુ (પાપી).

( ૩ ) સં '–ઉકઃ', '–ઉકા', ગુજ. '–ઉ'.
નાનુ (નાનાલાલ), રમુ (રમણીક), બાપુ (બાપ), ભાભુ (સરખાવો, ભાભી)

---

૧. સર્વત્ર સંસ્કૃતમા હોય તેમ ગણીને મૂળ રૂપ આપેલુ છે. પણ આમાથી કેટલાક પ્રત્યયો પાછળથી જ પ્રચલિત થયેલા છે સંસ્કૃતમા એમને મળતું કશું નહતું, એટલે એમનું કલ્પિત રૂપ આપેલું છે

( ૪ ) મૂળના ઉકારાંત નામને '–ક–' + '–ક–' લાગ્યો હોય તેવા ઉદાહરણો મળે છે સં. '–ઉ' + 'ક–' + '–ક–', ગુજ. '–વો', '–વી', '–વું'

ગરવો (ગુરુ–), હળવું (લઘુ–), સાથવો (સક્તુ–), કડવું (કટુ–).

પછી આ '–વો' સ્વતંત્રપણે લઘુતાવાચક પ્રત્યય બની ગયો, જેમ કે,

છોડવો (છોડ), ઝાડવું (ઝાડ), શિયાળવું (શિયાળ), ઝાંઝવાં (સરખાવો, ઝઝા). અવધી, વ્રજ વગેરેમાં મદેસવા', 'રથિનવા', 'કગવા', 'ઘોડવા', 'અબવા' વગેરેમાં સામાન્ય વપરાશમાં રહેલા '–વા' પ્રત્યયનું મૂળ આ જ હશે?

## ખેવડો

( ૫ ) સં '–અક્ક–', ગુજ. '–અક–'

ઉદાહરણો—આખ્યાતિક ધાતુઓમાં : અડકવું (અડવું), સરકવું (સરવું), ખસકવું (ખસવું), ઝમકોળવું (ઝમોળવું), ઢળકતું (ઢળતું), લળકવું (લળવું), ઝળકવું (સં જ્વલ્–, ગુજ. ઝળહળવું), સળકવું (સરખાવો, સળવળવું), હીંચકવું (હીંચવું), ફરકવું (સ્ફુર્–).

મૂળે આ '–અક્ક–' ક્રિયાની ક્ષણિકતા–લઘુતા સૂચવવા વપરાતો હોય. ગુજરાતીમાં ટ–અંતી અંગોને લાગતો '–ટક–' એ અંશ, ક્રિયા ઘડી અટકતી ને ઘડી ચાલુ હોવાનો, ક્રિયા એકાએક અટકી પડ્યાનો, ક્ષણિક ટક્યાનો કે ચાલુ સ્થિતિ એકાએક બદલાયાનો ભાવ સૂચિત કરતો બની ગયો છે જુઓ ઉદાહરણો—અટકવું, કટકો, ખટકવું, ગટકાવવું, ચટકો, છટકવ. ઝટકો, ઝાટકો, પટકવું, ફટકવું, ફટકો, મટકું, લટકો, વટકવું

આમાંથી ઘણામાં રવાનુકારી ટકારાંત અંગને કૃત' લાગી પછી પ્રાકૃતમાં ક્રિય' થયું અને એમ કકારાંત અંગ સિદ્ધ થયું છે

એવી જ રીતે '–ળક–'એ અંશ ક્ષણિક ગતિ કે પ્રકાશનો સૂચક બની ગયો છે. આના તેમ જ '–અક્ક–' દ્વારા વિસ્તાર થયાના અન્ય ઉદાહરણો.

ખળકવું ચળકવું, ઝળકવું, ઢળકતું, લળકતું, મળકતું; ફટકવું, મટકવું, અટકવું, લટકવું, સટકવું, મગકવું, ગોલકવું, કડકવું; ઝબકવું, ધમકવું, ખાંગકવું, ટમકું લમકો લપકવું, ટપકવું.

(૯) સં. '–અક્ક–' + '–ક–', ગુજ. '–અકો'.

ઉદાહરણો—બેડકું (બેડુ), ફેડકી (ફેડો), બોડકુ (બોડુ), હોડકુ (હોડી), લોટકો (લોટો), પેટકુ (પેટ–લી), મોટકુ (મોટુ); કણકી (કણી), ટીણકું (ટીણિયુ), ઝીણકુ (ઝીણું), પાણકો (પાણો–પહાણો), મણકો (મણિ), દીણકુ (દીણું), મણકી (મણિ, સ્ત્રી), ભાણકી (ભાણી); ઢોલકુ (ઢોલ), હલકુ (હળ–વુ); નાનકુ (નાનુ), લીલકી (લીલી), હરકી (હરિ), વજકો (વજુ–વજલાલ).

## ૨. –ટ–

### એકવડો

(૧) સ. '–અટ–', ગુજ. '–અડ'.

ઉદાહરણો—બેનડ[1] (બેન, બહેન), ઢેલડ[2] (ઢેલ), વાતડ (વાત), વાઘડ ('વ્યાઘ્ર') સુખડ (પ્રાચીન સુકડ, પ્રા. 'સુક્ક–', સ 'શુષ્ક–'), ઘુવડ (સ 'ઘૂક–').

ફરડવુ, મરડવુ, મચરડવુ, ઉતરડવુ, ઘસરડવુ, ઢસરડવુ વગેરેમા આ જ વિસ્તારક પ્રત્યય હોવા સભવ છે.

(૨) સં '–અટ–' + '–ક–' '–અડો'.

ઉદાહરણો–જીવડો (જીવ), પાચડો (પાચ), બેટડો (બેટા), રાગડો (રાગ), લીમડો (નિમ્બ), આતરડી (આતર), આખડી (આંખ), વેલડી (વેલ), સૂપડુ (શૂર્પ–) પૂછડું (પૂછ).

'–ઇ– + –ટ' અને '–ઇ–' + '–ટ–' + '–ક–'ના ઉદાહરણો નથી મળતા.

'–ઉ– + –ટ–'નુ પ્રા અપ '–ઉડ–' અને '–ઉ–' + –ટ–' + '–ક–'નુ પ્રા અપ '–ઉડઅ–' થાય છે.

ગુજરાતીના ધ્વનિવલણ અનુસાર આ '–ઉડ–' અને '–ઉડઅ–'નું '–અડ' અને 'અડો–' થઈ જાય છે, એટલે ધ્વનિદષ્ટિએ તેવા પ્રત્યયયુક્ત શબ્દોને '–અડ', પ્રત્યયયુક્ત શબ્દોથી જુદા પાડી શકાતા નથી. અપભ્રશમા, 'બપ્પુડ–', 'બપ્પુડય–' ('બપ્પ–'), 'ણુગ્ગુડ–' ('ણગ્ગ–', 'નગ્ન–') અને 'વકુડ–', 'વકુડય–' 'વક–, ('વક્ક–', 'વક્ર–') મળે છે, ગુજરાતીમા તે 'બાપડો', 'નાગડો', 'વાકડો' બને છે.

૧. પ્રેમાનદકૃત દશમસ્કધમા બેનડ' (૪૯, ૧૪૦, પૃ. ૩૧૪) તેમજ 'બેહેનડ' (૫૩, ૧૬૪, પૃ. ૩૬૨) મળે છે પણ પ્રાચીન રૂપ 'બહિનર મળે છે તેઠ અહીં અપ્રસ્તુત.

૨. 'ઢેલડ ઢોકો પાળી વાળુ વેલ લે, હયો હયો કાલા વેરાણા ખેતમા એ પક્તિ.

'એલીડો,' 'હાથીડો', 'માછીડો', 'સાધુડો' વગેરે ઇકારાંત અને ઉકારાંત અંગોને '–ટ–' + '–ક–' લાગ્યાનાં ઉદાહરણો છે.

(૩) સં. '–ઓટ–' + '–ક–', ગુજ. '–ઓડો'.

(૪) સં. '–ઓટ–' + '–ઇક–' + '–ક', ગુજ. '–ઓડિયો'.

ઉદાહરણો—કાટોડો (કાટ), મરોડી (માટી), રાખોડો, રાખોડી (રાખ), લીટોડો (લીટો), ગપોડો (ગપ, ગપ્પો), ગંઠોડો (ગાઠો), થાકોડો (થાક), ધારોડી (ધાર), તારોડિયો (તારો).

બેવડો

(૫) સં. '–અટ્ટ–', ગુજ. '–અટ'.

ઉદાહરણો—હલકટ (હલકુ), ફોકટ (ફોક), પાકટ (પાકું, 'પકવ–'), ધીરટ (ધીર) ફીકટ (ફીકું, દે. 'ફિક્ક–'), પોચટ (પોચું, સરખાવો દેશ્ય 'પોચ્ચ–ડ–'), બળકટ (બળકું ?), બરછટ (સરખાવો, 'બરછી'–હિં 'બરછા'), ખરસટ (?), ચીકટ (સરખાવો, ચીકણું; સં. ચિક્ક, ચિક્કણઃ તેલુગુમાંથી)

મરાઠીમાં 'તીખટ', 'આંબટ' વગેરે જાણીતા છે.[૨]

(૬) સં. 'અટ્ટ–' + '–ક–', ગુજ. '–અટો'.

ઉદાહરણો—'ચોરટો' (ચોર), 'ભામટો' (ભામ–ણ, બ્રંમ), જોગટો (જોગી), લોકટો (લોક), લીટી (અપ. લીહ, સં. લેખા–), જુવટું–જુગટું (દ્યૂત–), છાકટો (? સરખાવો; છકવું–છોલું), પોપટો (પોપ–ડો ?)

(૭) સં. '–ઓટ્ટ–' + '–ક–', ગુજ. '–ઓટો'.

ઉદાહરણો—રાગોટો (રાગ), તાળોટા (તાળી), છીંકોટો (છીંક), હાકોટો (હાક)

'પાધોટું'માં અંશાંશનો '–પટ્ટ–' સાથે સંબંધ પણ શક્ય છે. આખ્યાતિક અંગોમાં 'ફંગોટવું', 'રઝોટવું', 'રાખોટવું', 'ખાખરોટવું', વગેરેમાં આ જણાય છે.

૩. –લ–

એકવડો

(૧) સં. '–અલ–' ગુજ. '–ળ'.

---

૧. 'ધીરટપણુ' (માધવાનલકામકંદલા, ૧-૩૩).

૨. ગુજરાતી ઉદાહરણો ઘણાંખરાં મરાઠીમાંથી આવ્યા હોવાનો સંભવ છે.

ઉદાહરણો—સાથળ (સં. 'સક્થિન્'), હેઠળ (હેઠ, પ્રા. 'હેટ્ઠા'), શામળ (સ્યામલ-, શ્યામ-), આગળ ('અગ્ર', 'અગ્ગ'), પાછળ ('પશ્ચ', 'પચ્છ').

(૨) સં. '-અલ-' + '-ક-', ગુજ. '-ળો'.

ઉદાહરણો—આખળો (સં. 'અક્ષ-'), વીજળી (વીજ), પીળું (સં. 'પીત-'), પીંગળું (સં 'પિંગલ-', 'પિંગ-'), પહોળું ('પૃથુન-', 'પૃથુ-'), બહોળું (સં. 'બહુલ-', 'બહુ-').

આમાંથી છેલ્લા બે ઉદાહરણો ઉકારાત અંગોના છે.

'-ઇ-' + '-લ-' (+ '-ક-') અને '-ઉ-' + '-લ-' (+ '-ક-')નાં ઉદાહરણો મળતાં નથી. આ શબ્દાંતર્ગત '-ઇ-', '-ઉ-' ગુજરાતીમાં '-અ-' બની જવાના વલણને આભારી હોય.

( ૩ ) સં. '-ઓલ-', ગુ. '-ઓળ'.

( ૪ ) સં. '-ઓલ-' + '-ઇક-' + '-ક-', ગુજ. '-ઓળિયો'.

ઉદાહરણો—આખ્યાતિક અંગોમાં

ફગોળવું (ફગાવવું), ડખોળવું (ડખો), ફંફોળવું (ફાંફા).

ડાભોળિયું (ડાભ), બચોળિયું (બચ્ચું).

## બેવડા

( ૫ ) સં. '-અલ્લ-', ગુજ. '-અલ'.

ઉદાહરણો—સોનલ (સોન), વીજલ (વીજ), જાણતલ (જાણતું), રોતલ (રોતું), રાદલ (રત્તા-દે), ફૂટલ (ફૂટું), તૂટલ (તૂટું), ખૂંટલ (ખૂંટ-વું).

( ૬ ) સં. '-અલ્લ-' + '-ક-', ગુજ. '-અલો';

( ૭ ) સં. '-અલ્લ-' + '-ઇક-' + '-ક-', ગુજ. '-અલિયો'.

ઉદાહરણો—ભગલો (ભગુ, ભગવાન), બગલો (બગ), ચોટલો (ચોટી), ઢગલો (ઢગ), કાંખલી (કાંખ), ખોખલો (ખોખુ), ઓખલો (ખોખો), બેઢલું (બેઢું), હાંલ્લી (હાંડલી, હાડી), ગાલ્લી (ગાડલી, ગાડી), ચાંલ્લો (ચાંડલો, ચાંદલો, ચંદ્ર-), ચાદલિયો (ચાંદો, ચંદ્ર-), તારલિયો (તારો).

સં. -ઉલ્લ-' + '-ક-'નું પ્રાચીન ગુજ.માં '-ઉલઉ', '-ઉલો' થાય છે, તે અર્વાચીન ભૂમિકામાં '-અલો' થઈ જાય છે : 'હંસુલઉ' (હંસુલ્લઉ)—'હંસલો,' 'મોરલો' ('મોરુલ્લઉ'), 'કડવું' ('કડુલઉ') વગેરે.

( ૮ ) સં. '-ઇલ્લ-' અને '-ઇલ્લ-' + '-ક-'નું ગુજ. '-એલ', '-એલું' એ વિશિષ્ટ પરિવર્તન છે.

સંસ્કૃતના અનિટ્ ધાતુઓના ભૂતકૃદંતને તેમ જ ભૂતકૃદંતના '-ઇત-' પ્રત્યયમાંથી થયેલા પ્રાકૃત '-ઇઅ-' વાળા રૂપને પ્રાકૃતમાં (આગમોની ભાષામાં વસુદેવહિંડી વગેરેમાં) '-ઇલ્લય-' લાગીને 'મારિએલ્લય', 'દિણ્ણેલ્લય' વગેરે થયા છે. તે પરથી ગુજરાતી, મરાઠીમાં લકારવાળાં ભૂતકાલીન કૃદંત આવ્યાં છે.

ઉદાહરણો—દીધેલ, દીધેલું (દીધું), ખાધેલ, ખાધેલું (ખાધું), પીધેલ, મૂકેલ, કરેલું, મારેલું વગેરે.

( ૯ ) સં. '-ઓલ્લ-' + '-ક-', ગુજ. '-ઓલું' ના ઉદાહરણ નથી મળ્યાં પણ સં. '-ઓલ્લ-' + '-ઇક-' + '-ક-', ગુજ. '-ઓલિયું' 'સાપોલિયું' (સાપ) માં મળે છે.

## ૪. મિશ્રણો

( ૧ ) સં '-ઇક-' + '-ક્ક-' + '-ક-', ગુજ. '-ઈકો'.

ડંડીકો (ડાંડિયો, દંડ), પડીકું (પડિયો, પડો, પુટ).

પ્રકારાંતને '-ક-' + '-કક-' + '-ક-' લાગતાં આવું જ પરિણામ આવે છે. 'મણીકો' (મણિ).

( ૨ ) સં. '-ઉક-' + '-કક-' + '-ક-', ગુજ. '-ઊકો'.

મટુકી (મટ-કી, માટ-લી), ડંડૂકો (ડાંડો-દંડ), વધૂકું (વધુ, વધારે).

( ૩ ) સં. '-અક-' + '-ટ-' + '-ક-', ગુજ. '-આડો.'

ઉદાહરણો-સીમાડો (સીમ), દહાડો (દીહ, દિયહ, દિવસ-), ધુમાડો (સં. ધૂમ-), સંધાડો (સંઘ), ખોટાડો (ખોટો). રૂંવાડું (રૂંવું, રોમન્-).

( ૪ ) સં. '-ઇક-' + '-ટ-' + '-ક-', ગુજ. '-ઈડો'.

ઉદાહરણો-જાળીડાં (જાળિયાં, જાલ-), વાલીડો ('મારો વાલીડો' એ પ્રયોગમાં; વાલો, વહાલો),

( ૫ ) સં. '-ઉક-' + '-ટ-' '-ક-', ગુજ. '-ઉડો'.

ઉદાહરણો-વજુડો (વજુ, વ્રજલાલ), હરુડો (હરુ, હરિલાલ), લદુડાંપદુડાં (લટપટ), બાળુડો[1] (બાળ); બાપુડો.

---

૧. 'બાલૂડું' (પાઠાંતર, બાહૂઅડુ, બાલૂઅડુ) (માધવાનલકામકંદલા, ૧—૧૪૩)

( ૬ ) સં. '–અક–' + '–ટ્ટ–' + '–ક–', ગુજ. '–આરો'.
ઉદાહરણો–રૂંવાડું–રૂંવાટી (રૂંવું, રોમન્–); ગપાટો (ગપ, ગપ્પું).
ઝપાટો, સપાટો શંકાસ્પદ છે. 'ચોરાટિયો'મા '–અક–' + '–ટ્ટ–' + '–ઇક–', + '–ક–' સમજવા. રાકાટ (નાક), લુખાટ (લૂખું) જેવામાં '–આટ'.

( ૭ ) સ. '–અક–' + '–લ–, ગુજ. '–આળ'.
ઉદાહરણો–પેટાળ (પેટ), વચાળ (વચ–મા, વિચ્ચ–).

( ૮ ) સં. '–અક–' + '–લ–' + '–ક–', ગુજ. '–આળો'.
ઉદાહરણો–ગોટાળો (ગોટો), કુડાળું (કુંડું, કુણ્ડ–), પીંડાળો (પીંડો, પિણ્ડ–)

( ૯ ) સ. '–અક્ક–' + '–ટ–' + '–ક–', ગુજ. '–અકડું'.
ઉદાહરણો–નાનકડું (નાનકું, નાનુ, શ્લક્ષ્ણ–) 'રમકડું', 'કચકડું' જુદી રીતે ઘડાયા હોય.

( ૧૦ ) સં. '–અકક–' + '–લ્લ–' + '–ક–', ગુજ. '–અકલું'.
ઉદાહરણો–સાચકલું (સાચું, સત્ય).

( ૧૧ ) સં. '–અક્ક–' + '–ઉક–' + '–ટ–' + '–ક–', ગુજ. '–અકુડો'
ઉદાહરણો–નનકુડો (નાનુ, નાનકુ), ટીચકુડું (ટીચકું), ટીણકુડું (ટીણકું).

( ૧૨ ) સં. '–ઉક્ક–' + '–ટ–' + '–ક–', ગુજ. '–ઉકડું'.
ઉદાહરણો—ટચૂકડું (ટચકુ), ટબૂકડું (ટબૂ. ટબુડી), બચૂકડું, બટૂકડુ..

( ૧૩ ) સં. '–ઉક્ક–' + '–લ્લ–' + '–ક–', ગુજ. '–ઉકલું'.
ઉદાહરણો—બચૂકલું (બચ્ચું), ટબૂકલું (ટબુ), સાચૂકલુ (સાચું, સત્ય–).

( ૧૪ ) સં. '–ટ–' + '–લ્લ–' + '–ક–', ગુજ. '–ડલો'
ઉદાહરણો—આંખડલી, વાતડલી, મુખડલું.

( ૧૫ ) સ. '–લ્લ–' + '–ટ–' + '–ક–', ગુજ. '–લડો'.
ઉદાહરણો—રાતલડી, જીભલડી, વીજલડી, કુંજલડી, મરકલડું.

## ૫. ગુજ. –ખો

આનું મૂળ સ્પષ્ટ નથી.
ઉદાહરણો :–ડાળખી ( ડાળી ), લહેરખી ( લહેર ), માળખું ( માળો–માળિયું ),

તણુખ–લ્રુ, તરખ–લુ ( તરણુ–ખલું, તરણું, તૃણુ– ), લૂમખો ( લૂમ ), ઝૂમખો (ઝૂમ ?), ચગરખી (?).

૬. ગુજ. -ચુ, –ચી, ફારસી –ચેહ.[1]

ઉદાહરણો – ડોલચુ ( ડોલ ), ઢીમચુ ( ઢીમ ), ગાગ(પ)ચુ, ગાગ(પ)ચી (ગાગ–ડુ), ગળચી (ગળુ), નાળચુ (નાળ, નાળુ), પોપચુ (પોપ–ડો), હડપ(બ)ચા (હડફો ?), નકૂચો (નાકુ ?), કૂકચા (કુકા)

સરખાવો : હિંદી દેગચા, દેગચી (દેગ), સદૂકચા, સદૂકચી (સદૂક).

આ રીતે 'ઓ', 'ઇયો', ઉ 'વો', 'અક', 'અો', 'અડ' 'અડો', 'ઓડો, 'ઓડિયો', 'અટ', 'અરો', 'ઓરો', 'ળ', 'ળો', 'ઓળ', 'ઓળિયો'. 'અલ', 'અલો', 'અલિયો', 'એલ', 'એલુ', 'ઓલિયુ', 'ઈકો', 'ઈકો', 'ઈડો', 'ઉડો', 'આરો', 'આટિયો', 'આળ', 'આળો', 'અકડુ', 'અકલુ', 'અકુડો', 'ઊકલુ', 'ઊકડુ', 'ડનો', 'લડો', 'ખો' અને 'ચો' એમ આગળથી જેટલા ગુજરાતીના અગવિસ્તારક પ્રત્યયો અહીં નોધ્યા છે આમાથી કેટલાક કુત્સા, લઘુતા, લાડ, લાલિત્ય, તિરસ્કાર વગેરેના ભાવોને પણ વધતેઓછે અશે જાળવી રાખ્યા છે, તો કેટલાક મૂળથી સહેજ જુદા અર્થમાં પણ રૂઢ થયેલા છે

## ૮. વિશેષણની પૂર્વે લાગતો 'સ–' પ્રત્યય

'સશક્ત'ને મ. 'સશક્તિ'નું અર્વાચીન ગુજરાતી અર્ધ તત્સમ રૂપ ગણી શકાય તેમ છે 'રીત' (રીતિ), 'મત' (મતિ) વગેરેની જેમ 'શક્ત' (શક્તિ). પણ વિશેષણ હોવા છતા આરભે 'સ' ઉમેરતા શબ્દો અર્વાચીન ગુજરાતીમા જ નહીં, પણ પ્રાકૃત, ઉત્તરકાલીન સસ્કૃત, અપભ્રશ, પ્રાચીન ગુજરાતી, પ્રાચીન મારવાડી ( ડિંગળ ), પ્રાચીન અવધી અને બગાળીમાંથી પણ મળી આવે છે. એટલે 'સશક્ત' પણ એ રીતે ઘડાયો હોવાની ઘણી સંભાવના છે 'સશક્ત' જેવા કેટલાક ઉદાહરણો અહીં એકઠાં કર્યા છે

ઈસવી પાંચમી સદીના પ્રાકૃત કથાગ્રથ વસુદેવહિંડીમા બે વાર 'સસક્કિઅ' શબ્દ 'સક્કિઅ' ('શક્તિ')ના અર્થમા આવે છે ·

'તતો અહમવિ સસક્કિઓ ઉવસુદ્દિપયારેણુ તમણુગચ્છામિ' (૧, ૪૦, ૧૯)
'નુદ્ધીસાથીવાયચારુકુસલો સમક્કિય સે ચરિય અવલક્ખેમિ' (૧, ૪૧, ૧૭.)

---

૧. જુઓ આ સગ્રહમા પૃ ૨૦૯–૨૧૦

શાંતિસૂરિની ઉત્તરાધ્યયન–ટીકામાં વસુદેવહિંડીમાંથી જ 'સમકિય' લેવાયો છે. આ ઉપરાંત 'સવિલક્ખ' (='વિલક્ખ'), 'સમભંત' (=ભંત'–'સંભ્રાન્ત') અને 'સસિણિદ્ધ' (='સિણિદ્ધ'–'સ્નિગ્ધ') દેવેન્દ્રસૂરિની ઉત્તરાધ્યયન–ટીકામાંથી વાકોબીએ નોંધ્યા છે[1]

પૂર્ણભદ્રના પંચાખ્યાનકમાં[2] 'સચકિત' (='ચકિત') મળે છે.

સંદેશરાસ ના ઉત્તરકાલીન અપભ્રંશમાં 'સકોમલ' (='કોમલ') 'સવિલક્ખ' (=વિલક્ખ) 'સકસાય' (=કષાય), 'સલજ્જિર' (=લજ્જિર) 'સગગ્ગિર' (=ગગ્ગિર), 'સલોલ' (=લોલ) મળે છે.

પ્રાચીન મારવાડી (ડિંગળ)ના પ્રસિદ્ધ કાવ્ય વેલિ ક્રિસન રુકમણી રી (ઈ. સ. ૧૫૮૦)માં 'સકુસળ' (='કુશળ'), 'સઘન' (=ઘન'), 'સભિન્ન' ('ભીનું'), 'સસત' ('સત') વપરાયા છે ટિપ્પણી (પૃ. ૩૮૪)માં સંપાદકો કહે છે કે. કિસી શબ્દવિશેષ પર જોર દેને કે લિએ મારવાડી મેં 'સુ' યા 'સ' લગા દેતે હૈં આ રીતે મારવાડીમાં 'સથિર' (='થિર') વપરાયો છે

મેરધૂ સથિર અહરાવ–સિર મેદણી' (રાજસ્થાન–ભારતી. એપ્રિલ ૧૯૪૬, પૃ ૭૫) તુલસી રામાયણ (રામચરિતમાનસ, ઈ. સ. ૧૫૭૫–૭૭)ની અવધીમાં 'સભીત' (=ભીત) અનેક વાર વપરાયો છે:

'પરમ સભીત ધરા અકુલાની'
—બાલકાંડ ૧૮૪,૪.

આ જ પ્રમાણે ૧૩૮,૨, ૧૩૯,૨; ૨૦૨,૩; ૨૨૯,૧૦ વગેરે.

સોળમી સદીના બંગાળી કવિ ગોવિંદદાસે 'સચકિત' વાપર્યો છે[3].

(તેની ભાષા વ્રજથી ખૂબ પ્રભાવિત છે):

'કર્પૂર તામ્બૂલ વદનહિ પૂરલ
સચકિત ભેલ પીતવાસા'

અને

'સચકિત નયને નેહારઇ સહચરી'

---

1 એર્સેલુન્ગન, શબ્દકોશ, Sa° નીચે

2 હેર્ટેલ સંપાદિત પંચાખ્યાનક, ૭૦, ૩

3 બિસ્વપતિ ચૌધરી એ ક્રિટિકલ સ્ટડિ ઑવ ધ સૉન્ગ્ઝ ઑવ ગોવિંદદાસ, ૨ જર્નલ ઑવ ધ ડિપાર્ટમેન્ટ ઑવ લેટર્સ, ગ્રંથ ૨૩, ૧૯૩૩, પૃ ૩

અર્વાચીન બ ગાળીમા 'સચકિત' સામ ન્ય વપરાશમા છે

પ્રેમાનંદના દશમરક ધમા 'સકોમળ' મળે છે :

'સકોમળ પદમા બળ અત્યત' (૭–૨૬)

તે જ રીતે ૫૧, ૨૫ અને ૭૫, ૧૬૧ મા તે વપરાયો છે. અર્વાચીન ગુજરાતીમા 'સાનુકૂળ' ('અનુકૂળ'), 'સઘન' (ઘન) ચાનુ વપરાશમા છે.

આ બધી સામગ્રી પરથી સ્પષ્ટ થાય છે કે 'સશક્ત'નો 'સ–' કોઈ તરગને કે અશુદ્ધિને કારણે નહીં, પણ માધ્યમિક ભારતીય–આર્ય અને અર્વાચીન ભારતીય–આર્યની પ્રાચીન ભૂમિકામા પ્રર્વતતા એક વલણના પરિણામે આવેલો છે. દેખીતી રીતે જ તે મૂળે આધિક્ય કે ભાર દર્શાવવા પ્રયોજાતો અને એ દૃષ્ટિએ સસ્કૃત 'સુ–' સાથે એનો સબધ બાધી શકાય અપભ્રશમા 'સુ–'નો સારો એવો ચચાર[૪] હતો. આ વલણ પછીથી પણ ચાનુ રહ્યુ જણાય છે, કેમ કે વેલિ ક્રિસન રુકમણી રીના નમુનો જેટલા શ્લોકમા બાવીશેક 'સુ–' વાળા શબ્દો મળે છે. આમા મોટા ભાગના શબ્દોમા 'સુ–' મૂળ શબ્દના અર્થમા ખાસ કશો વધારો કરતો જણાતો નથી. લઘુતા કે લાડ દર્શાવતા અગવિસ્તારક પ્રત્યયોની જેમ 'સુ–' આધિક્ય કે પ્રાશસ્ત્ય સૂચવતો, તે સમય જતા 'સ્વાર્થે' કે 'શબ્દાલકારે' કે છદપૂરક લેખે પ્રયોજાવા લાગ્યો. 'સ–'નુ પણ એમ જ છે. 'સશક્ત' એટલે 'શક્ત'. સસ્કૃત '–વર–' એ પરપ્રત્યયનો અર્થવિકાસ પણ આ જ પ્રકારનો છે તે પણ 'પુરુષવર', 'મિત્રવર' વગેરેમા પ્રાશસ્ત્યે છે અને તેનો પણ અપભ્રશમા સ્વાર્થે પ્રયોગ થતો ગયો છે અને આપણે 'તરુવર' ને 'સરોવર' પ્રાશસ્ત્યના જરા પણ ભાવ વિના વાપરીએ છીએ.

પણ 'સુ–' એ એક જ 'સ–'નુ મૂળ નથી. કેટલાક પ્રયોગો પરથી આપણે એવુ માનવા પ્રેરાઈએ છીએ કે 'અ–'વાળા નઞર્થક પ્રયોગોના વિરોધમા, સાદૃશ્ય-બળે કેટલાક 'સ–'વાળા પ્રયોગો પ્રચલિત બન્યા હોય 'અસભ્રાન્ત'ના વિરોધમા 'સસંભ્રાન્ત', 'અશક્ત'ના વિરોધમા 'સશક્ત', 'અકોમલ'ના વિરોધમા 'સકોમલ' વગેરે. પૂર્ણભદ્રના 'પ ચાખ્યાનક'મા 'અજ્ઞાન'ના વિરોધમા 'સજ્ઞાન' ( = જ્ઞાન ) જેવો શબ્દ વપરાયો છે તે આ વલણનો જ દ્યોતક છે.

એ લક્ષમા રાખવાનું છે કે 'સ–' ઘણુંખરુ તત્સમ કે અર્ધતત્સમ શબ્દોને લાગેછે

૪ પુષ્પદતકૃત મહાપુરાણ (સધિ ૮૧–૯૦)મા સાત–આઠ અને સ્વયભૂકૃત પઉમચરિઉના વિદ્યાધરકાડમા સત્તાવીસ જેટલા 'સુ–'વાળા શબ્દો મળે છે

## નિર્દિષ્ટ પુસ્તકાદિની સૂચિ